

'નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય' ગ્રંથાવલિ

ક્રમાંક ૧૧

# ગાંધી-શિક્ષણ

( મહાત્માજીના જ શબ્દોમાં )

ભાગ ૧૧

## અસહકાર

( દ્વિતીય વિભાગ )

પ્રકાશક

નગીનદાસ અમુલખરાય

# આ પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

૧. વ્યવસ્થાપક—' નગીનદાસ રાષ્ટ્ર–શિક્ષણ પુસ્તક ભંડાર', નં. ૩૦, હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ, સર્કલ, કોટ, મુંબઈ.

૨. વ્યવસ્થાપક—' નગીનદાસ રાષ્ટ્ર–શિક્ષણ કાર્યાલય', લાલજી પુનશી ચાલ, ઘાટકોપર, જી. આઇ. પી. રેલ્વે; ( મુંબઇ. )

૩. કોઇ પણ ગામ અથવા શહેરના જાણીતા પુસ્તક વેચનારને ત્યાંથી.

૪. મહાસભા ( કોંગ્રેસ ) ની કોઇ પણ જાણીતી ગ્રામ્ય, તાલુકા કે જીલ્લા સમિતિમાંથી.

૫. રાષ્ટ્રીય સાહિત્ય કે ખાદીનો પ્રચાર કરતી કોઈ પણ સંસ્થામાંથી.

૬. રાષ્ટ્રીય શાળા, અથવા મહાશાળાના શિક્ષકો પાસેથી.

નગીનદાસ રાષ્ટ્ર-શિક્ષણ કાર્યાલય ગ્રંથાવલિ

ક્રમાંક ૧૧

# ગાંધી-શિક્ષણ

( મહાત્માજીના જ શબ્દોમાં )

## ભાગ ૧૧

---

# અસહકાર

( દ્વિતીય વિભાગ )

---

પ્રકાશક

નગીનદાસ અમુલખરાય

૩૦. હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ,

સર્કલ, કોટ, મુંબઇ.

૧૯૨૩

કિંમત રૂ. ૧-૦-૦

જો આપણો અસહકાર એ ખરેખર આત્મશુદ્ધિ હોય તો આપણે અને ઈંગ્લાંડ બન્ને ચડવાનાં. જ્યાં એક પણ મનુષ્ય તપશ્ચર્યા કરે છે ત્યાં વાતાવરણ શુદ્ધ થાય છે. મેલાં કપડાંને જેમ ક્ષાર આપો તેમ મેલ કપાય છે, તેવી જ રીતે આત્મશુદ્ધિ એ ક્ષાર છે. આપણે ચડીએ અને ઈંગ્લાંડ પડે એ અસહકારમાં અસંભવિત છે.

× × ×

શ્રદ્ધાની, અંતરના નાદની, વિચારની અને વર્તનની જે સ્વતંત્રતા આપણે માગીએ છીએ તે આપણે આપણા સામાવાળાઓને પણ આપવા તૈયાર રહેવું જોઇએ. અસહકાર એ આત્મશુદ્ધિનો માર્ગ છે; અને આપણે આપણાથી જૂદા પડનાઓનાં અંતઃકરણ અને લાગણીઓ જગાડવા સતત પ્રયત્નવાન્ રહેવા છતાં તેમનો વાળ વાંકો ન કરવો જોઇએ.

× × ×

દરેક સ્ત્રીપુરુષે મહાસભાની પ્રતિજ્ઞા લેવી, અને ચાર આના આવી મહાસભાના દફતરમાં નામ નોંધાવવું. તિલક સ્વરાજ્ય ફાળો એકઠો કરવો. રાષ્ટ્રીય શાળાઓ ચલાવવી. દારૂ પીનારાઓના ઘરમાં જવું. પરદેશી કપડાંનો ઉપયોગ કરનારને ખાદી પહેરવા સમજાવવા. ઘેરઘેર રેંટિયા દાખલ કરવા. અંત્યજવર્ગને મદદ દેવી. પંચાયતો સ્થાપવી. નિષ્પક્ષપાતપણે દર્દીની કે જખમીની સેવા કરવી—ભલે તે ગોરો હોય કે કાળો. આ કામોમાં એક પણ એવું નથી કે જેમાં આપણને જુગના જુગ જોઇએ.

× × ×

સરકારની સત્તા મશીનગનથી નહિ પણ એનામાં રહેલા આપણા મોહથી ટકે છે. એ મોહ ત્રણ પ્રકારના છેઃ ધારાસભાનો મોહ, અદાલતોનો મોહ, અને કેળવણીનો મોહ. મારે મન ધારાસભામાં જવું એ પાપ છે, અદાલતમાં જવું એ પાપ છે, નિશાળમાં જવું એ મહા પાપ છે.

પ્રિન્ટર એમ. એન. કુળકર્ણી, કર્નાટક પ્રેસ, ઠાકુરદ્વાર, મુંબઈ.

મારાં સ્વ. ફઇબાશ્રી
જીવકોર બાઇને
ચરણે

# નિવેદન.



બત્રિશ કરોડ 'દેવ' અથવા તેજસ્વી મનુષ્યોથી વસાયેલો ભારત, ગમે તેટલો મહાન્ હોવા છતાં, કાંઈ કાળચક્રની મર્યાદા બહાર ન હોઈ શકે. નિરંતર ગોળાકારે ફરતા કાળચક્રના ઉપલા ભાગમાં જ્યારે હિન્દુસ્થાન હતું—અર્થાત્ આકાશ તરફ તેની ગતિ હતી—એટલે કે 'દેવતાઈ ભાવનાઓ' તરફ હિન્દીઓ નિરંતર ગતિશીલ હતા, તે વખતે ખરેખર તેઓ 'દેવ' હતા; પરંતુ જ્યારે કાળચક્રના નીચલા ભાગમાં તેઓ ગતિ કરવા લાગ્યા અર્થાત્ પૃથ્વી તરફ—જડતા તરફ—એમની ગતિ થતી ગઈ ત્યારે સ્વભાવતઃ એમની દિવ્યતા દૂર થઈ, ચેતનશક્તિ સૂઈ ગઈ અને દેહ પણ કીટવત્ બની ગયો.

પૃથ્વી તત્ત્વ તરફ ખેંચાવું, જડવાદ તરફ આકર્ષણ થવું, અધર્મમાં જઈ પડવું એ બધું એક જ છે. એ સ્થિતિમાં મનુષ્યનો આત્મા સૂતેલો હોય છે તેથી ભીરુતા એ તેનું મુખ્ય લક્ષણ બને છે. ભીરુતાને લીધે એની બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતા અદૃશ્ય થાય છે અને બુદ્ધિની એ સ્થિતિને લીધે ઇંદ્રિયો આપખુદ બની દેહરાજ્યમાં અંધાધુંધી ઉત્પન્ન કરી શરીરને નિર્માલ્ય બનાવી દે છે.

હિન્દુસ્થાનની એ દશા ચાલી રહી હતી—ચાલી રહી છે. વ્યક્તિઓના દેહરાજ્યમાં અંધાધુંધી ચાલવાને પરિણામે સમાજવ્યવસ્થા તેમ જ રાજ્યવ્યવસ્થા અસ્તવ્યસ્ત થાય એમાં આશ્ચર્ય શું ? રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓની અંધાધુંધીનું સ્વાભાવિક પરિણામ છે.

બુદ્ધિમાંથી નિર્મળતા, તીવ્રતા અને વિશાળતાના ગુણો અદૃશ્ય થયેલા હોવાને લીધે આજસુધી હિન્દીઓ હિન્દી રાજકીય પરતંત્રતાને કોઈ બહારથી આવી પડેલી ચીજ માનતા હતા અને એ અજાણી—નહિ સમજાતી—કાલ્પનિક ચીજ સાથે માથાં અફાળતા હતા.

તેઓ ઘડીમાં એ પરતંત્રતાના ભૂતને એમનો પીછો છોડવા આજીજી કરતા, ઘડીમાં ગુસ્સે થઈ તેના ઉપર માથું અફાળતા કે મુક્કા મારતા. 'આજીજી' તેમ જ 'ગુસ્સો' એ બંને અશક્તિનાં સંતાન છે એ એમને નિર્મળ, વિકસિત તીવ્ર બુદ્ધિના અભાવે સૂઝયું નહિ. પરિણામે આજીજી અને ગુસ્સા દ્વારા તેઓ પોતાને વધારે ને વધારે અશક્ત બનાવતા ગયા.

અંધકારમાં થઇને જ પ્રકાશમાં અવાય છે. નિષ્ફળતા જ સફળતાની સીમાએ પહોંચાડે છે.

હિંદી પરતંત્રતા જ્યારે હિંદીઓને અસહ્ય થઇ પડી અને એને હઠાવવાના ઇલાજ ( આજીજી તેમ જ ગુસ્સો ) તદ્દન નિષ્ફળ નિવડ્યા, ત્યારે એક વ્યક્તિએ એ ઇલાજોથી હાથ ધોયા. એણે તપ આદર્યું. તપથી બુદ્ધિને નિર્મળ કર્યા બાદ એ બુદ્ધિ વડે મનન કર્યું. એવા મનનને પરિણામે એણે 'જોયું' કે રાજકીય પરતંત્રતા એ તો માત્ર વ્યક્તિઓનો અંધાધુંધીવાળી સ્થિતિનો 'પડછાયો' હતો. એને સમજાયું કે 'પદાર્થ' ખસે નહિ ત્યાંસુધી 'પડછાયો' હરગીઝ ખસી શકે નહિ. એણે શોધ્યું કે જડતા રૂપ 'પદાર્થ' ખસેડીને જ હિંદીઓમાં આત્મા—ચૈતન્ય—શક્તિ—ખુમારી જાગ્રત કરવાથી સામાજિક અંધાધુંધી તેમ જ રાજકીય પરતંત્રતા રૂપ પડછાયા આપોઆપ અદ્દશ્ય થશે.

પરંતુ આત્માને જગાડવાને આત્મા જ જોઇએ. બુદ્ધિ કાંઇ આત્માને જગાડવાની યોગ્યતા ધરાવતી નથી. જાગેલો આત્મા જ સૂતેલા આત્માને જગાડી શકે. બધો આધાર એક 'જાગેલા આત્મા' પર જ હતો.

એક દીવામાંથી હજારો બત્તી પ્રકટાવી શકાય છે. એક આત્મા કરોડો આત્માને પ્રદીપ્ત કરી શકે. તે તપસ્વીએ પોતાની શુદ્ધબુદ્ધિને હજુ આગળ ને આગળ દોડાવી, અને તે બુદ્ધિએ જોયું કે જે 'એક'ને ઢૂંઢવો છે તે કાંઇ બહાર ઢૂંઢી શકાશે નહિ; પોતાનામાં જ તેને ઢૂંઢવો, પોતાનું જ શુદ્ધ સ્વરૂપ પ્રકટાવવું, પોતાનામાં સુષુપ્તિ હાલતમાં રહેલી અસાધારણ શક્તિને પ્રકટ કરવી.

એ છૂપી શોધ બુદ્ધિને પ્રાપ્ત થતાં જ તે તપસ્વીએ સંપૂર્ણ મૌન સાથે આત્મવિકાસનું તપ આદર્યું. ધ્યેય નક્કી કરી, એના ઉપર દૃષ્ટિ સ્થિર કરી, એ 'ભાવના'માં જ પોતાના 'ભાન'ને ઓતપ્રોત કરી એણે યોગ સાધ્યો.

અને યોગને કયી ચીજ અસાધ્ય છે ?

તેણે પોતાનામાં દિવ્ય શક્તિ પ્રકટાવી, અને પછી એ વડે હિંદી આત્માઓને પ્રદીપ્ત કરવાનો મહાયજ્ઞ આરંભ્યો.

એ યોગીને આજે આખી દુનિયા 'મહાત્મા ગાંધી'ને નામે પીછાને છે.

ધર્મગ્લાનિના સમયમાં પરમ પુરુષો ઉત્પન્ન કરવાની અવિચલ કીર્તિ ભારતભૂમિએ સંપાદન કરેલી છે. ભારતભૂમિના આ ધર્મગ્લાનિના સમયે ભારતે મહાત્માજીને ઉત્પન્ન કરીને પોતાની પ્રાચીન કીર્તિ કાયમ કરી છે.

એમનામાં નિર્મળ બુદ્ધિ હોવાને લીધે કોઇ પણ ઘટનાનું આંતરસ્વરૂપ તેઓ સહેલાઇથી અને સ્વભાવતઃ જોઇ શકે છે. એમની ચિકિત્સા સ્વાભાવિક, તીવ્ર અને તલસ્પર્શી હોઇ ઘટનાનું મૂળતત્ત્વ તેઓને દેખાઇ જાય છે, અને મૂળતત્ત્વ પર જ એમની શક્તિ કામ કરવા લાગી પડે છે.

એમણે વ્યકિત તેમ જ સમાજ બંને તરફ ધ્યાન આપ્યું છે. વ્યકિતના આત્માને જગાડવા, તેની બુદ્ધિને નિર્મળ કરવા, તેનાં શરીરને નીરોગી અને વિકસિત બનાવવા એમણે ઇલાજો શોધ્યા છે અને બતાવ્યા છે; અને સમાજને સંઘટિત કરવા સંઘબળ પ્રકટાવવા, સંઘબળને આડું અવળું ન વિખેરી નાખતાં શુદ્ધ બુદ્ધિથી નક્કી કરેલા એક ધ્યેય તરફ જ વહેવડાવવા એમણે યોજનાઓ યોજી છે.

એમણે વ્યકિતમાં ચૈતન્ય પ્રકટાવ્યું છે, અને વ્યક્તિને ખેલવાનું યુદ્ધક્ષેત્ર પણ તૈયાર કરી આપ્યું છે, તેમ જ યુદ્ધશાસ્ત્ર પણ તે સાથે જ રચી આપ્યું છે, અર્થાત્ વ્યકિતગત જીવન અને સામાજિક જીવનના કાનુન પણ ઘડી આપ્યા છે.

એમણે મનુષ્યના સર્વ વ્યવહારના ભોમિયા તરીકે, ધર્મગુરુ તરીકે, રાજદ્વારી નેતા તરીકે, સમાજસુધારક અને સમાજવ્યવસ્થાપક તરીકે, શિક્ષણુસુધારક અને શિક્ષણુપ્રચારક તરીકે, વૈદ્ય અને તાલીમશાસ્ત્રી તરીકે, વ્યાપાર અને હુન્નરના દિશાસૂચક તરીકે, સાહિત્યશાસ્ત્રી તરીકે, રાજા તરીકે તેમ જ પ્રજા તરીકે, શિક્ષક તરીકે તેમ જ વિદ્યાર્થી તરીકે, ઉન્નતમાં ઉન્નત તેમ જ નમ્રમાં નમ્ર મનુષ્ય તરીકે, જીવન જીવી બતાવ્યું છે અને જીવનશાસ્ત્ર પણ રચી આપ્યું છે.

વળી સત્યાગ્રહનું અજીત શસ્ત્ર ભારતપુત્રોને આપી, તેઓમાં પોતાની ગૂમાવેલી સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા પણ જાગ્રત કરી આપી છે.

એવે સમયે અવળી બુદ્ધિને સવળી કરી ભૂલ્યાને ખરે માર્ગે દોરી જતા એ મહાન્ પુરુષે પોતે પ્રતિપાદન કરેલા—દાખલા દલીલ સાથેના—સર્વવ્યાપક સિદ્ધાંતો તેમની પોતાની જ વાણીમાં, પ્રસંગ તથા પુનરુક્તિનો દોષ ન આવે એ ધ્યાનમાં રાખી, યોગ્યક્રમમાં વિષયવાર શાસ્ત્રીય ઢબે સપ્રમાણ ગોઠવી સર્વોપયોગી શ્રેષ્ઠ વાંચન સમાજને પૂરૂં પાડવાનો આ અમારો નમ્ર પ્રયાસ છે. 'ગાંધી=શિક્ષણ' નામ આપી આ સઘળા વાંચનનો તેર ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

પશુબળ અને બુદ્ધિબળ પર વિજય મેળવી શકે એવું એકનું એક બળ જે આત્મબળ છે તેને પ્રકટાવનાર 'સત્યાગ્રહ' હોઈ સૌથી પહેલો એ વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મોને માન્ય, સર્વ ધર્મોના મધ્યબિંદુ અને આત્મા સમાન, તથા મહાત્માજીના જીવન અને ઉપદેશોના બીજ સમાન 'સત્યાગ્રહ'ને છોડી બીજા કયા વિષયને પહેલો મૂકી શકાય ?

બીજા ભાગમાં 'ધર્મ' વિષય લેવામાં આવ્યો છે. સર્વ ધર્મો અને વ્યવહારોનું અવલોકન પોતાની શુદ્ધબુદ્ધિથી કરવાને પરિણામે મહાત્માજીએ જે કાંઈ આ વિષયમાં કહ્યું છે તે સર્વ ધર્મવાળાઓને માન્ય થાય એવું અને વિકાસક્રમ સૂઝાડે એવું છે.

મન-વચન-કાયાનું આરોગ્ય કેમ સચવાય એ બતાવનાર 'આરોગ્ય'ને લગતો ઉપદેશ ત્રીજા ભાગમાં છે. 'કેળવણી' કેવી છે અને કેવી હોવી જોઈએ તેને લગતા તેમના દિશાદર્શક વિચારો ચોથા ભાગમાં, અને પાંચમા ભાગમાં 'સ્ત્રીસ્વાતંત્ર્ય'નું શુદ્ધ સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે.

દોલતની ઉત્પત્તિ તથા ઉપયોગ વિષેના જ્ઞાનને છઠ્ઠા ભાગમાં અને આર્થિક મુક્તિનો માર્ગ દેખાડનાર 'સ્વદેશી'ને સાતમા ભાગમાં સ્થાન અપાયું છે. રાષ્ટ્રીય એકતાની ભાવનાને પોષનાર તથા પ્રજાની ખામીઓ ખુલ્લી કરી ઉંચા ગુણો અને ભવ્ય આદર્શો શીખવનાર 'પ્રજાબંધારણ' વિષયક તેમના લેખો આઠમા ભાગમાં સમાવ્યા છે. કૌટુંબિક ક્ષેત્રમાંથી

રાજકીય ક્ષેત્રમાં લઇ જઇ આપણું જીવન વિસ્તૃત કરાવનાર 'રાજ્યનીતિ' વિષયક લેખો નવમા ભાગમાં દાખલ કર્યા છે.

રાજકીય બાબતોમાં એટલો પ્રવેશ કરાવ્યા પછી–લોકહૃદયની એટલી તૈયારી કર્યા પછી–સ્વમાનનું ભાન કરાવી પોતાનામાંથી બૂરાઇ તજી અન્યની બૂરાઇનો અસંગ ઉપદેશનાર 'અસહકાર'નું ધાર્મિક અને રાજકીય યુદ્ધ લડવાની તાલીમ આપનારા એમના કથનોનો દશમા, અગિયારમા અને બારમા મળી ત્રણ ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે. વિસ્તૃત ભાનથી અનુભવાયલા એમના અંગત પ્રસંગો પ્રકીર્ણ સૂત્રો તથા વિચારોનો તેરમા ભાગમાં સમાવેશ કરી તે ભાગને 'અંગત વિચાર' નામ આપ્યું છે.

મનુષ્યને અને સમાજને નીરોગી, સમર્થ અને સુવ્યવસ્થિત કરવા માટે ઉપયોગી થઇ પડે એવું તેમનું તમામ શિક્ષણ આમાં સમાવેશ પામે છે એમ અમે માનીએ છીએ.

આ ગ્રંથાવલિનો લાભ લેવા નાના–મોટા દરેકને, ગ્રામ્ય તેમ જ શહેરી જીવન જીવનારને, સ્ત્રી તેમ જ પુરુષને, વિદ્યાર્થી તેમ જ શિક્ષકને, વ્યાપારીને, સેવકને, તેમ જ રાજદ્વારી પુરુષોને, ભક્તો તેમ જ ધર્મગુરુઓને આગ્રહપૂર્વક અરજ કરવામાં આવે છે. એમાં સર્વની મુક્તિની સામાન્ય ચાવી છૂપાયેલી જોવામાં આવશે.

જૂદા જૂદા ધર્મપંથોની ધાર્મિક શાળાઓમાં વિદ્યાર્થીઓને આ ગ્રંથાવલિના વિચારો વાંચી–વંચાવી–સમજાવી ઠસાવવાથી ધર્મની અચ્છી ભૂમિકા તૈયાર થયેલી જણાશે, અને તે ભૂમિકામાં કોઇ પણ ધર્મનાં ખાસ તત્ત્વો ઉગાડવાનું સહેલાઇથી અને આબાદ રીતે બની શકશે.

તમામ ધર્મોના આચાર્યોએ, સાધુ–સંન્યાસી–બાવા–ફકીર–મુલ્લાં–મોલવી–પાદરીઓએ તેમ જ મંદિર–દેવળ–દેરાસર–મસ્જિદ–ઉપાશ્રય–અગિયારી–ધર્મશાળા તથા મુસાફરખાના ઉપર કાબુ ધરાવનારાઓએ આ તેર પુસ્તકો પોતાને ત્યાં આવનાર જનાર સર્વેને વાંચવા માટે ખુલ્લાં રાખી તે મારફત દેશની તથા ધર્મની વર્તમાન સ્થિતિનો સંપૂર્ણ અભ્યાસ કરી–કરાવી પોતાના ઉપદેશનો પ્રવાહ સમયાનુસાર બદલી–બદલાવી પ્રજામાં ધર્મભાવના જાગ્રત કરવા માટે સતત પ્રયત્ન કરવા વિનંતિ છે.

વળી તેને સાધન તરીકે કામે લગાડી દરેક ધર્મમાં, રાજકીય પ્રવૃત્તિમાં, દુનિયાદારીના વ્યવહાર વિગેરેમાં પેસી ગયેલા સડા દૂર કરી દરેક વાંચક–વિચારક પોતે પોતાના ધર્મનો ઉદ્ધાર સરસ રીતે, સહેલાઇથી અને સંગીનપણે કરી શકશે.

ધાર્મિક પુસ્તકો અસલ ઢબથી અમુક પ્રસંગે વંચાય છે તેવી જ રીતે વાંચતાં ન આવડતું હોય તેવા માણસોની આગળ મહોલ્લે મહોલ્લે, દરેક ગામે અને દરેક ધર્મસ્થાને આ પુસ્તકો વંચાશે તથા તે ઉપર કવિવર્ગ રસમય કાવ્યો, ગરબીઓ, ભજનો તથા સંગીતો સુધરેલી તેમ જ ગ્રામ્ય ભાષામાં રચી આ શિક્ષણનો ફેલાવો કરશે તો હિંદનું અનહદ શ્રેય થશે.

હિંદુસ્થાન જેવા જૂદા જૂદા ઘણા ધર્મમતવાળા વિશાળ દેશમાં ધાર્મિક કેળવણી કોઇ પણ એક ધર્મમાં આપી શકાય નહિ ત્યાં આ ગ્રંથાવલિ દરેક શાળામાં પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગી થઇ પડશે.

આ ગ્રંથાવલિના બાલ–અભ્યાસીઓની પરીક્ષા લઇ વખતોવખત હરિફાઇમાં શ્રેષ્ઠ ઉતરનાર શાળા અગર તેના વિદ્યાર્થીઓને ઉત્તેજન તરીકે મદદ, છાત્રવૃત્તિ અગર ઇનામ આપવાની જૂદે જૂદે ઠેકાણે વ્યવસ્થા થશે, અગર શુભ પ્રસંગોએ આ પુસ્તકો ઇનામ તરીકે વહેંચાશે તો પૈસાનો બેશક ઘણો જ સદુપયોગ થયો ગણાશે. અમારી મારફત આ પુસ્તકોની નકલો વહેંચાવી પૈસાનો સદુપયોગ કરવાની કોઇને ઇચ્છા હશે તો તેમને તેમની ઇચ્છા અમલમાં મૂકી આપવા બનતો પ્રયત્ન કરીશું.

અનેક સ્થળેથી એકત્રિત કરેલા ગાંધીજીના બધા ગ્રાહ્ય વિચારોની ગોઠવણીમાં અમુક અમુક સ્થળે બે અથવા વધારે ફકરાઓની વિચારશ્રેણીમાં રસ અને એકતા જળવાય તે માટે અનુસંધાન તરીકે થોડા શબ્દો ન છૂટકે જ ઉમેર્યા છે, અને તે આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલા છે.

પ્રખ્યાત નામોની ઓળખ ફૂટનોટમાં આપેલી છે. આ ઉપરાંત આપવાયોગ્ય જણાયેલી કેટલીક નિર્વિવાદિત હકીકત તે તે ભાગના પરિશિષ્ટ તરીકે આપેલી છે; અને દરેક ભાગના દરેક લેખના પેરેગ્રાફના આધારની નોંધ તે તે ભાગને છેડે આપવામાં આવી છે.

મહાત્માજીએ જાહેર કરેલો કોઇ પણ વિચાર અથવા સિદ્ધાંત આ પુસ્તકોમાં રહી જતો નથી એમ અમે માનીએ છીએ; છતાં આ

પુસ્તકોમાં નહિ આવેલા એવા કોઇ પણ આધારભૂત વિચાર અગર સિદ્ધાંત તરફ અમારું ધ્યાન ખેંચવામાં આવશે, અગર બીજી કોઇ રીતે આ પુસ્તકો વધારે ઉપયોગી બનાવી શકાય તેવી સૂચનાઓ મળશે તો અમે તે માટે આભાર માની બીજી આવૃત્તિ વખતે મળેલી સુચનાઓનો ઉપયોગ કરીશું.

મહાત્માજી તેમ જ તેમના સિદ્ધાંતો જાહેર મિલ્કત હોઇ આ પુસ્તકોનો "કોપીરાઇટ' અમે રાખ્યો નથી, એટલે કોઇ પણ માણુસ કોઈ પણ ભાષામાં કોઇ પણ ઠેકાણે અસલ અગર ભાષાંતર કરી છાપી-છપાવી વેચી શકે છે.

આ પુસ્તકોનાં ગુજરાતીમાંથી જૂદી જૂદી ભાષાઓમાં ઉત્તમ ભાષાંતર કરી શકે એવા ચારિત્ર્યવાન્ સત્યાગ્રહીઓને તે કામ તાકીદે ઉપાડી લેવા વિનંતિ છે.

મહાત્માજીના સિદ્ધાંતોના ટેકા રૂપ અગર તે સિદ્ધાંતોને આગળ વધારે તેવા પોતપોતાના ધર્મના ઉત્તમ દૃષ્ટાંતો અગર સિદ્ધાંતો પૂરા પાડી શકે તેવા સ્વાર્થત્યાગીઓને તેવું કામ તાકીદે ઉપાડી લેવાની પણ અમારી તેટલી જ નમ્ર અરજ છે.

ખરા ઉત્સાહથી અને સ્વાર્થત્યાગથી આ દિશામાં કોઇ પણ કામ કરવાનું માથે લેનારને અમારાથી બની શકતી દરેક મદદ કરીશું.

જે જે પ્રકાશકોના પુસ્તકોમાંથી મહાત્માજીની વાણીનો સંગ્રહ કરવામાં આવ્યો છે તે બધાનો તથા આ કાર્યમાં મદદ કરનાર, અમારા કાર્યાલયના સેવાવૃત્તિવાળા ભાઇઓ સહિત સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.



# મહાત્માજીના જીવનની રૂપરેખા.



તા. ૨ ઓકટોબર ૧૮૬૯ ના રોજ પોરબંદરમાં જન્મ; પિતાનું નામ કરમચંદ ગાંધી, જે પ્રથમ પોરબંદર અને પછી રાજકોટના દિવાન હતા; કેળવણીઃ કાઠિયાવાડ હાઇસ્કુલ, લંડન યુનિવર્સિટી અને ઇનર ટેમ્પલ; ૧૮૮૧ માં શ્રીમતી કસ્તુરબાઇ સાથે લગ્ન; ૧૮૯૧ માં મુંબઇ હાઇકોર્ટના એડવોકેટ; ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકાની મુલાકાતે; ગોરાઓનો વિરોધ છતાં સુપ્રિમ કોર્ટના એડવોકેટ તરીકે દાખલ થયા; ૧૮૯૪ માં 'નાતાલ હિંદી મહાસભા'ની સ્થાપના કરી; ૧૮૯૫ માં આફ્રિકાના હિંદીઓના હકના રક્ષણ માટે હિંદમાં ચળવળ ચલાવી; દક્ષિણ આફ્રિકાના વિરોધીઓને હાથે રચાયેલા કારસ્થાન પ્રમાણે દક્ષિણ આફ્રિકા પાછા જતાં કિનારા પર ઉતરતાં જ તેમનું ખૂન થતું ત્યાંના પોલિસ સુપરિન્ટેન્ડન્ટની પત્નીએ અટકાવ્યું; ૧૮૯૯ માં બોઅર લડાઇમાં ઘવાયેલા યોદ્ધાઓની સારવાર કરનારી એક ટુકડીની સરદારી લીધી; ૧૯૦૧ માં તબિયત સુધારવા હિંદમાં પાછા ફર્યા; કલકત્તામાં ભરાયેલી ૧૭ મી મહાસભામાં ભાગ લીધો; દક્ષિણ આફ્રિકાના હિંદીઓના મુકદ્દમા ઉપર વિચાર ચલાવવા માટે નિમાયેલા મી. ચેમ્બરલેન આગળ તે રજુ કરવા નાતાલ પાછું જવું પડ્યું; ટ્રાન્સવાલની સુપ્રિમ કોર્ટના એટર્ની તરીકે નામ નોંધાવ્યું; 'ટ્રાન્સવાલ બ્રિટિશ ઇન્ડિયન એસોશીએશન'ની સ્થાપના કરી તેમ જ તેના મંત્રી તથા કાયદાના સલાહકાર થયા; 'ઇન્ડિયન ઓપિનિયન' નામનું પત્ર ૧૯૦૩ માં શરૂ કર્યું; ૧૯૦૪ માં દક્ષિણ આફ્રિકાના મજુરો અને માલેકો વચ્ચે ચાલેલી તકરારના પરિણામે થયેલા અનુભવ ઉપરથી અને રસ્કિનની તેમના ઉપર થયેલી અસરથી 'ફિનિક્ષ-નિવાસ'ની સ્થાપના ૧૯૦૪ માં કરી; તે જ સાલમાં જોહાનીસબર્ગમાં મરકી અટકાવવાનું કામ કર્યું; ૧૯૦૬ માં ઝુલુ બળવા વખતે મુડદાં ઉંચકનારાઓની સરદારી લીધી; 'એશિયાટિક લૉ' નામના કાયદા સામે

ચળવળ શરૂ કરી; સત્યાગ્રહની લડત આરંભી; પકડાયા અને કેદ આવી; 'ગાંધી–સ્મટસ' નામક સમાધાન થયું; આ સમાધાનથી હિંદના લાભો જોખમાયા છે એમ માનનાર એક હિંદી પઠાણે તેમના ઉપર પ્રાણઘાતક હૂમલો કર્યો; જનરલ સ્મટસે સમાધાનની શરતો કબૂલ કર્યા પછી તે ફરી જવાથી લડત ફરીથી ઉપાડી; પકડાયા અને જેલ મળી; ૧૯૦૮ માં 'હિંદ સ્વરાજ્ય' લખ્યું; ૧૯૦૯ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૧ માં તકરારનો તોડ આવ્યો; સ્વ. ગોખલેએ દક્ષિણ આફ્રિકાની મુલાકાત લીધી; ત્રણ પાઉંડનો કર નાબૂદ કરવાના અપાયેલા વચનનો ભંગ ૧૯૧૩ માં થવાથી ફરી સત્યાગ્રહ શરૂ કર્યો; ફત્તેહ થઇ; ૧૯૧૪ માં ઈંગ્લાંડની મુલાકાત લીધી; ૧૯૧૫ માં હિંદ પાછા ફર્યા; તે જ વર્ષના મે માસમાં 'સત્યાગ્રહ–આશ્રમ'ની સ્થાપના કરી; ૧૯૧૭ માં ચંપારણ્યની કુમકે ગયા; ૧૯૧૮ ના માર્ચમાં ખેડા જીલ્લાના સત્યાગ્રહનું મંડાણ તેમની આગેવાની નીચે થયું; અને જૂનમાં સફળ થયા; તે જ સાલમાં દિલ્હીની યુદ્ધપરિષદમાં ભાગ લીધો; અને ખેડામાં લશ્કર ભરતીનું કામ કર્યું; ૧૯૧૯ માં 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'નું તંત્રીપદ સ્વીકાર્યું; 'રૉલૅટ' કાયદા સામે ૧૯૧૯ ના એપ્રિલની છઠ્ઠી તારીખે સત્યાગ્રહનો આરંભ કર્યો; તેથી આખા દેશમાં જાગૃતિ આવી ગઇ; દિલ્હી જતાં તેમને સરકારે અટકાવ્યા; સરકારે તેમને ગિરફતાર કર્યા એમ સમજવાથી લોકોએ પંજાબ, અમદાવાદ વિગેરે સ્થળોએ ભારે રમખાણ મચાવ્યાં; દિલ્હી જતાં રસ્તામાંથી તેમને મુંબઈ પાછા લાવવામાં આવ્યા; ૧૯૧૯ ના નવેમ્બરમાં દિલ્હી ખિલાફત પરિષદને ખિલાફતની ચળવળ ઉપાડી લેવાની સલાહ આપી; અમૃતસર મહાસભામાં 'સુધારા' ના અમલ માટે સહકારનો ઉપદેશ કર્યો; પરંતુ પંજાબ–ખિલાફતના બનાવોથી સહકારની સર્વ આશા વ્યર્થ જતાં ૧૯૨૦ માં કલકત્તા મહાસભાની ખાસ બેઠકમાં અસહકારનો ઠરાવ પાસ કરાવ્યો; તે જ સાલના નવેમ્બરમાં 'ગુજરાત વિદ્યાપીઠ'ની સ્થાપના કરી; નાગપુરની મહાસભાની બેઠકમાં મહાસભાનું ધ્યેય નક્કી કરાવ્યું; ૧૯૨૧ ના એપ્રિલમાં બેઝવાડાનો કાર્યક્રમ નક્કી કર્યો; તે જ સાલની ત્રિશમી જૂન પહેલાં 'તિલક સ્વરાજ્ય ફંડ'માં કરોડ રૂપિયા એકઠા કરાવવામાં સાધનભૂત બન્યા; મુંબઇમાં થયેલાં તોફાનની શાંતિ કરાવી; અમદાવાદ મહાસભાની બેઠક વખતે ડીકટેટર નિમાયા; ૧૯૨૨ માં બારડોલી તાલુકામાં

સવિનય ભંગની કરેલી તૈયારી ચૌરીચૌરાના અત્યાચારોને લીધે પડતી મૂકી; રાજદ્રોહી ત્રણ લેખો માટે આઝાદ થયા; ૭ વર્ષની સાદી જેલ મળી; શાંતિ અને સ્વદેશીનો સંદેશો આપી ચડેલી રજા ભોગવવા યરોડા જેલ સીધાવ્યા; તે વીર મોહનદાસ કરમચંદ ગાંધીની વાણીનું હે વાંચક ! હવે તું અમૃતપાન કર.



## ઉપયોગમાં લીધેલાં પુસ્તકો.



'નવજીવન.' પ્રકાશક: નવજીવન કાર્યાલય, અમદાવાદ.

'હિન્દ સ્વરાજ્ય' પ્રકાશક: રાષ્ટ્રીય સાહિત્યમંડળ અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૭.

'યંગ ઇન્ડિયા.' એસ. ગણેશન, ટ્રીપ્લીકેન, મદ્રાસ. ઇ. સ. ૧૯૨૩.

'મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ.' ભાષાંતરકર્તા તથા પ્રકાશક: મથુરાદાસ ત્રિકમજી, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. સં. ૧૯૭૫.

'સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઑફ મહાત્મા ગાંધી.' પ્રકાશક: જી. એ. નટેસન, મદ્રાસ. તૃતીય આવૃત્તિ. ઇ. સ. ૧૯૨૨.

'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન.' પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઇ. તૃતીય આવૃત્તિ. સં. ૧૯૭૭.

'મારો જેલનો અનુભવ.'<br>'સર્વોદય.' } પ્રકાશક: ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.

'ઇન્ડિયન હોમરૂલ.' પ્રકાશક: ગણેશની કું. મદ્રાસ. પંચમ આવૃત્તિ. ઇ. સ. ૧૯૨૨.

'પત્રો.' પ્રકાશક: સેવક કાર્યાલય, અમદાવાદ. પ્રથમ આવૃત્તિ. સં. ૧૯૭૮.



# અનુક્રમણિકા.



# ગાંધી=શિક્ષણ.

## અસહકાર.

(દ્વિતીય વિભાગ)

## અસહકારના સિદ્ધાન્તો.

(પ્રથમ ખંડ)

### ૧. અસહકાર એટલે આત્મશુદ્ધિ.

૧. અસહકાર એટલે આત્મશુદ્ધિ. વૈદ્યકશાસ્ત્રનો નિયમ છે કે જેનું લોહી નદ્દન શુદ્ધ છે તેને ઝેરી જંતુ વળગી શકતાં જ નથી. શુદ્ધ લોહી ઝેરી જંતુનું નાશક છે. તેમ જ જો આપણે પોતે શુદ્ધ બની જઇએ, ન્યાયી બની જઇએ, તો આપણને અન્યાય શું કરવાનો હતો? અન્યાયીને દંડ દેવો એ ખોટી નીતિ. આપણે તેના અન્યાયને વશ ન થતાં દુઃખ ભોગવવું, તેના દંડ ખમવો એ ખરી નીતિ, કેમકે તેવી રીતે કસાયેલાને પછી કોઈ દંડી શકતું જ નથી.

૨. જો આપણી પ્રવૃત્તિ આત્મશુદ્ધિની છે તો તેની અસરથી દુષ્ટ અને પતિત સિક્કે આખી જ પ્રજા દિવસે દિવસે ચડવી જોઇએ. આપણી આત્મશુદ્ધિની પ્રવૃત્તિની એવી અસર થઇ રહી છે એવો આપણો દાવો છે,

એ આપણે ન ભૂલવું જોઇએ. જો એ દાવો કેવળ મોંઢાનો જ પૂરવાર થશે, તો જે રાજ્યતંત્રને સેતાની કહીને આજે આપણે મિટાવવા ઉઠ્યા છીએ, તેના કરતાં પણ વધુ સેતાની તંત્ર સ્થાપવાના આપણે ગુન્હેગાર ઠરીશું. આમ જો આપણે અહિંસાત્મક અસહકારની લડતમાં ઉતર્યા છીએ, તો આજે તે લડતને આપણે આપણા વિચાર, વાણી તેમ જ વર્તનમાં સરખી જ શોભાવવી રહી; અને જો આપણે તેટલી પૂર્ણતા બતાવવાને પૂરતા શક્તિમાન્ કે શ્રદ્ધાવાન્ ન હોઇએ તો તે નિખાલસ ભાવે આપણે કબૂલ કરી લઇએ.

૩. જો આપણો અસહકાર એ ખરેખર આત્મશુદ્ધિ હોય તો આપણે અને ઈંગ્લાંડ બંને ચડવાનાં. જ્યાં એક પણ મનુષ્ય તપશ્ચર્યા કરે છે ત્યાં વાતાવરણ શુદ્ધ થાય છે. મેલાં કપડાંને જેમ ક્ષાર આપો તેમ મેલ કપાય છે, તેવી જ રીતે આત્મશુદ્ધિ એ ક્ષાર છે. આપણે ચડીએ અને ઈંગ્લાંડ પડે એ અસહકારમાં અસંભવિત છે. આપણા અસહકારે ઈંગ્લાંડને નમ્ર બનવાનો, પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ આપ્યો છે. તે પ્રસંગ ઇંગ્લાંડ લેશે તો તે ભવ્ય બનશે; નહિ લે અને આપણો અસહકાર અસહકાર નહિ હોય તો ઇંગ્લાંડ તો પડેલું છે જ, અને સાથે આપણે દબાયા છીએ તેના કરતાં વધારે દબાવાના છીએ. આપણે તો નપુંસક છીએ. ઇંગ્લાંડની એડી તળે કચરાયેલા આપણને પૂરું ભાન પણ નથી કે ખરેખર આપણે કચરાયેલા છીએ, તેથી આપણા પોતાના કચરાવામાં સહાય દઇએ છીએ. પણ દબાવનાર પોતે પણ ઉતરે છે. કાદવમાં પગ મેલનારનો પગ ખરડાયા વિના ન રહે તેમ આપણને નીચે નાખનારને પણ નીચે ઉતર્યે જ છૂટકો.

૪. અસહકારને આત્મશુદ્ધિ અને યજ્ઞની રીતિ માન્યાં છે. જો અસહકારનો એ અર્થ ન હોય તો અસહકાર એ પાપ જ ગણાય. પુણ્ય–પાપ વચ્ચે મેળ ન હોય, અંધારા–અજવાળાને મેળ ન હોય, તે જ રીતે પ્રજાના હિતની વિરોધી સરકાર સાથે પ્રજાને પણ મેળ ન હોય. અસહકારથી આપણે સિદ્ધ કરીએ છીએ કે દુષ્ટમાં દુષ્ટ રાજ્યનીતિ પણ જો પ્રજા તેને સહન ન કરે, તેમાં પોતાનો હિસ્સો ન આપે, તો ટકી ન શકે.

૫. આ રાજ્યની સામે અપ્રીતિ ફેલાવવાના કાર્યમાં રોકાવાની આપણે જરૂર જ નથી. પ્રજાની આંખ આગળ અત્યારે આ રાજ્યતંત્ર જેટલું

કાળું છે તેથી વાધારે કાળું આપણે ચિતરી શકવાના જ નથી. આપણે તો એ રાજ્યતંત્રને દફનાવવાનો રસ્તો જ લોકોના હાથમાં મૂકી છૂટવું જોઇએ. એ રસ્તો આત્મશુદ્ધિનો છે. જ્યારે દારૂ ન પીવાને અગર તો રેંટિયો કાંતવાને ગુન્હો ગણવાનું જાહેર કરવાની સરકારને ફરજ પડે એવી સ્થિતિમાં આપણે તેમને લાવી મૂકીશું ત્યારે જ સરકાર ખરી સંકડામણમાં આવશે. આપણે સમજી જવું જોઇએ કે જ્યાંસુધી આપણે ચાલુ રાજ્યતંત્રથી અંજાઇને અગર તો અંજાયાનો દેખાવ કરીને અથવા તો તેને સખ્તી ચલાવવાને નામનું પણ બહાનું આપીને તેને પ્રતિષ્ઠા પહેરાવીએ છીએ ત્યાંસુધી જ એ નભી શકે છે.

૬. ગાળ દઇએ તો આપણને પોતાને જ દેવી જોઇએ કે ઘણી ઠોકરો ખાતા છતાં આપણે હજુ સીધા થયા નથી, અને હજુ આપણે જોઇતી આત્મશુદ્ધિ કરી નથી, જોઇતો સ્વાર્થત્યાગ નથી કર્યો, પૂરી કુરબાની નથી કરી. મને ઘણી વખત થયાં જ કરે છે કે આપણે થોકબંધ મરવાની શક્તિ જ્યાંસુધી મરીને નથી બતાવી, ત્યાંસુધી આપણામાં રહેલા અનેક પ્રકારના મેલ અને ભય આપણે નથી કહાડી શકવાના. આપણી ઉપર હજુ પૂરૂં દુઃખ પડ્યું નથી, તેથી મારે સારૂ અને ગુજરાતને સારૂ જે દુઃખો બીજા પ્રાન્તોમાં પડ્યાં છે તેના કરતાં ઘણું વધારે દુઃખ હું માગી રહ્યો છું. એ દુઃખને અન્તે જે નવીન ભારત પેદા થશે એ જ રહેવાલાયક હશે, અને એવી શક્તિથી જ આપણે મુસલમાન ભાઇઓના દિલને જે જખમ થયો છે તેને રૂઝાવી શકીશું. તેથી જ આપણે પંજાબનો ઇન્સાફ લઇ શકીશું. તેમાં જ સ્વરાજ્ય છે.

૭. આપણે લલચાઇએ છીએ તેથી પરદેશી કાપડ હિંદુસ્થાનમાં ખપી શકે છે. આપણે લોભાઇએ છીએ તેથી ખિતાબની લાંચથી સરકાર પોતાનો કાબુ જમાવે છે; આપણે તેની ડિગ્રીઓના મોહમાં પડીએ છીએ તેથી સરકાર આપણી કેળવણીનો કબજો કરી આપણને સૂચવે છે કે આપણામાં કેળવણી પૂરતી સ્વતંત્રતા લેવાની શક્તિ નથી. આપણે દારૂ પીએ છીએ તેથી જ સરકાર કરોડોની ઉપજ દારૂમાંથી કરી શકે છે; આપણે લડીએ છીએ તેથી જ સરકારની અદાલતો

ચાલે છે. એટલે કે સરકારનાં પાપોમાં આપણો હિસ્સો કંઇ ઓછો નથી. જે વેળા લોકમત શુદ્ધ થશે અને પ્રજા પાપમુક્ત થવા નિશ્ચય કરી લેશે તે જ દહાડે સરકારના માથાનો તાજ ઉતરી પડશે. તેને આપણે જ ટકાવી રહ્યા છીએ. કંઇ એક લાખ અંગ્રેજ પોતાના બળે ત્રિશ કોટિ ઉપર રાજ્ય નથી કરતા. એક લાખને આપણું અનેક લાખો જાણ્યે અજાણ્યે પૂરેપૂરી મદદ કરી રહ્યા છીએ અને બીજા કરોડો આપણે તે સ્થિતિને સાંખી રહ્યા છીએ. સરકાર એટલે જેઓ રાજ્યતંત્ર ચલાવી રહ્યા છે અને જેમાં આપણે મદદ કરી રહ્યા છીએ, તે આપણે જ્યારે આપણી મદદ ખેંચી લઇશું ત્યારે સરકારનો પત્તો સરખો યે નહિ લાગે.

૮. સરકારને આપણે પાપી માની છે, રાક્ષસી માની છે. આપણે પાપમુક્ત થઇએ તો સરકાર સૂકાં પાંદડાંની જેમ ખરી ખડે, અગર તો પશ્ચાત્તાપ કરી પુણ્યવાન્ થાય.

૯. ત્યારે આપણે કયા પાપથી સરકારને નભાવી રહ્યા છીએ? નિશાળોનું, અદાલતોનું, ખિતાબોનું, ધારાસભાનું તો આપણે જોયું. ખરૂં જોતાં એ ચીજો પોતે પાપ નથી, એ તો પાપની નિશાનીઓ છે. સરકાર પુણ્યવાન્ હોય તો આપણે તેને હાથે ભણીએ, ઇન્સાફ લઇએ, માન લઇએ. આ છોડતાં આપણી પાપી આદતો આપણને છોડવી જ પડે છે.

૧૦. [ સરકારમાં શુદ્ધતા નથી એમ કહી તેનો ત્યાગ કરીએ પણ આપણે આપણી સહેજ પણ અશુદ્ધતાથી વિમુક્ત ન થઇ જઇએ તો એનો અર્થ કાંઇ નથી. ] શુદ્ધતાનાં જૂદાં માપ નથી હોતાં. જેમ બધા કાટખૂણા સરખા જ હોય છે તેમ શુદ્ધતા પણ તેવી જ સરખી હોય છે. તેમાં જરા પણ અશુદ્ધ હોય ત્યાંસુધી તે શુદ્ધતામાં નહિ જ ગણાય. તેથી આપણે આપણો પોતાનો ઇન્સાફ કરતાં તો જરા યે માફી ન આપીએ. પોતાના પ્રત્યે નિર્દય થવાની, ગુસ્સો કરવાની આપણને પૂર્ણ મુખત્યારી છે. એ ધંધો શીખી જઇએ તો આપણા રાગદ્વેષાદિને બિચારાને પણ કંઇક છૂટ મળે છે અને આપણે તે આપવી જોઇએ.

૧૧. એટલે ખરી વાત આદતોને છોડવાની છે. પ્રજા દારૂ પીએ, જુગાર રમે, ચોરી કરે, વ્યભિચાર કરે, દ્વેષ કરે તો અસહકાર ન ચાલે; કેમકે એ બૂરી આદતોનો લાભ લઇને જ સરકાર રાજ્ય ભોગવે છે.

આત્મશુદ્ધિની કંઇ હદ નથી. પણ આપણી આત્મશુદ્ધિની હદ તો એટલી નજીક છે કે તેને બાળક પણ પહોંચી શકે. આપણે નિર્દોષ બલિદાન આપવું છે. આપણી આત્મશુદ્ધિમાં

(૧) સ્વદેશીનું પાલન,
(૨) અસ્પૃશ્યતાનો ત્યાગ,
(૩) હરહાલતમાં સત્ય અને શાંતિમયતાનો સ્વીકાર, અને
(૪) હિંદુ-મુસલમાનની મિત્રતા,

આટલું તો ઓછામાં ઓછું છે જ.

૧૨. દારૂની આદત કંઇ ઓછી ભયંકર નથી. એ આદત આપણે છોડીએ તો કરોડો રૂપિયા પ્રજાના ઘરમાં રહી જાય અને ઘણા અત્યાચારો મટે. હું માનું છું કે અંગ્રેજી રાજ્યનીતિમાં જે ઘાતકીપણું છે તે જો તેઓ દારૂ ન પીતા હોય તો ન જ હોય. દારૂ પીધા વિના માણસ કેવળ ભાન ભૂલી શકતો જ નથી. ગમે તેટલો ઓછો દારૂ પીધો હોય છતાં તેની ખુમારી ચઢ્યા વિના ન જ રહે; તેથી બુદ્ધિ થોડી ઘણી ડોળી થાય જ. માણસનો અંતરાત્મા તે વેળા અવશ્ય મંદ બને છે. એટલે આપણે જેઓ ન્યાય મેળવવા નિકળ્યા છીએ તેઓએ પ્રજાને દારૂ પીવાની ટેવમાંથી છોડાવવી જોઇએ.

૧૩. દારૂ પીનારને સારૂ કંઇ ઠરાવ નથી હોઇ શકતો, કેમકે દારૂની લતવાળા ઘણા કંઇ જાહેરજીવનમાં ભાગ લેતા નથી. પણ તે બાબત ઉપર ધ્યાન દેવાની તો અવશ્ય જરૂર છે. ન્હાની ટેવ છોડાવવાને સારૂ ઘણે ઠેકાણે ભારે પ્રયત્નો થયા. જેટલે દરજ્જે તેમાં મારપીટનો અંશ ન હતો તેટલે દરજ્જે તે હિલચાલ સ્તુત્ય હતી. આપણે મારીને કોઇની પાસેથી દારૂ છોડાવવા નથી ઇચ્છતા. પણ શરમાવીને, સમજાવીને આપણે છોડાવવા પ્રયત્ન કરવો જોઇએ. આપણામાંના કેટલાક પોતપોતાનાં શહેરોમાંના દારૂપીઠાવાળા પાસે જઇ તેમને સમજાવવા જોઇએ, તેમને બીજો ધંધો કરવા વિનવવા જોઇએ, અને દારૂ પીનારાની ન્યાતજાતો મારફતે મહેનત કરવી જોઇએ. આ કામ કઠણ છે, પણ પ્રજામત આગળ કંઇ જ કઠણ નથી. પ્રજામત જ્યારે દારૂને નહિ સાંખે ત્યારે દારૂ એક ક્ષણમાં બંધ થશે.

૧૪. અત્યારે તો આપણને આપણા પાડોશીની ચિંતા નથી. એક પ્રજા થવું એટલે ત્રિશ કોટિએ એક કુટુંબ બનવું. એક હિંદી પણ ભૂખે મરે તો આપણે બધા ભૂખે મરીએ છીએ એમ માનવું અને વર્તવું એમાં એક પ્રજા થવાપણું છે. એમ કરવાનો સારામાં સારો રસ્તો એ છે કે દરેકે પોતાનો નજીકનો પાડોશ સંભાળી લેવો, એટલે કે તેઓની સેવા કરતા થઇ જવું. આ ધોરણે કામ લેતાં દારૂનાં પીઠાં માત્રને આપણે ઘણી ટૂંકી મુદતમાં નાબૂદ કરી શકીએ છીએ. આખું હિંદુસ્થાન દારૂ ક્યારે મૂકશે એ વિચાર વાંચનારે કરવાનો નથી. તે પોતાના ગામને સંભાળી લે એટલે તેણે તેનો ધર્મ પૂરો બજાવ્યો. જેમ દારૂનું તેમ જ તમાકુનું છે. તમાકુની અવગણના આપણે બહુ નથી કરતા, કેમકે તેનાં બૂરાં પરિણામ પ્રત્યક્ષ નથી. તે અફીણના જેવો નીશો છે. તે દર્દને ભૂલાવે છે. પણ તે આદતમાં પૈસાનો ક્ષય તો એટલો બધો થાય છે કે તે આદત મૂકાવી જ જોઇએ. તે આદત સ્વરાજ્ય મળતાં લગી મૂકાય તોપણ તેમાંથી ઘણો પૈસો બચી બીજા સારા ઉપયોગમાં જઇ શકે છે.

૧૫. વ્યભિચારનું તો શું કહું ? દારૂ, બીડી, વિગેરેને તો હું વ્યભિચારને મુકાબલે પાપ જ ન સમજું. દારૂ પીનાર પોતે જ બગડે છે; વ્યભિચારી પોતાની સાથે ઘણાને વહોરે છે. વ્યભિચારમાંથી કેટલાં પાખંડો, કેટલાં જૂઠાણાં, કેટલા કજીઆ, કેટલાં દર્દો નિપજે છે તેનો આંકડો કોણ રાખી શકે ? પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરવી એના જેવાં પાપ થોડાં જ હશે. છતાં આ પાપ કંઈ ઓછું વ્યાપક નથી. તેમાંથી બચવાનો અને બચાવવાનો ઉપાય પણ સહેલો નથી. એ પાપમાંથી પ્રજાને છોડાવવાના સાર્વત્રિક ઉપાયો હજુ હું તો શોધી શક્યો નથી. વેશ્યાઓને કોણ સમજાવે ? વેશ્યાગામીને કોણ વિનવે ? તેને સારૂ મંડળો કેમ સ્થપાય ? હું તો એટલી જ શ્રદ્ધા રાખીને બેઠો છું કે જેઓ રાષ્ટ્રીય ચળવળની અંદર ભાગ લઇ રહ્યા છે તેઓ તો દૃઢતાપૂર્વક એ પાપમાંથી મુક્ત થશે. જેમ જેમ લોકો જાગ્રત થતા જશે, તેમ તેમ બીજાઓ પણ વ્યભિચારથી મુક્ત થશે. આ વ્યભિચારથી પ્રજા ક્ષીણ થઇ છે, રંક બની છે, નામર્દ બની છે. પશ્ચિમની પ્રજા કંઈ ઓછો વ્યભિચાર નથી કરતી, છતાં તે કેમ નામર્દ નથી એમ પ્રશ્ન ઉઠશે. મેં અનેક વેળા બતાવ્યું છે કે મારવાની શક્તિમાં મર્દાનગી નથી. પશ્ચિમની પ્રજાઓએ મારવાની શક્તિને કેળવી છે એ તેના દારૂના

વ્યસન અને વ્યભિચારને લીધે છે એમ મારી દૃઢ માન્યતા છે. એમાં બીજાં કારણો છે ખરાં. પણ આ કારણો મુખ્યમાંનાં છે. પશ્ચિમની પ્રજાને મર્દ કહેવી એ અતિશયોક્તિ છે.

૧૬. હા, એ પ્રજાઓમાં મરવાની બીક આપણા કરતાં ઓછી છે એ ખરું. પણ તેમ તો આપણી લૂંટારુ કોમોમાં પણ છે. જેટલે અંશે લૂંટારુ કોમોને બહાદુર ગણીએ, તેટલે અંશે પશ્ચિમની કોમોને આપણે ભલે બહાદુર ગણીએ. પશ્ચિમનો મુકાબલો જ અસ્થાને ગણાય. પશ્ચિમનું અનુકરણ કરીને હિન્દુસ્થાનમાં ધર્મરાજ્ય દાખલ નહિ થઇ શકે એમ તો સહુએ સમજવું જોઇએ. પશ્ચિમનો સંયમ આવશ્યકતા ઉપર—પૉલિસી ઉપર—રચાયેલો છે. પૂર્વનો સંયમ ધ્યેય સમાન છે. સત્ય કાયદાકારક છે માટે બોલવું એ ધર્મવચન નથી. સત્ય એ જ સાક્ષાત્ ઇશ્વર છે એમ ધર્મોએ માન્યું છે. નમાજથી કસરત મળે છે, પણ કોઇ મુસલમાન નમાજને કસરતની ખાતર નથી પઢતો, ધર્મ માનીને જ પઢે છે. એટલે જો અસહકાર કરીને હિંદુસ્થાનને આપણે મુક્ત કરવા ઇચ્છતા હોઇએ તો આપણે આત્મશુદ્ધિને સમજવી પડશે, પશ્ચિમનો મોહ છોડવો પડશે. પશ્ચિમની પદ્ધતિના ત્યાગથી જ આપણે સ્વરાજ્ય મેળવીશું. પશ્ચિમની પદ્ધતિના અનુકરણથી મેળવવું હું અસંભવિત માનું છું.

૧૭. જે જ્ઞાનની જરૂર છે તે જ્ઞાન સ્વદેશીની આવશ્યકતા વિષે અને અસ્પૃશ્યતા દૂર કરવા વિષે. દરેક પુરુષે એ જ્ઞાન પોતાના કુટુંબને અને પરણેલાએ પોતાની સ્ત્રીને આપવા પ્રયત્ન કરવો જોઇએ. સ્ત્રીઓમાં હજુ જોઇએ તેટલો ખાદીનો પ્રેમ જામ્યો નથી, રંગબેરંગી અને ભડકામણી ભાતોવાળાં પરદેશી કપડાંનો મોહ ગયો નથી. તેઓએ હજુ અસ્પૃશ્યતાના પાપનો ત્યાગ કર્યો નથી. તેમને ધીરજથી અને પ્રેમથી સમજાવવાનું બાકી રહ્યું છે. આ કાર્ય સૌ પોતપોતાના કુટુંબમાં સહેલાઇથી કરી શકે છે. હંમેશાં તેમાં સફળતા ન મળે એ સમજી શકાય તેમ છે, પણ આપણો પ્રયાસ કુટુંબથી જ શરૂ થવો જોઇએ. જેમ નવા ભોગોમાં આપણે કુટુંબને પહેલું ભેળવીએ તેમ જ નવા ત્યાગોમાં કે નવા સુધારામાં પણ તેમને પ્રથમ ભાગીદાર બનાવવા જોઇએ.

૧૮. સ્વરાજ્યપ્રાપ્તિ એ પાપમાંથી મુક્ત થવાની ચળવળ છે. આત્મશુદ્ધિ એટલે જ પાપમુક્તિ અંત્યજોની અસ્પૃશ્યતા દૂર ન થાય ત્યાંસુધી હિંદુસમાજની અસ્પૃશ્યતા દુર નથી થવાની. એકનો બીજાની સાથે નિકટ સંબંધ રહેલો છે. અંત્યજની અસ્પૃશ્યતાનું પાપ ન મૂકાય ત્યાંસુધી સ્વરાજ્ય મળે જ શાનું ? અંત્યજને સ્વરાજ્ય બીજા હિંદુઓ નહિ આપે, તેઓ જ લેશે. સ્વરાજ્યની કલ્પના જે સમજે તેને અસહકારની જરૂર સ્પષ્ટ જણાયા વિના ન જ રહે.

૧૯. હું વિચારતો જાઉં છું તેમ તેમ સ્વરાજ્યની શરતો 'વધતી' જાય છે. આપણે આત્મશુદ્ધિ કરી સ્વરાજ્ય મેળવવું હોય તો આપણી શુદ્ધિની મર્યાદા ક્યાં બાંધીશું ? આપણા ભંગી ભાઈને આપણે માનેલા ભાઈની જેમ ગણીશું ત્યાં હદ આવી જશે ? આપણાં પશુ ભાઈ–બહેનોનું શું ? તેમના જીવમાં અને આપણા જીવમાં કેટલો તફાવત હશે ? આપણે ખાઈએ, સૂઈએ, સુખ–દુઃખ અનુભવીએ છીએ તેમ તેને પણ છે. આપણે બહુ તો તેના મોટા ભાઈ હોઈએ. તે સિવાય વધારે શું હોઈ શકે ?

૨૦. [ આમ ચારે તરફથી આપણે આપણા જીવનની અપવિત્રતા કહાડવી રહી. અંગ્રેજી રાજ્યનો દરેક હિંદી જો શુદ્ધ થઈ જાય તો દેશી રાજ્યોની પ્રજા એનીમેળે સુધરી જશે. ] જો મોટી સલ્તનતની અંધાધુંધીનો નાશ થઈ જશે તો નાના રાજ્યોની અંધાધુંધી એનીમેળે શમી જશે. આત્મશુદ્ધિ એવી વસ્તુ છે કે તેની જડ બેસતાં વાર લાગે છે. પણ જડ બેઠા પછી તેને ફેલાતાં વાર નથી લાગતી.



# ૨. અહિંસાત્મક અસહકાર.



૧. સ્વાતંત્ર્યની દેવીનું મંદિર શહીદોનાં લોહી વગર ચણાતું નથી. એ મંદિરની સ્થાપના કરવાને અહિંસાનો માર્ગ સૌથી ટૂંકો, સૌથી ખાત્રીભર્યો અને સૌથી શ્રેષ્ઠ છે.

૨. અહિંસા એ આપણા વ્રતનો મોટામાં મોટો અને મુખ્યમાં મુખ્ય ભાગ છે. બીજી બધી બાબતોમાં આપણે હારીએ અને છતાં આપણા અહિંસાવ્રતને આપણે ક્યાંયે ડાઘ લાગવા ન દઇએ, તો આપણી લડત વગરહરકતે આખર સુધી ચલાવ્યે જઇ શકીએ. પણ એ અહિંસાવ્રતના પાલનમાં જો આપણે નિષ્ફળ નિવડીએ, તો આપણે પૂરી રીતે હારીએ એમ કહીએ. આપણે ઘડી વાર વિસરવું ન ઘટે કે સરકારની આખી મદાર પશુબળ ઉપર છે; અને એવું પશુબળ જ એનો આશ્રય અને એનું દૈવત હોવાથી પશુબળની બાબતમાં તો લોકોને નિમેષમાત્રમાં જેર કરવાની પોતાના તરફથી પૂરી તૈયારી રાખીને લોકોના એવા અત્યાચારી ઉભરા સામે તો એણે પોતાની જાતને અભય કરી મૂકી છે. તેથી આ લડતમાં આપણે જરા પણ મારફાડ કે અત્યાચાર તરફ વળવું, એ એવા કશા પણ તોફાનની વાટ જ જોતી ટાંપી રહેલી સરકારના હાથમાં કેવળ હથિયાર બનવા જેવું, અને એ રીતે તેની જોડે મોટામાં મોટો પ્રત્યક્ષ સહકાર કર્યા બરોબર છે. એ વાત આજે આખી પ્રજાના મનમાં સચોટમાં સચોટ રીતે ઠસેલી રહેવી જોઇએ.

૩. અત્યારે આપણે હાથે કહેવા ખાતર પણ ક્યાંયે અત્યાચાર થાય તો તે આપણી મૂર્ખાઇના, આપણી નાદાનીના અને આપણા દુર્બળ ગુસ્સાના જ નમૂના રૂપ લેખાય. ગંભીરમાં ગંભીર પજવણી વચ્ચે જે પોતાના મન ઉપર કાબુ ધરાવી શકે એ જ સાચો સિપાઇ છે. યુદ્ધશાસ્ત્રનો અદનામાં અદનો અભ્યાસી પણ એટલું જાણે જ છે કે શત્રુએ તેને સારૂ

ઇરાદાપૂર્વક પાથરેલી જાળોમાં એણે પોતાને પગે ચાલીને તો ન જ જઈ ભરાવું જોઇએ. સરકાર તરફથી અસહકારીઓને અત્યારે થતા સર્વ પ્રોચપરોણા આપણને ગમે તે રસ્તે ચીડવીને અત્યાચારપ્રવૃત્ત કરવા માટે પાથરેલી એવી જાળો જ છે, જેમાં પેસવાની પ્રજાએ દઢતાપૂર્વક ના પાડવી જોઇએ.

૪. આમ આપણી સામે સવાલ માત્ર આપણી ઇચ્છાને સરકારની ઇચ્છાની સામે મૂકવાનો, એટલે કે અસહકારની સાથેનો આપણો સહકાર ખેંચી લેવાનો જ છે. જો આપણામાં ઉદ્દેશની એકતા હશે તો સરકારને કાં તો આપણી ઇચ્છાને તાબે થવું પડશે, નહિ તો રૂખસત લેવી પડશે. આપણામાંના ખટરાગનો લાભ લઇને જ સરકાર પોતાની સત્તાને મજબૂત કરે છે; આપણે ખૂનામરકી કરી દઇએ તે જ ક્ષણે એને કાળા કેર વર્તાવવાનું આયતું બહાનું જડે છે; આપણે કુસંપમાં પડીએ છીએ, ત્યારે જ એ લાંચો ખાય છે જ્યારે તે આપણામાં સંપ અને એકતા જૂએ છે ત્યારે તે નરમ બની સલાહ-સમાધાનની વાત કરે છે. જ્યારે આપણે કશો હક્ક માગવા તૈયાર થઇએ છીએ, ત્યારે તે સૌથી વધારે ઉંચે સાદે બોલનારના મોં આગળ લાલચો પાથરી તે મોં બંધ કરવા મથે છે. માટે આપણે સમજુ હોઇએ તો એટલું જ કરીએ કે અહિંસાને દરેક હાલતમાં વળગી રહીએ, સંપ ન તોડીએ અને સરકારની લાલચો અને હાવભાવથી ન ફસાઇએ.

૫. તલવારત્યાગ કહો, દયાધર્મ કહો, શાંતિ કહો, અમન કહો કે અહિંસા-એ બધાનો એક જ અર્થ છે.

૬. અહિંસાધર્મનું પાલન કરનાર હંમેશાં નમ્રવૃત્તિને પોષે છે, તે વિવેકી હોય છે. તેના ધર્મનો પાલનનો આધાર કોઇ ઉપર નથી રહેતો. તેને અહિંસામાં અચળ શ્રદ્ધા હોય છે. મહાસભા તથા ખિલાફત કમિટી અહિંસાને છોડે તોપણ તે પોતે તો તે ન જ છોડે. તેમને મન અહિંસા પરમ ધર્મ ન હોય, બે મંડળમાંથી એકને અહિંસા પરમ ધર્મ નથી, પરંતુ તેને મન તો અહિંસા એ સંસારના સન્તાપમાત્રનું પરમ નિવારણ હોવું જોઇએ.

૭. તે પોતાનો સઘળો આધાર એક પરમાત્મા ઉપર જ રાખે છે. આપણે જો પરમાત્માની જ મદદની આશા રાખતા હોઇએ તો આપણે અત્યંત નમ્ર બની પાપથી ડરતા રહીને જ તેની પાસે પહોંચી શકીએ.

એક પળનો પણ શ્વાસ ખાધા વિના આપણે કાર્ય કરવા મંડી જવાનું છે. આંબાનું ઝાડ જેમ ફળ આવે છે તેમ નીચું નમે છે. નમ્રતા ધારણ કરીને જ તે પોતાની મહત્તા દાખવે છે. આપણું વર્તન પણ તેવું જ હોવું જોઇએ.

૮. નમ્રતા અને અહિંસાનો ત્યાગ કરીને જો આપણે છૂપાં કે જાહેર ખૂનોથી કે મકાનો બાળીને કે પાટા ઉખેડીને લડત ચલાવવાનો વિચાર રાખ્યો હોત તો આપણે પ્રજામત બિલકુલ ન કેળવી શક્યા હોત, આપણામાં હિમ્મતપૂર્વક સત્ય બોલવાની શક્તિ ન આવી હોત, એટલે કે આપણે સ્વરાજ્ય લેવાને તૈયાર કે લાયક ન બન્યા હોત. આપણે સરકારને અભયદાન આપીને આપણે પોતે હિમ્મત મેળવી લીધી છે. આપણામાં મલિનતા નથી તો આપણને કોણ કંઇ કરનાર છે એવો વિશ્વાસ આપણા મનમાં આપણને આવી ગયો છે. આપણે કોઇને મારવા નથી ઇચ્છતા તો આપણને કોઇ કેમ મારશે એવી સ્ફુરણા એનીમેળે જ આપણને થઈ આવી છે.

૯. આમ વાતાવરણ ચોકખું થયું છે. આપણે હૃદયબળથી, બુદ્ધિબળથી, લોકમત ફેરવી સ્વરાજ્ય લેવા ચાહીએ છીએ તેથી સરકારની ફરજ પણ બુદ્ધિબળ વાપરવાની થઇ પડે છે. સામેના માણસથી ડરી જઇ આપણે તેના મલિન બળનો ઉપયોગ કરીએ છીએ ત્યારે જ આપણે મલિનતા શીખીએ છીએ અને નબળા થઇએ છીએ. આથી બંને પક્ષ નબળા પડે છે. જો મલિનતાની સામે આપણે સ્વચ્છતાનો પ્રયોગ કરીએ તો સરવાળે મલિનતા ઓછી થાય છે અને તેથી તેટલે અંશે પ્રજા—જગત્ સુખી થાય છે. આમ શાંતિનો—અમનનો—અહિંસાનો સર્વકાળે જય જ છે.

૧૦. હજુ તો આપણામાં સંપૂર્ણ શાંતિ નથી ફેલાઈ. આપણી જીભ ચોકખી નથી થઇ, આપણું હૃદય ચોકખું નથી. આપણામાં રોષ છે, ગુસ્સો છે, તેથી આપણી શાંતિની પૂરી છાપ પડતી નથી. જ્યારે આપણી લડતમાંથી કટુતા માત્ર નાશ પામશે, જ્યારે કાર્યવાહકો તદ્દન શુદ્ધ થશે, તે જ દહાડે સ્વરાજ્ય છે. સામાન્યવર્ગ આપણે કરીએ તેમ કરે છે. શ્રેષ્ઠને પગલે ઇતરવર્ગ ચાલે છે.

૧૧. શાંતિને ધર્મ માની સેવનારા આપણામાંના મારા જેવા કેટલા છે? મારા ભાઇ શૌકતઅલી પણ શાંતિને હંમેશાનો ધર્મ નથી માનતા,

પણ આ વખતપૂરતો—આપત્તિનો ધર્મ માને છે; શાંતિને એક યુક્તિ—પૉલિસી તરીકે સ્વીકારે છે.

૧૨. તેઓ હિંસાને પ્રધાનપદ આપતા જણાય છે, દુશ્મનને મારવો જ એવો ધર્મ માને છે, તેથી અહિંસાના કાયદાનું અત્યારે વેરભાવે પાલન કરે છે. અસહકારને તેઓ નબળાનું શસ્ત્ર માને છે, તેથી શરીરબળ કરતાં તેને ઉતરતું માને છે. તેમ છતાં મારી સાથે ભળ્યા છે, કેમકે અત્યારે નિઃશસ્ત્ર અસહકાર વિના બીજો ઇલાજ પોતાના દીનનું માન સાચવનાર નથી એમ તેમને સ્પષ્ટ જણાયું છે.

૧૩. જો આપણે બધા શાંતિને જ સર્વોત્તમ સ્થાન આપીએ, તેને છેવટનું સાધન ગણીને સ્વીકારીએ, તો આજે સ્વરાજ્ય મળે તેમ છે. શાંત વિના સ્વરાજ્ય શું ? ધર્મની સ્થાપના એ જ અધર્મનો નાશ છે. આ રાજ્ય અધર્મી છે એવી પ્રતિજ્ઞાની સાથે જ આપણે ધર્મી બનવું પડે છે. અધર્મી કંઈ અધર્મીની ઉપર અધર્મનો આરોપ મૂકી શકે ? કથરોટ કુંડાને શું હસે ? અધર્મનો નાશ ધર્મથી જ થાય. જૂલમ સહનાર ન હોય ત્યાં જ જૂલમીનો ઉપદ્રવ હોય જ નહિ.

૧૪. અહિંસાને માર્ગે સ્વરાજ્ય સ્થાપવાની વાતમાં દેશમાંનાં તોફાની તત્ત્વો ઉપર અહિંસામય કાબુ રાખી શકવાની વાત આવી જ જાય છે અને અહિંસા વતી અસહકારીઓ પણ જ્યારે હિંદુસ્થાનના મવાલીઓ ઉપર પોતાનો પૂરો કાબુ જમાવશે ત્યારે જ જીતશે. મતલબ કે જ્યારે મવાલીવર્ગોને પણ એટલી વાત હૈયે ઠસી જશે કે વધુ નહિ તોપણ જ્યારે અહિંસામય અસહકારની લડત દેશમાં ચાલી રહી હોય, ત્યારે તો પોતે દેશની ખાતર અગર તો ધર્મ સમજીને પણ કોઇ પણ પ્રકારનાં દગા, તોફાન કે રમખાણ ન જ મચાવવાં જોઇએ.

૧૫. જેઓને મારે વિષે શ્રદ્ધા નથી તેઓને પણ હું ભાઇ શૌકતઅલીની નકલ કરવાની વિનંતિ કરૂં છું. મારા મનની વિશુદ્ધતા તેઓએ માની લેવાની જરૂર નથી; પણ અસહકારની સાથે ખૂન ન જ થઇ શકે એટલું સમજી લેવાની જરૂર છે. સંપૂર્ણ અસહકારમાં મોટામાં મોટી રોકાવટ ખૂનની જ ધાસ્તી છે. જેઓ શસ્ત્રધારી છે અથવા થવા

ઉત્સુક છે. તેઓએ પણ અસહકાર ચાલે તે દરમિયાન શસ્ત્રોને મ્યાનમાં રાખવાં જોઇએ.

૧૬. મારે સારૂ તો હિંદુસ્થાનમાં જ્યારે પશુબળ પ્રધાન ગણાશે ત્યારે પ્રાચીન–અર્વાચીન, પૂર્વ–પશ્ચિમ વચ્ચેનો ભેદ નાબૂદ થયો ગણાશે. તે વેળા મારી કસોટીની હશે. હિંદુસ્થાનને મારો મુલક ગણી હું અભિમાન ધરાવું છું, કેમકે હું માનું છું કે હિન્દુસ્થાન આત્મબળની સર્વોત્તમતા જગતને બતાવવાની શક્તિ ધરાવે છે. જ્યારે પશુબળની સર્વોત્તમતાનો સ્વીકાર હિંદુસ્થાન કરે ત્યારે તેને મારી માતૃભૂમિ કહેવામાં મને હર્ષ ન રહેવો જોઇએ. મારા ધર્મને ક્ષેત્રની, ભૂગોળની મર્યાદા નથી એમ મારૂં માનવું છે. દેહરખો કે ક્ષેત્રરખો ધર્મ હું નથી માનતો એમ સિદ્ધ કરવાની મારી શક્તિ હો એવી મારી પ્રભુ પાસે પ્રાર્થના છે.

૧૭. છેવટમાં મારે સ્પષ્ટ કહેવું ઘટે કે અહિંસાનો, શાંતિનો અર્થ નામર્દાઇ નથી, તેનો અર્થ શુદ્ધ મર્દાનગી છે. હિંદુસ્થાન પર હૂમલો થાય ત્યારે હિંદુસ્થાન કાં તો પરમ શાંતિથી શત્રુનો પરાજય કરે અથવા તો તેનાથી એ રીતે એવી ઉદ્ધતાઈ સહન ન થાય તો તેની ક્ષત્રિય જાતો–શીખ, મુસલમાન વિગેરે હૂમલાખોરને દંડ દે. અહિંસા–અમનનો અર્થ પરાધીનતા, દુર્બળતા નથી, શૌર્ય ત્યાં જ ક્ષમા હોઇ શકે. જ્યારે સરકારને છેલ્લી સલામ કરવાનો વખત આવશે, ત્યારે હિંદુસ્થાન આજની જેમ નિસ્તેજ નહિ હોય પણ તેનું તેજ ચોમેર ઝળહળી રહ્યું હશે. જ્યારે એવો શુભ સમય આવવાનો હશે ત્યારે તે કેવળ શાંતિમય અસહકારથી જ આવ્યો હશે. એ દિવસને હું તો નજીક જ આવતો જોઉં છું.



# ૩. અસહકારની વિશેષ ઓળખ.

૧. હું મરીને પણ સરકારને મદદ કરીશ એમ એક વખત માનતો હતો. પણ ઇસ્લામને જાણીબૂજીને દીધેલા દગાથી મારો એ વિશ્વાસ ચાલ્યો ગયો હું ચેતી ગયો અને સમજ્યો કે હે જીવ ! તું હિંદુ હોય તો ચેતજે કે હવે તારે નાસવું જોઇએ, નહિ તો તું હિંદુધર્મ છોડીશ. ત્યારથી હું હિંદુ માતાપિતાને ધર્મરક્ષણાર્થે અસહકાર શીખવી રહ્યો છું. જો તમારે હિંદુધર્મનું પાલન કરવું હોય તો હું કહું છું કે તમારો પહેલો અને છેલ્લો પાઠ અસહકાર છે.

૨. ' મેં ૩૦ વર્ષ સહકાર કર્યો છે પણ આજે અસહકાર કરવા પ્રવૃત્ત થયો છું તેનું કારણ શું ? કારણ એ જ કે આપણાં શાસ્ત્રો કહે છે કે જ્યાંસુધી માણસમાં કાંઇક પણ સારૂં રહે ત્યાંસુધી તેનો સહકાર કરવો, પણ જ્યારે માણસ પોતાની માણસાઈ તજી દેવાની હઠ લે ત્યારે તેનો ત્યાગ કરવાની મનુષ્ય-માત્રની ફરજ થઇ પડે છે. તુલસીદાસ, તુકારામ, રામદાસ બધા એ જ શીખવી ગયા કે દેવ અને દાનવ, રામ અને રાવણ વચ્ચે સહકાર નથી રહી શકતો. રામ અને લક્ષ્મણ તો બાળકો હતા, છતાં દશ મસ્તકના રાવણની સામે ઝૂઝ્યા. આપણી અંગ્રેજી સરકારે મુસલમાનના દિલમાં કારી ખંજર ભોંક્યું છે, અને ઇસ્લામનું અપમાન કર્યું છે. પંજાબમાં સ્ત્રીપુરુષો અને વિદ્યાર્થીઓની ઉપર અત્યાચાર થયા છે, તેને ફરી થતા અટકાવવા સરકારની સામે અસહકાર એ એક જ માર્ગ છે.

૩. અસહકાર કરવાની બે શરતો છે. તેમાંની એક હિંદુ–મુસલમાનની એકતા. હિંદુ–મુસલમાનની એટલે સર્વ ધર્મોની એકતા. આ હિંદુ–મુસલમાનનું તો મેં એક જગપ્રસિદ્ધ દૃષ્ટાંત લીધું છે. એ બે વચ્ચે ઘણા કાળથી અવિશ્વાસ છે તેથી હિંદુ કે મુસલમાન જ્યાંસુધી લડે ત્યાંસુધી આપણને જય મળવાનો નથી. એવા જ પ્રેમથી પારસી વિગેરેને વશ

કરી લેવા ઘટે. તેમને રાક્ષસી પ્રવૃત્તિથી એટલે ખૂનથી વશ કરી શકીએ, પણ આપણે એંશી હજાર પારસીઓનો નાશ કરવો પડે. આપણે તો તેમને પ્રેમથી જ વશ કરી લેવા ઘટે છે. હિંદુ કે મુસલમાન શીખને દબાવે તો યે આપણે સ્વતંત્રતા નથી મેળવવાના. હમણાં હમણાં જૈનો પણ કહેવા લાગ્યા છે કે અમે હિંદુ નથી, તો તેમનું શું આપણે નિકંદન કરવાના? સબળાની સબળાઇ સામાને પ્રેમથી જીતી લેવામાં છે, મદથી કચડી નાખવામાં નહિ. માટે આપણું સૌથી પહેલું કાર્ય એ છે કે બધા ધર્મો વચ્ચે એકતા જાળવવી. આપણું બીજું સાધન છે યોજનાશક્તિ. આપણી અંદર યોજનાશક્તિ નહિ આવે ત્યાંસુધી અસહકાર અશક્ય છે.

૪. મારા મત પ્રમાણે હિન્દને ઇસ્લામ અને ખ્રિસ્તી પ્રજાનું યુદ્ધક્ષેત્ર બનતું અટકાવવાનો સરસ રસ્તો એ જ છે કે અસહકારની હિલચાલને સંપૂર્ણ અને ફત્તેહમંદ બનાવવી. ઇસ્લામનું માન જાળવવાનો મુસલમાનો પાસે એક જ અસરકારક ઇલાજ એ સાચો અસહકાર છે. સમસ્ત પ્રજા તેનો અમલ કરે તો તેની સંપૂર્ણ અસર થશે એટલું જ નહિ, પણ માણસના અંતઃકરણને પણ તેમાં પૂરેપૂરો સંતોષ મળી શકશે. વ્યક્તિ કે સંસ્થા તરફથી થયેલા અન્યાય જો હું સહન ન કરી શકું, અને તે અન્યાય કરનાર વ્યક્તિ કે સંસ્થાને હું સીધી કે આડકતરી રીતે ટકાવી રાખું, તો મારે સર્જનહારને તે વિષે જવાબ આપવો પડશે. પણ જો હું અન્યાયમાં ભાગ લેતો બંધ થાઉં, તો અન્યાય કરનારને ઇજા કર્યા વગર નીતિસર નમ્રભાવે મારે જે કરવું જોઇએ તે બધું હું કરી છૂટ્યો ગણાઉં. સરકાર ગમેતેવી મહાન્ અને સત્તાવાળી હશે તોપણ તેને પ્રજાની એકત્ર અનિવાર્ય માગણીને તાબે થવું જ પડશે. આખા રાષ્ટ્રના શાન્ત વિરોધ સામે કોઇ પણ સરકાર ટકી શકે નહિ.

૫. બીજી જરૂર છે દયાની. ખૂનનો વિચાર જ ન આવવો જોઇએ. દયા નહિ અને ક્રૂરતા કરો તો યે તમારૂં કામ નહિ થાય. તલવાર લેશો તો તમારી તલવારના કટકા થઈ જવાના છે. દેશને બચાવી શકતા હો તો તો તમને તમારી તલવાર મુબારક. પણ એ અશક્ય છે. સરકારને માટે એક પણ ખરાબ શબ્દ ન બોલો, ગાળો દેવી છોડી દેજો. સહકારવાદીઓ જે કહે તે અદબથી સાંભળી લેજો. [ સાંભળવામાં સહનશીલતા છે, ધર્મ છે;

ન સાંભળવામાં ઉદ્ધતાઈ છે, અવિવેક છે. આ લડત વ્યક્તિગત નથી એટલે કોઇના પર દ્વેષ કે ક્રોધ કરવો એ લડતની અણુસમજ બતાવે છે. ]

૬. આ લડતનો મૂળ ઉદ્દેશ પ્રજાની અંદર અંદર અસહકાર કરવો એ નથી. એટલે કે મૂડીવાળા અને મજુરો વચ્ચે અસહકાર નથી. લડાયક કે શાંત જાતિઓ વચ્ચે અસહકાર નથી, વિધર્મીઓ વચ્ચે પણ નથી, પણ અસહકાર તો ચાલુ રાજ્યતંત્ર સામે ચાલી રહ્યો છે. પણ કોઇ ઇચ્છતું હોય કે ન ઇચ્છતું હોય તોપણ જ્યાં પાપ છે, જ્યાં જ્યાં જૂલમ છે, અન્યાય છે, ત્યાં ત્યાં અસહકાર તો થવાનો જ. દુઃખની દવા લોકોને જડી છે તે તેને અજમાવ્યા વિના કેમ રહેશે ? જો તેમને તે વાપરતાં નહિ આવડે તો તેમનું જ એકલાનું નુકસાન થશે. કાયદાઓની સુધારણા કે ધારાસભાઓમાં ચર્ચા થવાથી કંઇ વળે એમ હું માનતો નથી. જ્યાંસુધી માલેકો મજુરોને પોતાના કુટુંબી ગણતાં નહિ શીખે, અગર તો મજુરો પોતાના હક્કો અને તે મેળવવાની પદ્ધતિઓ જાણતા નહિ થાય, ત્યાંસુધી મજુરોની દશા સુધરવાની નથી. લોકમત તૈયાર થતાં પહેલાં કાયદાનો આશ્રય લેવો એ ઘણી વાર સાવ નિરર્થક નિવડે છે, અને લોકોને એ રીતે કેળવવાનો એટલે કે એમનાં અંતર્ પલટવાનો જલદમાં જલદ રસ્તો એકમાત્ર અસહકાર છે.

૭. અસહકારનું તો એ ધોરણ પ્રસિદ્ધ જ છે કે મજુર અને માલેકો વચ્ચેના ઝઘડાઓનો રાજદ્વારી લાભ ન લેવો. અસહકારીઓ જ્યાં જ્યાં એ એ વર્ગો વચ્ચે પડ્યા છે ત્યાં ત્યાં બંનેનાં સરખાં હિત જોવાનો પ્રયત્ન કર્યો છે. અમારી શુધબુધ અમને છોડી ગઇ હોય તો જ અમે મજુરો અને માલેકોને એકબીજા સામે લડાવી મારવાનો પ્રયત્ન કરીએ. એમ કરવામાં તો સરકારને માલેકો અને મજુરોને અંદર અંદર એકબીજા જોડે લડાવી મારવાની, અને પરિણામે દેશ ઉપરનો તેમનો પંજો મજબૂત કરવાની અમે આયતી જ તક આપીએ.

૮. સરકારની દૃષ્ટિએ અસહકારીઓનું સૌથી મોટામાં મોટું પાપ જ એ છે કે તેઓ જે બૂટોએ તેમને લાતો મારી તેને ચૂમવા ના પાડી રહ્યા છે. અન્યાયી જ્યાંસુધી કરેલા અન્યાયની ખુલ્લા શબ્દોમાં તોબા ન કરે, ત્યાંસુધી તેમનો સહકાર કરવા ઇન્કાર કરી રહ્યા છે. જોકે એક અપમાન પામેલી

જખમી પ્રજાનો અંગ્રેજ લોકો પરનો કોપ તેમની ઉપરથી કહાડીને એ અંગ્રેજોને હાથે ચાલતા રાજ્યતંત્ર ઉપર વાળી દેવા માટે આશીર્વાદના હક્કદાર તો અસહકારીઓ જ છે.

૯. [ સરકાર કહે છે કે અસહકારીઓની પ્રવૃત્તિ ઘાતક છે, વિનાશકારી છે. હું તે કબૂલ કરૂં છું. કરીએ છીએ. ] કોહી ગયેલા અવયવને કાપી કહાડનાર સરજનની પ્રવૃત્તિ જેટલે દરજ્જે નાશકારી કહી શકાય, તેટલે દરજ્જે આ પ્રવૃત્તિ પણ અલબત્ત નાશકારી છે. પણ સરજનના નસ્તરમાં જેમ રોગીની તંદુરસ્તીનું બીજ છૂપાયેલું છે, તેમ આ નાશકારી પ્રવૃત્તિમાં નિઃસંશય પ્રજાકીય સુધારાનું ચણતર છૂપાયેલું છે. દારૂનિષેધની પ્રવૃત્તિ કેવળ નાશકારી છે શું ? આજ જ્યાં ત્યાં રાષ્ટ્રીય શાળાકૉલેજો ઉભી થઇ રહી છે તે બધી નાશની નિશાનીઓ છે શું ? પ્રજામાં ઘેરઘેર જે હજારો રેંટિયા ફરતા થયા છે તે પ્રજાની આબાદીનું ચણતર નહિ તો પ્રજાની પાયમાલીની નિશાની છે શું ? એનાથી તો પરદેશી સત્તાના પગ ભાંગવાના જ; પછી એ સત્તા લૅંકેશાયરની હો કે જાપાનની. [ દુનિયાની કોઇ પણ નૈતિક પ્રવૃત્તિ એવી ન હોય કે જેમાં વિઘાતક અને વિધાયક એવાં બે અંગ એકમેકની સાથે પરોક્ષ અપરોક્ષ રીતે ઓતપ્રોત થયેલાં ન હોય. ]

૧૦. આપણી ફરજ છે કે સરકારની સાથે મહોબ્બત તોડવી. જે સરકારની હકુમતમાં આપણું પુરુષાતન ધૂળમાં રોળાયું અને આપણા ધર્મને કલંક લાગ્યું તે સરકારની હકુમતમાં આપણે શી રીતે નોકરી કરી શકીએ ? તેમની શાળાઓનો ઉપયોગ આપણે શી રીતે કરી શકીએ ? વકીલાત કેમ કરી શકીએ ? ધારાસભામાં કેમ જઇએ ?

૧૧. આપણે ભૂખે મરીશું એમ કહેવું એ કાયરતાની નિશાની છે. આપણને રોટી આપવાવાળા ખુદા છે, સરકાર નથી. હાથ અને પગ વાપરીશું તો રોટીની ફીકર આપણને કરવી પડવાની નથી. આપણને સ્વતંત્રતાનું કાંઇ પણ ભાન હોય તો આપણે માટે સરકારની મહોબ્બત તોડવી એ એક જ રસ્તો છે. આપણી પાસે યુરોપના જેટલી તાકાત હોત તો શું આપણે આમ બેસી રહેત ? આપણે જરૂર તલવાર લેત, જોકે મારે તે વખતે હિન્દુસ્થાનમાંથી હિજરત કરવી પડત. પણ તે તાકાત આપણામાં

નથી. આપણા દરેકમાં એટલી તાકાત તો છે કે સરકારની 'તાલ્લુક' બિલકુલ બંધ કરવી. સરકારનું કામ આપણી મદદ વિના ક્ષણ વાર ચાલવાનું નથી. હું હિન્દુ-મુસલમાન બંનેને કહું છું કે સરકારના કામમાં મદદ કરીને તેમના અન્યાયમાં કદિ મદદ ન કરશો, તમારા ધર્મને ખરાબ ન કરશો.

૧૨. જો અસહકારની વાત ચાલે તો સામી સહકારની વાત ચલાવ્યે જ છૂટકો. સામ્રાજ્યનો આધાર પરસ્પર મૈત્રી-સહકાર ઉપર છે, એમાં શક જ નથી. એ મૈત્રી જ્યારે મને ખોટી લાગી-લાંબા અને ટૂંકા વચ્ચેની દોસ્તી લાગી-ત્યારે જ મેં અસહકાર સૂચવ્યો. મિત્રતા બરોબરિયા વચ્ચે જ હોય, અને આપણે આખા જગતની સાથે મિત્રતા રાખવા માગીએ છીએ, તેથી તેઓના બરોબરિયા થવા ઇચ્છીએ છીએ; તેઓનો ડર ભૂલી જવા માગીએ છીએ, તેઓના પશુબળને આપણે નીતિબળથી જીતી લેવા માગીએ છીએ.

૧૩. આપણો અસહકાર એ જ મિત્રતાનો પાયો છે. જો સરકારની દાનત ખરેખર આપણને મિત્ર ગણવાની હોય તો અન્યાયો દૂર કરવા જોઇએ, તેમની વર્તણુકમાં ફેર પડવો જોઇએ. તેમનું હૃદય પીગળવું જોઇએ. હૃદય પીગળે તો અનેક પાપોનો પશ્ચાત્તાપ કરે, પંજાબને ન્યાય આપે, મુસલમાનોનો જખમ રૂઝવે, તિલક મહારાજને તેઓ દુશ્મન ગણે છે તેને બદલે તેમના નામને સલ્તનતના સ્તંભ રૂપે માને, વાઇસરૉયે તેમનું નામ સુદ્ધાં નહિ લેવાનો જે ગુન્હો કર્યો છે તે ગુન્હાની માફી માગે. તિલક મહારાજનો મોટામાં મોટો ગુન્હો તો એ જ હતો કે તેમણે દીર્ઘદૃષ્ટિથી જોયું કે જ્યાંસુધી આપણને અંગ્રેજ અમલદાર હલકા ગણે, ત્યાંસુધી તેમનો સંસર્ગ આપણને હાનિકારક છે, તેથી જ અંગ્રેજ અમલદારો તેમનું નામ લેતાં પણ અભડાતા જોવામાં આવે છે.

૧૪. જ્યાંસુધી તેમના મનમાં આપણી અવગણના છે, ત્યાંસુધી મિત્રતા વધારવાની વાદીઓ આળપંપાળ છે. પણ અમલદારોનાં હૃદય બદલાવાની આશા રાખવાનો આપણને અધિકાર ત્યારે જ પ્રાપ્ત થશે કે જ્યારે આપણે પોતે આપણા ચારિત્ર્યબળથી તેઓના વેરભાવને જીતી લઇશું. આપણે જ

તેઓને આપણા કરતાં બળવાન્ માનીએ છીએ. આપણે તેઓના જેવા થવા ઇચ્છીએ છીએ. હકીકત તો એવી છે કે સામ્રાજ્ય મેળવવામાં અડિયાતાપણું નથી. સામ્રાજ્ય મેળવવામાં પશુબળ, સામદામદંડભેદાદિ શક્તિઓનો પ્રયોગ હોય છે. એમાં કંઇ નીતિનું માપ નથી. ઉત્તમતાનું માપ તો નીતિ જ છે, અને નીતિની પાછળ રહેલું સામ્રાજ્ય એ જ ખરૂં સામ્રાજ્ય છે. એવું સામ્રાજ્ય મેળવવાનો રસ્તો હિન્દુસ્થાને અસહકારથી સ્વીકાર્યો છે. આપણો માર્ગ ખરો છે એમ આપણો પ્રતિપક્ષ પણ સ્વીકારે છે.

१५. [અસહકાર ઉપર એવો આરોપ મૂકવામાં આવે છે કે] કેળવાયેલા લોકોને અસહકારમાં જોડવાનાં પ્રયત્નોમાં અસહકારીઓ નિષ્ફળ નિવડ્યા છે એ સાચું નથી. શિક્ષિતવર્ગે અસહકારને આપ્યો છે તે કરતાં વધુ પ્રમાણમાં જવાબ આપવો જોઇતો હતો એ હું કબૂલ કરૂં છું. પણ હું અવશ્ય કહીશ કે તેમનો બહોળો ભાગ મનથી સંપૂર્ણ અસહકારી બની ચૂકયો છે, જોકે પ્રત્યક્ષ અસહકારમાં પડવા જેટલું બળ અને તેટલા આપભોગની તાકાત તેમનામાં નથી આવી. આમવર્ગમાં તો અમે આરંભથી જ કામ કરવા લાગી ગયા છીએ. એમને જ અમે અમારી મુખ્ય પૂંજી ગણીએ છીએ, કારણકે અંતે તેમને જ સ્વરાજ્ય મેળવવું રહ્યું છે. સ્વરાજ્ય એકલા શ્રીમંત કે ભણેલા વર્ગની જ જોડે નિસ્બત ધરાવનારી વાત નથી. એ બંને વર્ગે સ્વરાજ્યની દરેક યોજના આગળ પોતાના અંગત હિતસંબંધો ગૌણ માનવા રહ્યા. આમ પ્રજામાં ઘટતા પ્રમાણમાં સંયમ અને તાલીમ આવેલાં અમે જોઇશું, તે જ ઘડીએ જરૂર જણાશે તો જે સરકારે તેમના કલ્યાણ સામું કોઇ દહાડો ખરી રીતે જોયું નથી, અને જેણે તેમને હંમેશ નિચોવ્યા છે, અગર એવા નિચોવવાની સામે થવાનાં જ્યારે જ્યારે પણ કશાં યે ચિહ્ન પ્રજાએ બતાવ્યાં હશે, ત્યારે ત્યારે તેમને કાળો કેર વર્તાવી દાબી દીધા છે, એવી સરકારને કરો આપતાં અટકવાની સલાહ આપતાં પણ અમે પાછી પાની કરવાના નથી.

१६. સરકારને અટકાવી પાડવી એને અસહકારના મુખ્ય હેતુ તરીકે કોઇએ કયાં યે વર્ણવ્યો નથી. મુખ્ય હેતુ તો પ્રજાની આત્મશુદ્ધિ છે. અલબત્ત એવી આત્મશુદ્ધિનું સીધું પરિણામ એ આવી શકે કે જે સરકાર

અમારા દુર્ગુણો અને દુર્બળતાઓ ઉપર જ નભતી હોય તે અટકી પડે. એ જ પ્રમાણે ગમે તે કારણસરનો પણ જ્યાં ક્યાં યે અસંતોષ જોયો ત્યાં તે અમારે કામે વાપરી લેતાં અમે આંચકો નથી ખાધો, એમ કહેવું એ પણ ભયંકર અર્ધસત્ય ઉચ્ચાર્યું કહેવાય. જ્યાં વ્યાજબી કારણસર પ્રજામાં અસંતોષ જોયો ત્યાં તેના ટેકાથી અમારી અસહકારની હિમાયત અમે વધુ મજબૂત કીધી એમાં નવાઇ નથી. પણ ગમે તે કારણસર ફેલાયેલા દરેક અસંતોષનો પોતાના કાર્યને માટે ઉપયોગ કરી લેવાની લાલચમાં ન પડવા અસહકારીઓ કડક રીતે ખબરદાર રહ્યા છે. અમારા કાર્યને અમારે પોતાને હાથે નબળું ન થવા દેવાની ખાતર પણ અમે એવો રસ્તો લેતાં અચકાઇએ.

૧૭. પ્રજામતને ખરેખર નમતું આપતાં પહેલાં આ સરકાર આપણી પૂરેપૂરી કસોટી કરશે એ તો આપણે નિશ્ચયપૂર્વક માનવું જોઇએ. તેથી હજારોનાં ટોળાંમાં આગળ પડીને એ સરકારની જેલો ખદબદાવી મૂકવાની આપણી તૈયારી હોવી જોઇએ. જેલોમાં ચાહે મરકી ફાટી નિકળે કે કૉલેરા ફાટી નિકળે, કશાથી જ આપણું રૂવાડું સરખું ન ફરકવું જોઇએ. દેશમાં ગુલામી રૂપી નૈતિક મરકીનો જે રોગ અત્યારે ચાલુ છે, તેના કરતાં એવો કૉલેરા હજારગણો સહ્ય છે.

૧૮. પણ આપણી આગળ નબળાઈ એ એક જ જોખમ નથી. સરકાર જૂલમ કરી લોકોને ચીડવે અને લોકો ચીડાઈ જઇ અત્યાચારની સામે અત્યાચાર કરવાને તૈયાર થાય, એ પણ બીક રહેલી છે. પરંતુ ખીજ બધી પોતાની જાત ઉપર જ ઉતારવી એ અસહકારનું એક લક્ષણ છે એ લોકો સમજે એમ હું ઇચ્છું છું. જૂલમ સહન કરવાની આપણી અશક્તિ અથવા અનિચ્છા એ તો એક જોખમ છે જ; પણ લોકો ભાન ભૂલી ગાંડા બની જાય એ જોખમ એથી અનેકગણું વધારે ગંભીર છે. આજે હિન્દુસ્થાનના દરેક દેશસેવકની મોટામાં મોટી ફરજ એ છે કે તોફાન થાય ત્યારે તે અટકાવવા જીવના જોખમે પણ તત્કાળ વચ્ચે પડવું. તેમણે લોકોને કહેવું કે સરકારના સિપાઇ તમને બગાડવા આવે તો ન બગડશો. તમારૂં ડોકું આપજો પણ દિવાના ન બનજો.

૧૯. જ્યાં અસહકારની વાત ચાલે ત્યાં પશુબળ કામ ન જ આવે, બંદુકડી નકામી જાય, એ બંદુકવાળાને પણ કબૂલ કરવું જ જોઇએ. જ્યારે આપણે અસહકાર કરી શકીશું ત્યારે બંદુકો કટાશે, તેની ઉપર ઘાસ ઉગશે, અને આપણા બાળકો તેની ઉપર રમશે.

૨૦. એ અસહકાર શાંત છે. એમાં લાકડીનો–ધારિયાંનો ઉપયોગ નથી, માથાં કાપવાનો નથી, માથાં દેવાનો છે. અંગ્રેજો પ્રત્યે તેમ આપણા પ્રત્યે પણ અહિંસા પાળવાનો એ ધર્મ છે.

૨૧. જિતેન્દ્રિય થયા વિના અસહકારની લડત લડવી કઠણ છે. જે માણસ જીભે જૂઠું બોલતો નથી, ગંદુ ખાતો નથી, જે બૂરૂં જોતો નથી, જેની નજર સાફ છે, જે માણસને પોતાની સ્ત્રી સિવાય બધી સ્ત્રીઓ મા–બ્હેન સમાન છે, જેને પોતાનું મન કાબુમાં છે, તે જિતેન્દ્રિય છે. આજે તો તમે નથી ઓરત કે નથી મર્દ. તમે તલવાર ખેંચવાની વાત કરતા હો તો તલવાર તમને મુબારક હો. બાકી મને તો સ્વચ્છ ભાસે છે કે તમે જિતેન્દ્રિય થઇ અસહકારના ઠરાવનો અમલ કરીને જ આઝાદ થઇ શકવાના છો.

૨૨. રાજ્યકર્તાના એક પણ કાર્યમાં પ્રજાની એક પણ વ્યક્તિ સહાય ન કરે, તો એ ક્રિયા અસહકાર ગણાય. અસહકાર કેવા પ્રકારનો કેટલે અંશે કરવો ઘટે, એ દરેક વખતની પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે. આ વેળા તો અસહકાર એવાં કાર્યોમાં જ થશે કે જે કાર્યમાં સહાય કરવાથી આપણે સરકારના અન્યાયમાં ભાગીદાર થયા ગણાઇએ. એથી ખિતાબો વિગેરે છોડી દેવા, નોકરીઓ છોડી દેવી અને જરૂર જણાય તો કર પણ નહિ આપવા એટલાનો જ સમાવેશ અસહકારમાં આ વેળા કરવામાં આવેલો છે. સરકારી ઇસ્પિતાલથી પ્રજાને હાનિ થાય તો તેમાં અસહકાર કરી શકાય, સરકારની નિશાળથી પ્રજાને હાનિ હોય તો અને કેળવણીનો કર લેવાતો હોય તો એ કર નહિ આપી અથવા મહેતાજીઓ રાજીનામાં આપી અસહકાર કરી શકે. કેળવણીનો કર નહિ આપવા રૂપી અસહકાર અંગ્રેજી પ્રજામાંના કેટલાકોએ થોડા વર્ષ પહેલાં કરેલો. જે વખતે પોલિસ ઇત્યાદિને અસહકારનો અમલ કરવાનું આવશે તે વખતે લૂંટારા, દારૂડિયા, વ્યભિચારી એવા પુરુષોથી સુરક્ષિત રહેવા પ્રજા શક્તિવાન્ થઇ હશે.

૨૩. ન્યાયાધીશોને પોતાની નોકરી છોડવા રૂપી અસહકાર કરવાનો પ્રસંગ આવશે ત્યારે તેઓનું કહેવાતું પુણ્ય કર્તવ્ય પ્રજાએ નિમેલાં પંચ વગર ફીએ અને આડંબર વિના કરતા જોવામાં આવશે. અસહકારનો ગમેતેવો વ્યાપક અર્થ લેવા છતાં અંધાધુંધીની સ્થાપના રૂપી પરિણામ આવે એ મારી કલ્પનાની બહાર છે. સુવ્યવસ્થિત અસહકારમાંથી અંધાધુંધીને બદલે કેવળ ન્યાયની અને સુવ્યવસ્થાની જ સ્થાપના સંભવે.

૨૪. [ આ ચળવળમાં લોકો કોઇ વખત સંયમનો ત્યાગ કરે પણ ખરા એવો સંભવ છે. ] પોતાનું સમતોલપણું ખોયાનો મને અનુભવ થયો છે તોપણ એ ચળવળથી એકંદર લોકોનાં હૃદય વિશુદ્ધ બનશે એ નિઃસંશય છે. દિવસે દિવસે લોકોના હૃદયમાં અસહકાર વધારે વસતો જાય છે. તેને એક સિદ્ધાન્ત તરીકે જ માત્ર નહિ, પરંતુ એક અનિવાર્ય નીતિ તરીકે તેઓ સ્વીકારે છે. શાંતિમય અસહકારમાં હું જગદીશચંદ્ર બોઝની શોધો કરતાં પણ વધારે ચમકાવનારાં પરિણામો જોઇ રહ્યો છું. અસહકારીઓ તરફથી કોઇ પણ રીતે શાંતિનો ભંગ નહિ થાય, એવી સરકારને ખાત્રી થાય અને અશાંતિ થશે, એવી શંકાને સ્થાન જ ન રહે તો તે જ ક્ષણથી સરકાર જાણ્યે અજાણ્યે કે ઇચ્છા અનિચ્છાએ પણ જરૂર પોતાનું સ્વરૂપ બદલશે. કઇ દિશામાં સ્વરૂપ બદલશે એ પ્રશ્નના જવાબમાં કહી શકેઃ અમે માગીએ છીએ તે જ દિશામાં—એટલે તેને પ્રજાના અવાજને માન આપવાની ફરજ પડશે. લોકો ખિલાફત અને પંજાબના સંબંધમાં ન્યાય મેળવવા ખાતર દઢનિશ્ચયી રહી, આત્મભોગ આપી પોતાનું પુરુષાર્થ દાખવશે એટલે તેમને એનીમેળે પોતાની ઇચ્છા મુજબનું સ્વરાજ્ય મળશે.

૨૫. આધુનિક જમાનાના સંપૂર્ણ હક્કવાળી પાર્લમેંટથી હિંદુસ્થાનનું રાજ્યતંત્ર ચાલે એને હું સ્વરાજ્ય કહું છું. પછી તે અંગ્રેજોના કૃપાપ્રસાદથી મળે કે તે સિવાય મળે. પોતાનાં પ્રત્યેક કાર્યમાં પ્રતીત થતી, સ્વાર્થ અને લોભ રૂપી મલિનતામાંથી સરકારને વિશુદ્ધ કરવાનો આ ચળવળનો હેતુ છે. સોમાલીલાંડની માફક તેઓ હિન્દુસ્થાન પણ છોડીને ચાલ્યા જાય. સોમાલીલાંડના રાજ્યતંત્રમાંથી તેમને નફો મળતો બંધ થયો એટલે ત્યાંથી તેઓ નિકળી ગયા.

૨૬. આ તો છેક છેવટની વાત મેં કરી નાખી. હિંદુસ્થાનમાં એવું કાંઇ બનશે એમ હું ધારતો નથી. મને તો લાગે છે કે અંગ્રેજો અનિવાર્ય બળ આગળ નમશે. જ્યારે લોકમતનું ખરૂં સ્વરૂપ અને શકિત પ્રગટ થશે ત્યારે તેઓ તેને માન આપશે. ત્યારે જ તેઓને, શહેનશાહના પ્રધાનો અને તેમના હિન્દ ખાતેના પ્રતિનિધિઓએ તેમને નામે ગૂજારેલા ભયંકર કેરનું તેમને ભાન થશે. એટલે તેઓ આ બે અન્યાયો પણ લોકોની ઇચ્છા મુજબ દૂર કરશે અને તેમની ઇચ્છા મુજબનું સ્વરાજ્ય પણ આપશે, અને " પછી વાઘ અને બકરી એકે આરે પાણી પીશે. "



# ૪. અસહકાર અને ખૂનામરકી.



૧. અસહકારને અનેક પ્રકારના દોષો દેવામાં આવે છે. મોટામાં મોટો દોષ તો એ કહાડવામાં આવે છે કે અસહકારને અંગે ખૂનામરકી તો જરૂર થશે. હું એમ કહેવાને ઇચ્છું છું કે જો મુસલમાનોને અસહકારનો આધાર ન હોત તો તેઓ ખૂનખરાબાના પન્થમાં ક્યારના ઉતર્યા હોત. હું કબૂલ કરૂં છું કે અસહકારમાં પણ જોખમ તો રહેલું છે. પણ અસહકાર વિના તો ખૂનખરાબો થયા વિના રહે જ નહિ; અને અસહકાર હોવાથી એટલું જ કહી શકાય કે તેમાંથી ખૂનખરાબાનો સંભવ ખરો. જો અંગ્રેજ, હિન્દુ અને બીજાઓ આ બાબતમાં મુસલમાનોને ઉત્તેજન ન આપે તો ખૂનખરાબો થવાનો વધારે સંભવ રહે.

૨. જે ભાવથી હું અસહકારને જોઉં છું તે જ ભાવથી બધા મુસલમાનો નથી જોતા એ હું કબૂલ કરૂં છું, પણ તેઓની સાથે સ્પષ્ટ સમજુતી છે કે અસહકારની સાથે ખૂનામરકી ન જ હોઇ શકે, અને જોકે મુસલમાન ભાઇઓ વેરભાવે અસહકાર ગ્રહણ કરે તે છતાં પણ તે વડે આપણે શુભ પરિણામ ઉપજાવી શકીએ છીએ, અને ખૂનામરકીમાંથી ઉગરી જઇ શકીએ છીએ. બધાં સારાં કાર્યો ગમે તે ભાવે થાય તોપણ થોડું ઘણું ફળ આપે જ છે. જે માણસ બીકથી કે લજ્જાથી સત્યનું કે સંયમનું પાલન કરે છે તે માણસ પણ તેનો સ્થૂલ લાભ ઉઠાવી લે છે એ સત્કાર્યનો મહિમા છે.

૩. છતાં કેટલાકને મોટો ભય એ છે કે અસહકારથી ખૂનામરકી થયા વિના નહિ રહે. ખૂનામરકી કોઇ કાળે નહિ જ થાય એવું તો આપણે નથી કહી શકતા, પણ ખૂનામરકી ન થાય એવા બધા ઉપાયો લીધા પછી આપણે આપણા કાર્યમાં પ્રવૃત્ત રહેવું જોઇએ એમ તો મને લાગે છે. ખૂનામરકી કરનાર અસહકારની રાહ જ જોઇને બેઠા છે એવું આપણે

જાણીએ તો જરૂર અસહકાર મોકુફ રાખવો જોઇએ. મારી માન્યતા તો એવી છે કે ખૂનામરકી અટકાવવામાં જ મુસલમાનોની જીત રહેલી છે. એ વાત તેઓ એટલે દરજ્જે જાણી ગયા છે કે ખૂનામરકી અટકી જ રહેશે. તેઓ જાણે છે કે અસહકાર ખૂનામરકીની સાથે એક ઘડીભર પણ ન નભી શકે.

૪. આ દોષમાંથી મુક્ત રહેવું તદ્દન સહેલું છે. દરેક જગ્યાએ થોડા પણ શાંતિ જાળવનારા માણસો હોય તો સુલેહ જાળવવામાં અડચણ ન જ આવવી જોઇએ. અસહકારમાં પ્રથમ પગથિયું જ સુલેહ જાળવવાનું છે. જો આપણને સુલેહ જાળવતાં ન આવડે તો આપણને અસહકારનો અધિકાર નથી.

૫. કોઈ કહેશે કે આખા હિંદમાં ખૂનામરકી થતી કોણ અટકાવી શકે ? તેનો જવાબ એ જ કે જેમ સેનામાં જો અણધારેલું કંઇ બને તો સેનાનો ભંગ થાય તેમ જ જો આપણે એક બન્યા હોઇએ તો ખૂનામરકી ઇત્યાદિ અકસ્માતો અટકાવવની શક્તિ આપણામાં આવવી જ જોઇએ. તે મળતા પહેલાં આપણાથી ભૂલો થશે, ભૂલો સુધારવી પડશે એ બધું હું માનું છું, પણ તેટલો કાબુ પ્રજાએ પોતાની પર મેળવવો જોઇશે એમ પણ હું જાણું છું. તે કાબુ મેળવવાનો આ ભારે પ્રસંગ છે એમ મને જણાય છે.

૬. અસહકારની સીડીએ ફલંગ મારીને આપણે નથી ચડવાના, પણ પગથિયે પગથિયે પોતાનો માર્ગ જોતા જોતા ચડશે તો પડવાનો ભય ઘણો ઓછો રહેશે.

૭. અસહકારમાં જોખમો તો છે જ તેમ છતાં તે વિના બીજો ઉપાય નથી રહ્યો. જો ખિલાફતનો ગેરઇન્સાફી ફેંસલો અસહ્ય હોય તો કંઇક રસ્તો જોઇએ જ. અસહકાર રૂપી હથિયાર પણ ન હોય તો માત્ર ખૂનામરકી જ પ્રજાની પાસે રહે છે, અને ખૂનામરકીનો ઇલાજ તો દર્દ કરતાં ભયંકર છે. કેમકે ઉદ્દેશ ગુસ્સાને સારૂ ક્ષોભ શોધવાનો નથી પણ ખિલાફતના મામલામાં ન્યાય મેળવવાનો છે. ખૂનામરકીથી ન્યાય મળનાર નથી, એટલે અસહકાર સિવાય બીજું હથિયાર જ નથી એવું મને તો લાગે છે.

૮. અસહકાર વિગેરે ઉગ્ર શસ્ત્રો વાપરતાં આપણે ધીરજ વાપરતાં શીખવું જ જોઇએ. જો ગુસ્સામાં આવી જવાય તો ભારે હાનિ થઇ જાય. સરકાર ગુસ્સામાં આવી જાય એ પણ સહન કર્યે જ છૂટકો. જ્યારે જ્યારે રાજ્યસત્તાથી અન્યાય થઇ જાય છે, ત્યારે ત્યારે લગભગ દરેક વખતે સત્તાવાળા પ્રજા મર્યાદા છોડી દે અને ખૂનખરાબો કરે એવું ઇચ્છે છે. જો પ્રજા એ દાવમાં આવી જાય તો પેલા અન્યાય ઉપરથી પ્રજાનું ધ્યાન પલટીને અશાંતિ તરફ દોરાય છે. ખૂનખરાબી કરનારાને દબાવવામાં રાજા-પ્રજા એકત્ર થાય છે, અને અંતે પેલો અન્યાય ભૂલાઇ જવાય છે. અથવા અન્યાયની સામે પ્રજા હિલચાલ કરતી હોય છે ત્યારે તે હિલચાલને દબાવવા રાજ્યસત્તા ભારે પ્રયત્ન કરે છે, અને થયેલા અન્યાયને ઢાંકવામાં વિવેકની મર્યાદા ચૂકી જવાય છે. પરિણામ એવું આવે છે કે અન્યાયની સામે થતી હિલચાલને દબાવવામાં રાજ્યસત્તાને ગાંડપણ આવી જાય છે.

૯. તેથી તમે જોશો કે ખૂનામરકી કર્યા વિના અસહકાર ચલાવી શકાય તો અવશ્ય ચલાવવાનો આપણને અધિકાર છે એટલું જ નહિ, પણ તેમ કરવાની આપણી ફરજ છે.

૧૦. આ સંગ્રામ નવા પ્રકારનો છે. જેઓ શાંતિને માનનારા છે, તેમણે પોતાના આત્માને તપાસતા થઇ જવું પડશે. તેણે કેવળ શાંતિનો ફેલાવો કરવો પડશે. આ લડત વેર વધારવાની નથી પણ વેર મટાડવાની છે. આ લડત મનુષ્યોને નોખા પાડવાની નથી પણ એકત્ર લાવવાની છે. આ લડત મિશ્રિત નથી પણ સારાસારને વિવેકપૂર્વક જાણવાની છે અને તેને નોખાં પાડવાની છે. [ તેથી તેમાં ખૂનામરકીને ઉત્તેજનના કાર્યક્રમનો સહેજ પણ સમાવેશ નથી એ તો દીવા જેવું સ્પષ્ટ છે. ]

૧૧. આયર્લાંડના સીનફેનનો દાખલો કેટલાક લે છે અને કહે છે કે ત્યાં અસહકાર અને ખૂનામરકી સાથે જ ચાલે છે. સાથે ચાલે છે એ ખરૂં છે, પણ આયર્લાંડને તેથી હોમરૂલ મળતું નથી. અને આપણી અને આયર્લાંડની વચ્ચે ઘણો ભેદ છે. આપણે ખૂનરેજી રહિત-અસહકારથી સહેજે આપણી ઇચ્છા પાર પાડી શકીએ અને ખૂનરેજી થાય તો અસહકાર એ જ વેળા અટકી પડે. હિંદુસ્થાન જેવા મોટા પ્રદેશમાં ખૂનરેજીથી લોકો

પોતાની મુરાદ પાર ન પાડી શકે અને શાંત અસહકાર હોય તો આવડા મોટા દેશનું રાજ્ય કોઇ ચલાવી ન જ શકે.

૧૨. એટલે ખૂનરેજી થતી રોકવામાં આપણી મોટામાં મોટી ફત્તેહ છે. ખૂનરેજી થાય તો તે અટકાવવાને સારૂ આપણે જ સરકારને મદદ કરતા થઇ જઇએ—થવું જોઇએ. ખૂનરેજી થાય તો આપણે કોમની ઉપર અસર નથી મેળવી શક્યા એમ જ ગણાય.

૧૩. તોફાની કોમો તથા મવાલીવર્ગ એમ માને છે કે ગાંધી ખૂનામરકી કરવા તો ઇચ્છે છે, પણ એ મોટા માણસ એટલે એમનાથી કંઇ એમ ન કહેવાય, તેથી જ્યારે એ કહે કે ખૂનામરકી ન કરવી ત્યારે આપણે એવો અર્થ કહાડવાનો કે ખૂનામરકી કરવી. એમને હું સાફ કહી દઉં કે એવો અવળો અર્થ તમારાથી ન કહાડી શકાય. એવો અવળો અર્થ કહાડી ૧૯૧૯ ના એપ્રિલમાં તમે એ નિર્દોષ માણસનાં ખૂન કર્યાં. તમે એવો અર્થ ન કહાડશો કે ગાંધી તો મોટા માણસ છે. એ કહે કે મકાન ન સળગાવવાં ત્યારે મકાન સળગાવવાં, એ કહે કે તલવાર ન ચલાવવી ત્યારે તલવાર ચલાવવી, એ જ તમારૂં કામ છે. યાદ રાખજો કે ફરીથી તમે એવી ભૂલ કરશો તો તે વખતે તમારી તલવારને ગાંધીની ગરદન પર ફરવાનું હશે. જે ગાંધી તમને પોતાના સગાં માને છે તે તમને કહે છે કે એ કંઇ કહે તેનો તમે અવળો અર્થ કરશો તો એના પોતાના ગળા પર છરી ફરશે. તમારી એવી ભૂલોના વિચારમાત્રથી પણ હું થરથરી જાઉં છું. જો મુસલમાન ખિલાફતનો, હિન્દુઓ હિન્દુધર્મનો અને એ બંને હિન્દુસ્થાનનો બચાવ કરવા ઇચ્છતા હોય તો તેમણે સિંહ બનવું જોઇશે; ઘેટાં બન્યે નહિ પાલવે. આપણે બદમાશી નથી કરવી. એમ કરીને આપણે ધર્મને અને ઇસ્લામને બચાવવા નથી માગતા. આપણે તો જવાંમર્દી બતાવવી છે. આપણે દગાનો મુકાબલો દગાથી નથી કરવો, ખૂનીને મારવો નથી પણ મરવું છે. આ વાત તમે જાણી અને સમજી લેજો.

૧૪. મારો પોતાનો ધર્મ મને તલવાર ખેંચવાની ના કહે છે. હું કોઇને મારી નાખવા નથી ઇચ્છતો. હિન્દુધર્મને બચાવવા હું મરી જાઉં પણ કોઇને મારૂં નહિ. મારી અને અલીભાઇઓની વચ્ચે ફરક છે છતાં

હું એમને સમજાવી શકયો છું કે અત્યારે તલવાર ન ખેંચવી એ આપણું કામ છે.

૧૫. મુસલમાનોને પણ હું એ જ કહી રહ્યો છું. તમે તલવાર ઉપાડશો તો તમે જ મરશો. ઇસ્લામને તેઓ તલવારથી નથી સ્વતંત્ર કરી શકવાના. તલવાર તેને વધારે જોખમમાં નાખશે એમ હું માનું છું. તમારામાંથી કોઇ ગાંડા બનશો, મકાન બાળશો, કોઇ કોઇ અંગ્રેજનું ખૂન કરશો તો તમે છક્કડ ખાશો. આપણે ઇજીપ્ત નથી, રશિયા નથી, આયર્લૉડ નથી. આપણી લડત શસ્ત્રોની નથી. અસહકાર જ આપણું શસ્ત્ર છે. અમને પકડશો તો તમે બધા ડરીને બેસી જશો એમ સરકાર માને છે. તમે સરકારને બતાવી શકો છો કે તેઓ આમ વાણિયાનો હિસાબ કરે છે.

૧૬. જો અસહકાર ખરેખર ખૂનામરકી વિના જ ચલાવવો હોય તો આપણે ખૂનામરકી બંધ કરવી આપણી પ્રથમ ફરજ સમજીએ. જો ખૂનામરકીના ત્યાગનો દાવો કરવા છતાં ખૂનામરકી છૂપી કે ઉઘાડી રીતે પસંદ કરીએ તો આપણે દગો જ કર્યો કહેવાય. આપણે શાહુકાર-ખાનદાન હોવાનો દાવો ન કરીએ અને ગુન્હા કરીએ એ એક વાત છે, અને ખાનદાન હોવાનો દાવો કરીને ગુન્હા કરીએ તે બીજી વાત છે. કાળામાં કાળું નથી દેખાતું પણ દૂધમાં કાળું તરત દેખાય, તેમ જ જ્યારે આપણે ચોકખા હોવાનો દાવો કરીને મેલા થઇએ ત્યારે આપણી ઉપર જગત્ થૂંકે. 'આપણે તો ધર્મયુદ્ધમાં મચ્યા છીએ,' 'આપણે શાંતિથી જ કામ કરવું છે,' 'આપણે જાતે જ મરવું છે, આપણે કોઇને મારવાના નથી,' આવી આવી પ્રતિજ્ઞાઓ કરીને પછી આપણે મારીએ તો આપણે જગતને, પોતાને અને પરમેશ્વરને છેતરીએ.

૧૭. પણ આજે પ્રત્યક્ષ જે સ્થિતિ વર્તી રહી છે તે તરફ પણ આપણે દુર્લક્ષ ન જ કરીએ. આપણા ધનવાનમાં ધનવાન્ માણસો આજે કલેકટરો અને કમિશનરોની ઇતરાજી વહોરતાં ડરી રહ્યા છે. કેટલાક તો પ્રામાણિકપણે અસહકારના વિજયમાં જોખમ જોઈ રહ્યા છે. તેમને લાગે છે કે અસહકાર સફળ થાય તો ઓછામાં ઓછું તરતને માટે તો અંધાધુંધી, ખાનાખરાબી અને જાનમાલનો નાશ પ્રવર્ત્યા વગર રહે જ નહિ. આવા લોકોને આપણે

ધીરજ ખોતાં મનસા વાચા કર્મણા અહિંસાની ભાવનાથી આખા દેશના વાતાવરણને ભરી દઇને ખંત અને ઉદ્યોગથી તેમનાં મન જીતી લેવાં.

૧૮. ડર રાખવો એ આપણી અશાંતિ, આપણો વેરભાવ સૂચવે છે. આપણે જેને દુશ્મન માનીએ તે તો જરૂર દુશ્મન બને જ. જો દુશ્મનને પણ મિત્ર ગણી વર્તીએ તો તે કાળે કરીને મિત્ર જરૂર થાય. માણસ વિચારે તેવો બને છે. જેવું કરે છે તેવું લણે છે. મિત્રતા કરે અને દુશ્મનાવટ લણે એ બનવાજોગ જ નથી. આપણો અસહકાર એ દુશ્મનને પણ મિત્રતાથી જીતવાનું સાધન છે.

૧૯. ખૂનામરકી થાય તો પ્રજા અસહકાર ન ચલાવી શકે. આખા હિન્દુસ્થાનમાં ત્રાસ ચાલે અને પ્રજા પોતે જ ડરી જાય અને અસહકાર કરનાર પછી તો કોઇ રહે જ નહિ. આટલું તરત સમજી જવાય તેવું છે અને અસહકાર ચલાવી રહેલા મુખ્ય માણસો આ વાત સમજી ગયા છે, તેથી જ ખૂનામરકીરહિત અસહકાર ચાલે છે.

૨૦. પણ હું જાણું છું કે કેટલાક મુસલમાનો આવા ખૂનને પસંદ કરનારા છે. હિન્દુ પણ તેવું માનનારા છે એમ હું જાણું છું. આયર્લાંડમાં ચાલતી ખૂનામરકીનો કિસ્સો ઘણાએ હેતથી વાંચે છે. ઘણા માને છે કે બૉમ્બ ન ફૂટત તો બંગાળ પાછું સંધાત નહિ. ખૂનથી ફાયદો થયો છે એમ કોઇ માનનારા છે. હું તો અવશ્ય માનું છું કે ખૂનામરકી કરવાથી ફાયદો થતો જ નથી; અને કેટલીક વેળા ક્ષણિક ફાયદો થયો દેખાય છે તે છેવટે નુકસાનકારક નિવડે છે. અંગ્રેજોની જીતને હું હાર માનું છું. તેઓમાં પાપ વધ્યું છે. લોભ, દંભ, ક્રોધ, જૂઠું, અન્યાય ખૂબ વધતાં ચાલ્યાં છે. મદનો પાર નથી. જર્મનોને આવા અવગુણો ખીલવવા હવે અવકાશ જ ન રહ્યો. અન્યાય કોની ઉપર કરે ? ક્રોધ કર્યે કામ શું આવે ?

૨૧. પણ જેઓ ખૂની શાસ્ત્રને માનનારા છે, તેમને પણ એટલી તો અરજી હું જરૂર કરૂં કે તેઓ બે ઘોડે ન જ ચડી શકે. યા તો નિઃશસ્ત્ર અસહકાર ચલાવીએ અથવા તેનો ત્યાગ કરીએ.



# ૫. તલવારની નિષ્ફળતા.



૧. હથિયાર લઇ બળવો કરવામાં મને શ્રદ્ધા નથી. તેથી તો દર્દ કરતાં દવા વધારે ભયંકર થાય છે. તે વેર વાળવાની અધીરાઇ તેમ જ ગુસ્સાની નિશાની છે. વળી આનું પરિણામ પણ સારૂં નથી આવતું. જર્મની સામે મિત્રરાજ્યોએ તલવાર ખેંચી તેનું પરિણામ જૂઓ! મિત્રરાજ્યોએ જેવા જર્મનોને પહેલાં ચિતર્યા હતા તેવા જ પોતે પણ નથી થઇ ગયા શું? આપણી પાસે તો એથી સારો ઇલાજ છે. આ ઇલાજમાં સંયમની તેમ જ ધૈર્યની જેમ જરૂર છે તેમ જ દૃઢ નિશ્ચય-ઇચ્છાશક્તિની પણ અપેક્ષા છે. આ ઇલાજ એ કે અન્યાય કરનારને મદદ ન કરવી. કોઇ પણ જૂલમગાર કેવળ બળથી જ કોઇને જીતી શક્યો નથી. સામે થઇ માઠાં પરિણામ ભોગવવા કરતાં ઘણા લોકો જૂલમીની ઇચ્છાને અધીન થાય છે. દમ દેવો તે જૂલમીની ખરી મૂડી છે. પણ ઇતિહાસમાં એવા દાખલા છે કે જેમાં જૂલમી પોતાની ઇચ્છાનો સ્વીકાર સામાવાળા પાસેથી નથી કરાવી શક્યો. હિન્દને હવે એમાંથી એક માર્ગ લેવાનો રહ્યો છે. જો પંજાબની સરકારે અસહ્ય અન્યાય કર્યો હોય અને હંટર કમિટીનો રિપોર્ટ તથા તે વિષેના બે ખરીતાઓથી મૂળ અન્યાય રૂપ પાપ ઢાંક્યું એથી ઓછું પાપ કરી વધારે થયું હોય, તો આપણે આ સરકારી અત્યાચાર-અન્યાયને વશ થવાની સાફ ના પાડવી જોઇએ. જરૂર પડે તો હું પાર્લામેન્ટને અરજી કરૂં, પણ પાર્લામેન્ટ આપણને સંતોષ ન આપે, અને જો આપણે એક રાષ્ટ્ર તરીકે ઓળખાવવા માટે લાયક હોઇએ, તો આપણે સહકાર પાછો ખેંચીને સરકારને વળગી રહેવાની સાફ ના પાડવી જોઇએ.

૨. [ પરંતુ એવો સહકાર ખેંચી લેવામાં આપણને ગુસ્સો દ્વેષ કે વેર વાળવાની વૃત્તિ ન હોવી જોઇએ. ] ૩૦ વર્ષ થયાં હું મુસલમાન ભાઇઓને જાણું છું. હું આફરીન છું કે મુસલમાન ભાઇઓ હિંમતનું કામ

કરી શકે છે, બહાદુરી કરી શકે છે. મેં એમ પણ જોયું છે કે તેઓએ ઘણી વાર ભારે કામ કીધાં છે તે કેવળ ગુસ્સાના જોસમાં આવીને; અને ગુસ્સો પૂરો થયો તેમની તાકાતનું જોસ પણ પૂરૂં થાય છે. આ લડતમાં કુરબાની આપવા માટે આપણે તો જે સલ્તનતની સાથે લડી રહ્યા છીએ તે સલ્તનતની કાબેલિયત મેળવવાની છે. તે સલ્તનતના સિપાઇઓ ગુસ્સો ભૂલી તાલીમથી, હોંશિયારીથી, બહાદુરીથી લડત ચલાવે છે. તેમની સામે તમારે ઉભા રહેવું હોય તો તમારે હોંશિયારી, બહાદુરી અને તાલીમ કેળવવાં જોઇએ. ગુસ્સામાં આવીને તમારા સરદારના હૂકમને તમે તાબે ન થાઓ તો તમને ફત્તેહ નહિ મળે. ગુસ્સામાં આવવાથી ઘણાં કામોનો ઈન્સાફ નથી મળી શક્યો. ખુદા તે જ માણસને ઇન્સાફ આપે છે જેનામાં તદબીર છે, હિંમત છે, સાચે રસ્તે કામ લેવાની શક્તિ છે, પણ ગુસ્સો નથી. હું ફરીથી કહું છું કે આ કુરબાની તલવાર ખેંચવાની નથી. તલવાર ખેંચવામાં મુસલમાન શૂરા છે. હું તેમની તલવાર મુબારક ગણું છું, પણ તેમને સમજાવવા માગું છું કે તલવાર વાપરવાની તાકાત જોઈતી હોય તો તમારે મરવાની તાકાત જોઇશે. પંજાબી તલવાર ખેંચી જાણે છે પણ હું તેને ભાડુતી તલવાર કહું છું. હું એ તલવારથી કોઇને ડરાવી નથી શકતો. તમારી તલવાર તમારા કરતાં વધુ કુશળતાથી તલવાર વાપરનારની સામે નકામી થઈ પડે છે, અને તમારા હાથમાંથી તલવાર ગઈ કે તમે નકામા થઇ પડો છો. તમે તમારી તલવાર મ્યાનમાં રાખીને લડી શકો એવો રસ્તો મેં શોધી કહાડ્યો છે. મને લાગે છે કે તમે તલવાર વાપરશો તો હારશો એટલું જ નહિ, પણ તમારાં સ્ત્રીપુરુષો ઉપર તમારી તલવાર ચાલશે. તમે જો આદમ–તા–એવાન (અસહકાર) ની ખૂબી સમજવા માગતા હો તો મારૂં કહેવું માનજો. કુરાને–શરીફ જાણવાનો હું દાવો નથી કરતો, પણ તમારા ઉલેમાઓએ જ કહ્યું છે કે આદમ–તા–એવાન એક ભારે પ્રકારની જેહાદ છે. તલવાર ખેંચીને પણ મરવું છે, આદમ–તા–એવાન કરીને પણ મરવું છે. તો જેમાં પારકાને મારવાપણું નથી રહેતું તેવું આદમ–તા–એવાન ગ્રહણ કરીને શામાટે કુરબાની ન કરો ?

૩. જ્યાંસુધી મુસલમાનો હિંસારહિત અસહકારને બંધાયેલા છે ત્યાંસુધી તેમને એવો વિચાર પણ ન આવવો જોઇએ કે તલવાર ઉઠાવવાથી

સરસ કામ થશે. આ સલ્તનતે બૂરાઇ કરી છે, પણ બેગુનાહ માણસને મારીને તો આપણે સરકારની દબાણ અને ત્રાસની નીતિને જ ઉત્તેજન આપવાના છીએ. ઇસ્લામમાં તલવારના ઉપયોગની પરવાનગી છે ખરી, પણ આવી રીતે ડોકાં ઉડાવવાનું તો ઇસ્લામમાં પણ ન હોય એમ મારી ખાત્રી છે અને હું માનું છું કે ઉલેમાઓ પણ મારી માન્યતાને ટેકો આપશે. તમે (એટલે મુસલમાનો) જે દિવસે હિંસારહિત અસહકારનો સિદ્ધાન્ત તજી તલવાર ઉઠાવવાનો નિશ્ચય કરો તે દિવસે જરૂર તમે દરેક યુરોપિયન સ્ત્રી, પુરુષ કે બાળકને ચેતવણી આપી શકો છો કે તેમની જિંદગી જોખમમાં છે. પણ એવો નિશ્ચય કરવાનો તમને વખત ન આવે એવી હું આશા રાખીશ.

૪. લાહોરમાં મહમદઅલીએ જ્યારે તલવાર વાપરવાની વાત કરી ત્યારે કોઇ ફકીરે ' જે તે બોલ્યા તે થાઓ'નો અવાજ કહાડ્યો, તેથી મને દુ:ખ થયું છે. તલવારને માટે સામાન તૈયાર નથી ત્યાંસુધી તલવારથી હાનિ જ રહેલી છે. મેં તો મારો વિચાર આખરને માટે બતાવી દીધેલો છે. મારે માટે તો હું તલવારનો ઉપયોગ કદિ જોતો નથી. મહમદઅલીને માટે આ શરૂનો મામલો છે. તેમને પણ અંતે તલવારની નિષ્ફળતા જણાય એમ હું ઉમેદ રાખું.

૫. [ તલવારનો ઉપયોગ કરીને તમે શું કરશો ? ] આજે તો એક અંગ્રેજને કાપીને હજારો જલિયાંવાલા બનાવશો પણ સ્વતંત્રતા નહિ મેળવી શકો. તલવારથી મુકાબલો કરવા ચાહતા હો તોપણ કુરબાની અને તાલીમની જરૂર છે.

૬. [ જો તમે કુરબાની નહિ કરો, અને તાલીમ પણ ન મેળવો અને દેશના નેતાઓ પકડાય ] તે વખતે તમે તોફાન કરો, મકાન બાળો, રેલ્વેના પાટા ઉખેડો તો બાજી હારી જશો. તમે આરબ નથી તેથી હું તમને આમ કહું છું. તમને તો લાકડી મારતાં પણ આવડતી નથી. ગધેડાને લાકડી મારી અથવા ઘરમાં સ્ત્રીને લાકડી મારી એ લાકડી મારતાં આવડ્યું ન કહેવાય. જેને લાકડી મારતાં આવડે છે તે તો હજારની સામે ઝૂઝી શકે છે, પરંતુ એવા તમે નથી તેથી તમને સલાહ આમ આપી શકાય.

૭. આપણે સિંહપણું ભૂલી ઘેટાં બની ગયા છીએ એટલે આપણે આયર્લાંડ અથવા ઇજીપ્તનો દાખલો લઇને તેવા બનવા જઇશું તો દોઝખમાં પડીશું. સરકાર પોતાનું તેજ બતાવશે—અને તેમાં કાંઇ ખોટું નથી. હું પોતે સરકાર હોઉં તો લોકોને પકડું. જે સરકારને પોતાની હકુમત ચલાવવી છે તે સામા થનારને પકડે, તે તેનો ધર્મ છે. એટલે જ્યારે સરકાર તેનું તેજ બતાવશે, ત્યારે તમે તોફાન કરશો તો હારશો. તમે એવી રીતે જો તેને ડરાવવા બેસો તો તમે ડરપોક છો. હિંદુસ્થાનને આપણે છોડાવવું હોય તો આપણે સિંહ બનવાનું છે.

૮. [ સિંહ બનવું એટલે હિંસાવૃત્તિ ધારણ કરવી એ નથી; પરંતુ ખરો સિંહ તો એ છે કે મારવાનું બળ હોવા છતાં મારતો નથી, નિડર થઇને ઉભો રહે છે, અને મરે છે, જીવે છે. ત્યાંસુધી તો તે સતત પ્રયત્નવાન્ રહે છે પણ કદિ હિંમત છોડતો નથી. ]

૯. જર્મનીની સાથે જંગ શરૂ થયો ત્યારે અંગ્રેજોએ એમ ધાર્યું હતું કે બે માસમાં લડાઈ પૂરી થશે. લૉર્ડ કર્ઝને ક્રિસ્ટમસનું ખાણું બર્લિનમાં ખાવાની ઉમેદ રાખી હતી. ૧૯૧૪નો ડિસેમ્બર માસ ગયો અને ૧૯૨૦ના ડિસેમ્બર સુધી લડાઇ ચાલી, તેથી શું અંગ્રેજી પ્રજા હારી? લીજ ખોયું, નામુર ખોયું, ફ્રાન્સમાં લગભગ પારીસ સુધી જર્મન ફરી વળ્યા. શું ફ્રાન્સે મીનો ભણ્યો? જ્યાંસુધી લડ્યાં જ કરે ત્યાંસુધી લડવૈયો હાર્યો ગણાય જ કેમ? દરમિયાન અનેક વ્યૂહો રચાય, અભિમન્યુના કોઠા બંધાય, ઘણા ડુંગરો ખોદાય, ઘણી ખાઇઓ ઉપર પૂલો બંધાય. એમ જ મનુષ્ય ઘડાય અને પ્રજા પણ ઘડાય. 'શું પ્રયત્ન કરતો છતો પાછો પડ્યા કરે તે આત્મા નાશ નથી પામતો?' એવા અર્જુનના પ્રશ્નના જવાબમાં કૃષ્ણે અતિ પ્રેમનું સંબોધન વાપરી જવાબ આપ્યો કે 'પ્રયત્નવાનની દુર્ગતિ તો થાય જ નહિ.' સંશયાત્માનો જ નાશ હોય. આપણો અસહકારને વિષે વિશ્વાસ જ ન હોય તો આપણે શરૂ કર્યું ત્યારના જ હાર્યા છીએ.



# ૬. અસહકારમાં શાંતિ.



૧. અસહકારને હું અનેક અંતરાયો પર જીત મેળવીને મહા પ્રયાસે ચડવાની 'સ્વર્ગ'ની સીડી, સમજું છું. જો માત્ર અંધાધુંધી જ પેદા કરવાની આ પ્રવૃત્તિ હોત તો તો એ ચપટી વગાડતાંની વારમાં બની શકે એવી બાબત હતી.

૨. અસહકારનું મુખ્ય અને મોટું પદ શાંતિ–અહિંસા–અમન છે. જેઓ શાંતિનો ભંગ કરે છે તેઓ જ ખરા સહકારી છે. જેઓ શાંતિનો ભંગ કરે છે તે બીજી બધી શરતોનું પાલન કરતા છતાં પણ અસહકારી ન કહેવાય. અને અસહકારીનાં તીરો સહન કરીને પણ શાંતિ જાળવનાર સહકારીને હું અજાણપણે રહેલા અસહકારી તરીકે જ ગણું છું. વિનીત પક્ષની મદદના કરતાં અશાંતિ કરનારાની જ સરકારને વધુ મદદ મળે છે. બે–ચાર અમલદારોને ગૂમાવીને જો અસહકારને તોડી શકે તો સરકાર તેટલા અમલદારોને સહેજે જતા કરે તેમ છે.

૩. હું ઘણી વેળા લખી ચૂકયો છું કે શાંતિ વિના સ્વરાજ્ય કે ખિલાફતનો ફડચો અસંભવિત છે. વકીલ વકીલાત ન છોડે, વિદ્યાર્થીઓ નિશાળ ન છોડે, બીજા લોકો પોતપોતાને લગતો અસહકાર ન કરે તો ચાલે, પણ કોઇ શાંતિનો ભંગ કરે તે તો ન જ ચાલે. હિંદુ–મુસલમાનની મિત્રતા, શાંતિ અને સ્વદેશી એટલે રેંટિયો એ ત્રણ તો અનિવાર્ય શરતો છે. પણ તેમાંયે શાંતિ મુખ્ય વસ્તુ છે. રખાપખા માણસ ખાદી ન પહેરનારા રહે છતાં ઘણા પહેરતા થઇ જાય તોપણ ચાલે, થોડા હિંદુ–મુસલમાન વઢે તે પણ સહન કરી શકાય, પણ શાંતિનો તો એક માણસ પણ ભંગ કરીને ખૂનખરાબી કરે તે અસહ્ય છે, તેથી દેશને ભારે નુકસાન થાય જ. શાંતિની શરત એવી સખ્ત છે. અસહકારી, શાંતિ ઓ વિનય અને સત્ય જાળવી સ્વાર્થત્યાગ કર્યા જ જશે તો જેઓ બહાર રહ્યા છે તે ઓ પણ આવી મળશે જ મળશે.

૪. આ દિવ્ય શાંતિ એટલે જડવા નહિ, મૂઢતા નહિ, દુર્બલતા નહિ. એ તો શુદ્ધ ચેતના, જ્ઞાન અને શૂરવીરતા, કાયાને પત્થર રૂપ ગણીને જે વિહાર કરે તે એક જ સ્થળે બેઠો છતાં જગતને હલાવ્યાં જ કરે. પત્થરને કોણ મારે ? પત્થરની રજ કરો તો યે તે માફી ન માગે. પણ એ ધર પણ ન ચણે. જેમ મારો તેમ થાકો, જેમ મારો તેમ તે ધર ચણવાની ના પાડશે; એવી જેણે પોતાની કાયા કરી હોય તેને હરાવનાર આ જગતમાં કોણ હોય ? મનુષ્યમાં પત્થરનો અને ઇશ્વરનો મેળાપ થાય છે. મનુષ્ય એટલે ચેતનામય પત્થર, તેથી જ શાસ્ત્રોએ શીખવ્યું કે તે જ પૂરો જીત્યો જેણે પૂરૂં દેહદમન કર્યું. એટલે શાંતિનો અર્થ દેહદમન. આપણે કાયાના, શરીરસુખના ગુલામ થયા તેથી આપણે સરકારના ગુલામ બન્યા. જો આપણે કાયાને જીતીએ તો ગુલામીમાંથી છૂટીએ. તેથી આપણે જેટલે અંશે શરીરનો મોહ છોડીએ તેટલે જ અંશે સ્વતંત્રતા મેળવીએ.

૫. સરકાર આપણને શું દબાવશે ? તેની ગરજ મેલીએ તો તે શું કરે ? તેના પૈસાની, તેણે યોજેલી શાંતિની, તેણે યોજેલાં સુખની દરકાર આપણે ન કરીએ તો આજે ગુલામીમાંથી મુક્ત થઇએ. જેમ ઘણું જમનાર માણસ અપચો ન અટકાવી શકે તેમ ઘણું તીખું બોલનાર અશાંતિ ન અટકાવી શકે. ઘણું ખાનારને કંઇ અપચો ગમતો નથી તેમ તીખું બોલનારને પણ અશાંતિ ન ગમતી હોય ખરી. એમ છતાં બન્નેને પોતપોતાની મર્યાદા ન સમજે અથવા ન જાળવે તો ધારેલું પરિણામ ન જ લાવી શકે. આપણામાં હજુ અશાંતિ કોઇ કોઇ જગ્યાએ ભરી છે તેનું કારણ જ એ છે કે આપણે હજુ તે અટકાવવાનો ઉપાય લીધો નથી. વિચારમાંથી વાચા અને વાચામાંથી કર્મ એમ એક પછી એક પરિણામ આવ્યાં જ કરે છે. જો આપણે વિચારને ન અટકાવીએ, વાચાને ન રોકીએ તો પછી એ બન્નેના પરિણામને રોકવાનો પ્રયાસ પણ મિથ્યા છે. તેથી જ સ્પષ્ટીકરણ કરવું પડ્યું છે કે વિચારમાંથી યે આપણે અશાંતિને કહાડી નાખવી જોઇએ.

૭. [ જ્યાંસુધી વિચારમાં અશાંતિ રહેલી છે, ત્યાંસુધી તે વર્તનમાં આવવા સંભવ છે. તેથી વિચારમાં પણ તે ન હોય તે શ્રેયસ્કર છે. શાંતિ વિના

સરકાર સામે કોઈ પણ લીધેલું પગલું આપણને જ નુકસાન કરશે. ] કાયદાનો સ્વચ્છંદી ભંગ એ સરકારની સાથે પૂરા સહકાર વિના બીજું કશું નથી. શું આપણે હજુ સમજ્યા નથી કે આ સરકાર કેવળ આપણી નબળાઈઓ ઉપર, આપણી કાયદાઓ સ્વચ્છંદે તોડવાની આદત ઉપર, આપણી મારફાડ ઉપર નભે છે ? વકીલોના અસહકારથી સરકાર જેટલી નબળી થઈ છે તેના કરતાં વધારે નબળી આપણી શાંતિને લીધે થઈ છે. વકીલવર્ગના સહકારથી સરકારને જેટલું જોર મળે છે તેના કરતાં શાંતિભંગથી વધારે મળે છે, કેમકે તેથી સરકારને અત્યાચાર કરી, ત્રાસ વર્તાવી, પોતાનો અમલ વધારે કાયમ કરવાની તક મળે છે. એટલે એક ઠેકાણે અવિનય અને બીજે ઠેકાણે વિનય એ તો દળીને ઢાંકણીમાં ઉઘરાવ્યા જેવું થયું—ધોઈને મેલ ચડાવ્યા જેવું થયું. કાણા લોટામાં ગમે તેટલું પાણી ભર્યા કરો તોપણ ન રહી શકવાનું, તેમ જ અવિનયી વાતાવરણમાં ગમે તેટલો વિનય રેડ્યા કરીએ તોપણ એ વિનય નિરર્થક જવાનો. પ્રથમ તો આપણે આખા હિન્દુસ્થાનમાં વિનયી-શાંત વાતાવરણ પેદા કરવું જોઈએ. સારે નસીબે કે કમનસીબે આપણો તો એ દાવો છે કે આખું હિન્દુસ્થાન આપણી સાથે છે, અસહકારી છે આપણો દાવો એ છે કે મહાસભાને દફતરે ચડેલા લાખો માણસો આપણી સાથે છે એટલું જ નહિ, પણ બહાર રહેલા કરોડો પર પણ આપણી એવી અસર રહેલી છે કે તેઓ પણ આપણી સાથે જ છે. આપણે એવો દાવો કર્યે જ છૂટકો. જો લોકો આપણી સાથે ન હોય તો સ્વરાજ્ય કોને સારૂ મેળવવાનું રહ્યું ? જો તે લોકો સરકારની સાથે હોય તો આપણે તેઓને બળાત્કારે સ્વતંત્ર કરી શકીએ ? [ પરાણે પુણ્ય કરાવવાની અનીતિમાંથી નિકળવા ઇચ્છનારા આપણે બીજાની ઉપર કેમ જોરજૂલમ કરીએ ? ] આપણી આજની સ્વરાજ્યની ચળવળનો, ખિલાફત અને પંજાબની ચળવળનો આધાર જ એ વાત ઉપર છે કે આપણે લોકોનું દુઃખ જાહેર કરીએ છીએ અને લોકોને પસંદ પડ્યાં છે એ સાધનોનો ઉપયોગ કરી રહ્યા છીએ, અર્થાત્ લોકો શાંતિથી જીત મેળવવા ચાહે છે.

૮. જો મારી ઉપલી માન્યતા ખોટી હોય તો મેં—આપણે ગંભીર ભૂલ કરી છે. જો શાંતિમાં વિશ્વાસ રાખનારા આપણે ખોબા જેટલા જ હોઈએ તો આપણી પાસે ઇલાજ નથી એમ નહિ, પણ આપણી

રચના જૂદી હોવી જોઇએ. તો પછી અસહકારી જેલ જાય કે મરે તેની પાછળ ટોળેટોળાં ન જાય. આપણે સહકારીઓ જેવા લોકોમાં પ્રતિષ્ઠારહિત હોત તો આપણે પેટ ભરીને સવિનય ભંગ કરી શકત, કેમકે પછી આપણે નામે કોઇ શાંતિભંગ ન કરત.

૯. કેટલાક ભાઇ મને પૂછે છે કે અસહકારથી સ્વરાજ્ય અને પૅલેસ્ટાઇન પણ મળશે? હું કહું છું કે પૅલેસ્ટાઇન પણ મળશે. જો તમે ફકીર થશો અને શાંતિ જાળવશો તો જરૂર મળશે. બીજાને ફકીર કરી સંતોષ રાખશો તો નહિ મળે. ગમે તે જેલ જાય પણ આપણે શાંતિ જાળવવી જ જોઇએ. તેમને જવા દો, તમે પણ જવાની તૈયારી કરો પણ તે મારફાડ કરીને નહિ; શુદ્ધ કામ કરીને. તેમ કરતાં સરકાર તમને જેલમાં પૂરશે તે દિવસે આપણી જીત છે. એ રીતે સરકાર રાજ્ય ચલાવવા જશે તે દિવસે પાકેલા પાંદડાની માફક ખરી પડશે. કોઇ જેલમાં જાય તેથી તોફાન કરવું એ નબળાઇની-બીકની નિશાની છે.

૧૦. ખિલાફત અગર સ્વરાજ્યમાં રસ લેનારી આખી પ્રજાને હું વિનવીશ કે જો તેઓ આ લડતનો મર્મ સચોટ સમજ્યા હોય તો તેમના વહાલામાં વહાલા આગેવાનો પકડાય અગર કેદમાં જાય ત્યારે પણ દરેક પ્રયત્ને અને દરેક ભોગે તમણે સર્વ પ્રકારનો શોક કે ગુસ્સાનાં પ્રદર્શનોથી બચવું જોઇએ.

૧૧. અમલદારોનાં ખૂન કરવાથી અગર સરકારી મકાનો બાળવાથી તો સ્વરાજ્યસ્થાપના લંબાશે તેમ ખિલાફત અને પંજાબના ફડચામાં પણ ઉલટી ઢીલ જ થશે એટલું જ નહિ, પણ આખી પ્રજા નીતિભ્રષ્ટ બની પાપપુણ્યના વિધિ-નિષેધ વગરની અને ઇશ્વરથી ન ડરનારી બની જશે. તેથી લોકોનાં ટોળાં ઉશ્કેરાય અને અકાર્ય કરવા કે ગુન્હા કરવાને રસ્તે ચડી જાય એવા પ્રસંગ ટાળવા આપણે અત્યંત ખબરદારી રાખવી જોઇએ.

૧૨. આપણા માણસો મરે છે ત્યારે મારી છાતી થડકતી નથી, અથવા થડકે છે તો હું તેને દબાવી શકું છું. પણ જ્યારે એક પણ સહકારીનું ખૂન થાય ત્યારે હું શરમાઉં, અને આપણી ઉન્નતિને વિષે મને ભય પેદા થાય. શાંતિને જ માનનારા દરેકની એ જ સ્થિતિ થવી જોઇએ.

૧૩. મારો ધર્મ અડગ છે. તેની કસોટી સમય આવે થઇ શકે. જ્યાં હું શાંતિની વૃદ્ધિ જ જોયાં કરૂં ત્યાંસુધી તો હું અનેક જોખમો ઉઠાવવા તૈયાર છું, પણ જ્યારે હું એમ જોઉં કે મારી પ્રવૃત્તિનો ગેરઉપયોગ બીજા કરી લે છે ત્યારે મારાથી એક ડગલું પણ ન ચલાય.

૧૪. શાંતિના અને અશાંતિના એમ બે પ્રયોગો સાથે ન જ ચાલે. જો લોકોને અશાંતિના પ્રયોગ કરવા હોય તો શાંતિમય પ્રયોગ કરનારે જૂદો માર્ગ લેવો પડશે. શાંતિના પૂજારીઓએ આ અશાંતિ પૂજનારી સરકાર તેમ જ તેને પૂજનારી પ્રજા બંનેની સાથે અસહકાર કરવો જોઇશે.

૧૫. પરંતુ દરેક જગ્યામાં હું જોયા કરૂં છું કે જ્યાં લોકો શાંતિનો પાઠ બરોબર સમજ્યા છે ત્યાં તેઓ વધારેમાં વધારે ચડ્યા છે. જે શાંતિ બીકને માર્યે કે નબળાઇને લીધે જળવાય છે તે શાંતિ જ નથી. ખરી શાંતિ એ જ હોઇ શકે કે જેમાં બળ અને તેજ રહ્યાં છે. આપણે આપણી શાંતિ જેમ અંગ્રેજો પ્રત્યેના સંબંધમાં નથી ખોવી તેમ આપણા જ અમલદારો, સિપાઇઓ, પોલિસ વિગેરે પ્રત્યે પણ નથી ખોવાની. એક ભાઇએ મને પૂછ્યું હતું કે શાંતિ તે આપણે અરસ્પરસ જાળવવાની કે માત્ર અંગ્રેજો પ્રત્યે ? આ સવાલને સ્થાન જ ન હોય. શાંતિ ન જાળવીએ તોપણ હારી જઇએ. અસહકારી બધા પ્રત્યે વિનયી રહે, બધા પ્રત્યે શાંત રહે અને નમ્ર રહે. જેમ શૂરો તેમ માણસ શાંત હોવો જોઇએ; જેમ મોટો તેમ તે નમ્ર હોવો જોઇએ. જે ઉછાંછળો માણસ ઘડીઘડીમાં મારવા કે ગાળો ભાંડવા મંડી જાય છે તે પોતાનું બળ ગૂમાવી બેસે છે. શાંતિ એ પણ એક સૂક્ષ્મ વીર્ય છે, તેનો સંચય કરનાર પણ પ્રૌઢ બ્રહ્મચારી બને છે અને તેથી તેજસ્વી બને છે. આપણે બ્રહ્મચર્યની વ્યાખ્યાને કેવળ સ્થૂળ સ્વરૂપ આપીને જેઓ પ્રતિક્ષણ ગુસ્સો કરતા આવ્યા છે તેમને દોષિત ગણવા છોડી દીધા છે. સ્થૂળ બ્રહ્મચર્યનું પાલન જેમ શરીરસુખને સારૂ આવશ્યક છે તેમ જ આધ્યાત્મિક બ્રહ્મચર્યની પણ આવશ્યકતા છે. મારો તો વિશ્વાસ છે કે આપણે સહકારીઓ ઉપર ગુસ્સો કરીને, પોલિસને ગાળો ભાંડીને, આપણી લડતને લંબાવી છે. જો આપણે કાયાથી, વચનથી અને મનથી બધા વિરોધીઓ પ્રત્યે શાંત, નમ્ર અને વિનયી રહ્યા હોત તો અત્યારે બધી સત્તા આપણા હાથમાં લઇને બેસી ગયા હોત.

૧૬. શાંતિ વિષે બધી શંકાઓની ચોખવટ કરી લેવાની જરૂર છે. મુસલમાનો અને ગીતાના અભ્યાસીઓ મને કહે છે કે એક પ્રસંગે તલવાર વાપરવી ધર્મ્ય છે. શ્રીકૃષ્ણે પોતે અર્જુનને યુદ્ધમાં પ્રેર્યો. પરંતુ મારે માટે તો અહિંસા એ પરમ ધર્મ છે. તમારે માટે ભલે એ વ્યવહારધર્મ હોય. મારી આંખને તો શાંતિના દિવ્ય શસ્ત્ર વડે આદર્શ અસહકારની ક્યાં યે હાર દેખાતી નથી. કોઇ પ્રસંગે લોકોને કાને મંદિરો ભાંગ્યાની કે કોઇ મોટો આગેવાન માર્યો ગયાની કે ઇજા પામ્યાની ખબર આવે તેથી શું થયું? પ્રજાને મુખીઓની સલાહ મળે નહિ ત્યાંસુધી તેણે મનમાં આવે તે કરવા ન જ નિકળી પડવું જોઇએ. લશ્કરનો સિપાઇ તેના સેનાપતિના પરવાના અગર તો કોઇ મંદિર કે મસ્જિદ ભાંગ્યાના ખબર સાંભળતાં શું પોતાની મરજી મુજબ વર્તે છે? જો તેવું કરે તો જે કાર્યને ખાતર તે લડી રહ્યા છે તે આખા કાર્યને જ કદાચ તે વણસાવવાને ગુન્હેગાર બને અને દેહાંત શિક્ષાને પાત્ર પણ ઠરે. વળી જ્યારે આપણે તો શાંતિના સિપાઇ બનીને સ્વેચ્છાથી બહાર પડ્યા છીએ ત્યારે તો એવી એકદિલીથી વર્તવાની તાલીમ આપણે ઘણા વધુ પ્રમાણમાં બતાવી આપવી રહી એટલું જ નહિ, પણ જ્યારે આપણે કોઇ એકલડોકલ લડાઇ જીતવા નહિ પણ આપણા દેશના અને ધર્મના સ્વાતંત્ર્યની લડાઇ લડવા નિકળ્યા છીએ ત્યારે તો હથિયારવાળા સિપાઇઓના કરતાં સંયમ અને તાલીમ પણ આપણે વધારે જ બતાવી આપવાં જોઇએ.

૧૭. લશ્કરોમાં તો એમ હોય છે કે પૈસો પોતપોતાનું સ્થાન જ સાચવે. તેને હૂકમ ન મળે ત્યાંસુધી તેનાથી બીજે ક્યાં યે જવાય જ નહિ; બીજા કંઇ કામમાં વચ્ચે પડાય જ નહિ. આપણે પણ સ્વરાજ્યનું શાંતિમય લશ્કર છીએ. આપણે પણ પોતપોતાને સ્થાને રહી પોતાના કર્તવ્યનું પાલન કરવાનું છે. બીજા શું કરી રહ્યા છે તેનો વિચાર આપણે કરવાનો નથી. આપણને જ્ઞાન છે કે તેનો બંદોબસ્ત તે તે ક્ષેત્રના કારભારી કરી લેશે. જેટલા નિયમની, જેટલા સંયમની, જેટલી વ્યવસ્થાની જરૂર શાંતિના દળમાં છે. તે અશાંતિના શસ્ત્રધારી દળના કરતાં ઘણી વધારે છે, અથવા હોવી જોઇએ.

૧૮. આ ધર્મ કાંઇ કેવળ હિન્દુનો નથી. ઇસ્લામ પણ એ જ શીખવે છે. ઇસ્લામમાં સબૂરીને પ્રથમ પદ આપ્યું છે. લડાઇને જગ્યા

છે, પણ તે તો કેવળ જ્યારે બધા ઉપાયો લેવાઇ ચૂક્યા હોય અને પોતે અત્યાચારી કરતાં ઓછા હોય અને ન લડવું એ કાયરતાની નિશાની ગણાય તથા જ્યારે લડાઇ કરાવનારો કોઈ ભારે ઉજ્જવળ આત્મા હોય કે જેની ઉપર સહુનો ભરોસો હોય અને જેને પોતાનો સ્વાર્થ ન હોય. અત્યારે હિન્દુસ્થાનમાં એવી સ્થિતિ છે જ નહિ અને હોય જ નહિ. આપણે સંખ્યામાં ઘણા છીએ. આપણને લડાઇમાં દોરવનાર કોઈ નથી. આપણું લડવું એ મર્દાઇની નિશાની નહિ હોય, આપણે તો પોતે જ બીજા બધા ઉપાયો લઇ ચૂક્યા નથી, આપણે શાંતિનો પાઠ પૂરો ભણ્યા નથી.

૧૯. એટલે ગમે તે ધર્મનો વિચાર કરતાં આપણે એક જ નિર્ણય પર આવી શકીએ છીએ. આપણે દુશ્મનને પ્રેમથી જીતવો છે. તેથી ધોળું લશ્કર કે કાળું ગમે તે આવે, તેની સાથે આપણું વર્તન એક જ હોવું જોઇએ.

૨૦. આપણે શાંતિથી સ્વરાજ્ય મેળવવું છે એનો અર્થ સ્વચ્છંદ નથી. આપણે કંઇ પણ ત્યાગ ન કરીએ અને શાંતિપાઠ ભણ્યા કરીએ તે તો માત્ર મંદતા કે આળસ જ કહેવાય. ત્યાગ અને ઉદ્યમ વિનાની શાંતિ એ તો મૃત્યુની દશા છે. શબના જેવી શાંતિ કોને હોય? એવી શાંતિને શું કરીએ? કાયર માણસ ભય જોઇને ઘરમાં ભરાઇ બેસે છે, તેવી શાંતિથી ઘરનો નાશ જ થાય, આપણે હિંમતની શાંતિ જોઇએ છે. એવી શાંતિ મારા જેવો અશક્ત તેમ જ જે મારા જેવા પાંચને ખીસ્સામાં રાખી શકે એવો સશક્ત બંને રાખી શકે છે. હું નાનો દશ-બાર વર્ષનો હતો ત્યારે ભૂતથી ડરતો. તે વખતે મારી દાઇ રંભાએ મને કહેલું કે છોકરા! ભૂત આવે ત્યારે રામનું નામ લેવું. એમ હું 'રામરક્ષા'નો પાઠ કરતો અને ભૂતપલિતને ઓરડીમાંથી કહાડી શકતો. હિન્દુસ્થાનમાં જે શાંતિ જોઇએ છે તે, પેલા પ્રાણ જતાં પણ શયદો ન કબૂલ રાખનારા આરબ છોકરાના જેવી, પ્રહ્‌લાદના જેવી શાંતિ છે. મુસલમાનોને હું કહેતો આવ્યો છું કે તમે તે આરબ છોકરા તરફ નજર રાખો અને હિન્દુઓને કહેતો આવ્યો છું કે તમે પ્રહ્‌લાદ-તરફ નજર રાખો અને તેમના જેવી શાંતિ, ધીરજ અને હિંમત કેળવો.

૨૧. આપણે જે શાંતિની પ્રતિજ્ઞા લેવાની છે તે વીરતા સૂચવનારી શાંતિ છે. પરદેશી કપડાં છોડવા જેટલી પણ આપણામાં શક્તિ ન હોય. બહાદુરી ન હોય, ઇચ્છા ન હોય, તો આપણી શાંતિ એ કેવળ દંભ છે. દંભ એ નાટક છે. નાટકનાં ઢાળેલાં આંસુથી કંઇ જ્ઞાન આવે ?

૨૨. એક દેશસેવકે મને મિસરવાસીઓની શાંતિ અને શૌર્યનો એક હૃદય હલાવી મૂકનારો કિસ્સો કહ્યો. એક મસ્જીદમાં મિસરની રાષ્ટ્રીય લડતને લગતું વિવેચન ચાલી રહ્યું હતું. સરકારી સિપાઇઓએ વિવેચનને અટકાવવા મસીદને ઘેરો ઘાલ્યો. જે જુવાન વિવેચન કરી રહ્યો હતો તેને ગોળીથી વીંધી નાખવામાં આવ્યો. પણ લોકોની શાંતિમાં લગીરે ફેર ન પડ્યો. તત્ક્ષણ બીજા એક જુવાને પડેલા શહીદની જગ્યા લીધી અને વિવેચન ચાલુ રહ્યું. તેને પણ ગોળીએ દેવામાં આવ્યો ! તેની જગ્યાએ ત્રીજો ઉભો રહ્યો અને વ્યાખ્યાન બેખટકે ચાલુ રહ્યું ! આમ વિવેચન પૂરૂં થયું ત્યાંસુધીમાં એક પછી એક સાત જણ ગોળી ખાઇ મૂઆ, અને આ અલૌકિક આત્મયજ્ઞ ચાલુ હતો તે દરમિયાન આખો શ્રોતૃસમાજ જેવો અને તેવો ખામોશ હતો.

૨૩. મિસરવાસીઓ અહિંસાવાદી નથી, છતાં તેઓ શૂરા છે. તેઓ સાચી સિપાઇગીરી જાણે છે. તેઓ મસ્જિદને જમીનદોસ્ત થયેલી અગર તો આખા શ્રોતૃસમુદાયને ભાગી છૂટવાનો નિષ્ફળ પ્રયત્ન કરતો જોવા નહોતા માગતા. તેઓ એટલું જ બતાવી આપવું બસ ગણતા હતા કે મિસરવાસીઓ એમ નમ્યું આપે એવા નહોતા અને કોઇ ચમરબંધીનું ફરમાન પણ તેમને નમાવી શકે તેમ ન હતું.

૨૪. જાણે કંઇ જ ન થયું હોય એ જ રીતે મસ્જિદમાંનું વિવેચન પૂરૂં કરવામાં આવ્યું. જીવવું અને મરવું બંને શ્રોતૃસમુદાયને મન એક જ અર્થ સૂચવનારી વસ્તુ થઇ પડી.

૨૬. આ કિસ્સાનો બોધ તો ખુલ્લો છે. આપણે જેઓ અહિંસાવાદી છીએ તેઓ સર્વ ઉપલા સાત શહીદોની અને શ્રોતૃવર્ગની વીરતા કેળવવા મથી રહ્યા છીએ. આપણા ધ્યેયને પહોંચવાને માર્ગે જતાં મારવાની ઇચ્છા

સરખીનો મનને સ્પર્શ ન થવા દેતાં મૃત્યુની ભેટ કરવાની હિમ્મત આપણામાં આવવી જોઇએ; અને એ આવશે તો ફત્તેહ આપણી જ છે. જ્યાંસુધી આપણે માણસમાત્રનો ડર છોડી માત્ર ખુદાથી જ ડરતા થયા નથી, ત્યાંસુધી જગત્ આપણને ડરાવી રહ્યું છે અને ડરાવશે. એ તાકાત ગુજરાતની મારફતે હિન્દુસ્થાનને આપવાની છે. ગુજરાતની મારફતે તો સરકારનો વેરો બંધ કરવાનું કામ કરવાનું છે, પણ તે કામ આપણામાં શાંતિની તાકાત આવે ત્યારે જ થઇ શકે. પ્રભુ બધા ભાઇઓને એ તાકાત આપો.



# ૭. અસહકારમાં સહિષ્ણુતા.



૧. અસહકાર એ એવું શિક્ષણ છે, જેથી લોકમત દિવસે દિવસે વિકાસ પામતો જાય છે અને બરોબર બંધાતો જાય છે, એમાં કાંઇ શંકા નથી. લોકો એવા વ્યવસ્થિત થાય કે જેથી આપણે અસરકારક પગલાં લઇ શકીએ તે જ ઘડીએ સ્વરાજ્ય છે. તોફાની વાતાવરણમાં આપણે લોકમત વ્યવસ્થિત ન કરી શકીએ. મોપલાઓએ જેમને જબરદસ્તીથી કલમા પઢાવ્યા તે જેમ મુસલમાનો કહેવાય નહિ, તે જ પ્રમાણે જેઓ ફેશન અથવા જબરાઇના માર્યા પોતાને અસહકારી કહેવડાવે છે તેઓ અસહકારી કહેવાય નહિ. તેઓ મદદ રૂપ તો નથી જ, ઉલટા વિઘ્ન રૂપ છે. આપણી મરજી આપણે બીજા ઉપર ઠોકી બેસાડીએ તો આપણી આપખુદી નોકરશાહીના મુઠ્ઠીભર અંગ્રેજો કરતાં અનંતગણી વધી જાય. તેમનો ત્રાસ એ તો વિરુદ્ધ પરિસ્થિતિમાં રહેવાનો પ્રયત્ન કરતા ખોબા જેટલા માણસોનો છે. આપણો ત્રાસ એ તો બહુમતીવાળાઓએ વર્તાવેલો ગણાય અને તેથી વધુ ખરાબ તથા પહેલા કરતાં વધુ અધર્મયુક્ત ગણાય, માટે આપણે તો આપણી લડતમાં કોઇ પણ પ્રકારની જબરાઇ હોય તે રજેરજ કહાડી નાખવી જોઇએ.

૨. અસહકારના સિદ્ધાન્તને સ્વેચ્છાએ વળગી રહેનારા આપણે ખોબા જેટલા હોઇએ તો આપણા મતમાં બીજાને વાળવાનો પ્રયત્ન કરવા જતાં કદાચ આપણે મરવાનો પ્રસંગ આવે, પણ મરીને આપણે આપણા સિદ્ધાન્તને બરોબર જાળવીશું અને આપણી લડત શોભાવીશું. પરંતુ આપણા વાવટા તળે જબરાઇથી લોકોને લાવીએ તો આપણે આપણા સિદ્ધાન્તને ગૂમાવી બેસીએ અને ઇશ્વરથી અળગા થઇએ અને ઘડીભર આપણે જીતીએ છીએ એવું દેખાય પણ વધારે ખરાબ પ્રકારની જોહૂકમી સ્થાપવામાં જ આપણી જીત થઇ હશે.

૩. વળી અસહિષ્ણુતાથી સામાના મનને દબાવી દઈએ તોપણ આપણે લડતને બગાડીએ, કારણકે પછી કોણ આપણા પક્ષમાં છે અને કોણ વિરુદ્ધ છે એ આપણે જાણી જ ન શકીએ. માટે આપણે માટે જીતની અટળ શરત એ છે કે મતસ્વાતંત્ર્યને આપણે ખૂબ ઉત્તેજન આપીએ. હાલમાં આપણા 'ધણી થઈ બેઠેલાઓ' પાસેથી કાંઈ નહિ તો એટલું તો આપણે શીખીએ જ. તેમના ફોજદારી કાયદામાં પોતાને નાપસંદ મત ધરાવવા માટે સખ્તમાં સખ્ત શિક્ષાઓ રાખેલી છે અને પોતાના મત પ્રદર્શિત કરવા સારૂ આપણા કેટલાક મોટામાં મોટા દેશીઓને તેમણે પકડ્યા છે. આપણો અસહકાર તે એ પદ્ધતિ સામે તુચ્છાકારભર્યો અને ખુલ્લો વિરોધ છે. જ્યારે આપણે મતોને દાબી દેવાની પદ્ધતિ સામે લડી રહ્યા છીએ ત્યારે આપણા મત બીજા ઉપર ઠોકી બેસાડવાનો ગુન્હો આપણે તો ન જ કરીએ. લખનારાઓ આપણને ન ગમે તેવા વિચારો દર્શાવે છે. જેમને તેમના વિચારો ન ગમે તેમની માનસિક હિંસાના તેઓને ભોગ બનાવવાનું મને પસંદ નથી. આપણે વિષે પ્રત્યક્ષ કે પરોક્ષ જે કાંઈ ગલીચ કહેવામાં આવે તે સઘળું વાંચવાની અથવા સાંભળવાની આપણામાં હિંમત અને ઉદારતા હોવાં જ જોઈએ, તેથી તેવાઓને આપણા પક્ષમાં વાળવાની આપણને તક મળે છે.

૪. [આ પ્રમાણે મળતી તકનો લાભ લઈને જો આપણે આપણા વિરોધીઓનાં મન વિનયથી, વિચારથી જીતી ન લઈએ અને આપણે પણ તેમની પેઠે ગમે તેમ લખીએ, બોલીએ તો ઉત્તરોત્તર એકબીજાના સંબંધમાં કડવાશ ઉત્પન્ન થાય છે અને છેવટમાં માનસિક, વાચિક કે કાયિક હિંસાનું તત્ત્વ તેમાં દાખલ થાય એવો સંભવ રહે છે. પરંતુ આપણી આંખ આગળ હંમેશ રાખવાની વાત તો એ છે કે ] અહિંસા અસહકારનો પાયો છે. તેથી તમે તમારાથી જૂદા પડનારાઓ પ્રત્યે રખે અધીરા કે ઉછાંછળા બનતા. અસહિષ્ણુતા એ જબરદસ્તીનો જ એક પ્રકાર છે અને તેથી તે આપણે સ્વીકારેલા ધર્મથી વિરુદ્ધ છે. અહિંસામય અસહકાર સાચી લોકસત્તાનો પદાર્થપાઠ છે. જે ક્ષણે ગમેતેવી ઉશ્કેરણી વચ્ચે પણ આપણી અહિંસાવૃત્તિને ઉદ્વેગ નથી એ આપણે બતાવી આપી શકીશું તે જ ક્ષણે આપણું કાર્ય સિદ્ધ થયું સમજવું. કારણ તે જ ક્ષણે આપણે અસહકારનો આખો કાર્યક્રમ અમલમાં મૂકી દીધો હશે.

૫. [ટીકા, આક્ષેપો કે બચાવ સરખો કરવાનો પણ અત્યારે આપણને સમય નથી. આપણી સમીપ એટલું બધું ઉત્તમ અને વિશાળ કાર્ય આવી પડ્યું છે કે વાદવિવાદો કરવામાં, રસાકસીએ ચડવામાં કે વિરુદ્ધ પક્ષનાં છિદ્રો ખોલવામાં એક મિનિટ ગૂમાવવી એ ચોકખો દેશદ્રોહ અને મૂર્ખામી જ છે. ] જેમ સરકારની ટીકાની જરૂર નથી તેમ જ સહકારીની ટીકાની યે જરૂર નથી. આપણી બધી ટીકા આપણા કાર્યમાં સમાયેલી છે. એક અધોળ આચરણ જેટલું ફળ લાવે છે તેટલું ફળ ખાંડી જેટલાં ભાષણો કે લખાણો નથી આપતાં. એવો જગત્ માત્રનો જાતિઅનુભવ છે. ભાષણ ઘણી વેળા આપણા આચરણની ખામીનું દર્પણ હોય છે. બહુ બોલકો ભાગ્યે જ પોતાના બોલ પાળે છે. વચન પાળનારો કંજુસની જેમ જોખીજોખીને પોતાના મુખમાંથી વાક્યો કહાડે છે. જ્યાં સરકારની પાસેથી માગણી કરવાનું મેલી આપણે આપણી પોતાની પાસે જ માગણી કરતા થઈ ગયા છીએ ત્યાં તો જે કંઇ ટીકા હોય, જે બળાપો હોય, તે તો આપણા પોતાના જ વિષે હોઇ શકે.



# ૮. અસહકારીનો ધર્મ.



૧. વિનય અને નમ્રતા શાન્તિની નિશાની છે. અવિનય અને ઉદ્ધતાઈ અશાંતિસૂચક છે; એટલે અસહકારીથી અવિનયી તો થવાય જ નહિ. છતાં અસહકારીની ઉપર મોટામાં મોટો આરોપ અવિનયનો અને ઉદ્ધતાઇનો મૂકવામાં આવે છે અને તેમાં વજૂદ ઘણું છે. અસહકારી થયા એટલે આપણે કંઇક મહાભારત કાર્ય કર્યું હોય એમ આપણે માનીએ છીએ. કેમ જાણે જેણે પોતાનું કરજ પતાવ્યું હોય તેને માનપત્ર લેવાનો હક્ક પ્રાપ્ત થયો હોય !

૨. અસહકારી અસભ્ય ન થાય. હોદ્દાને જે માન આપણે હવે પછી પણ આપવા માગીએ છીએ તે માનના શબ્દો આપણે ન જ છોડીએ. આપણને મુંબઇના ગવર્નરની જાત સામે કે એના હોદ્દા સામે અસહકાર નથી. આપણો અસહકાર આખી રાજ્યનીતિની સામે છે. જ્યારે અમુક સૂબો, પોતાનો સૂબો જોવા આવે, તેની સામે આપણને કંઈ ખાસ કહેવાનું ન હોય ત્યારે આપણે હડતાળ પાળીએ એ નિરર્થક છે, તેને વિષે તોછડાપણે લખીએ તે અસભ્યતા છે. આપણે જલિયાંવાલા બાગની કતલ ચલાવનારને પણ તેને પૂરે નામે ઓળખીએ છીએ, જનરલ ડાયર કહેતાં ક્ષોભ નથી પામતા, પામવાનું કારણ નથી. ભાષાની રૂઢ સભ્યતા છોડે તે અસહકારી પોતાના શાંતિના નિયમનો ભંગ કરે છે.

૩. અસહકારી બીજાનું ધ્યાન પરાણે ખેંચવાનો અને જોરજૂલમ વગર પોતાના શાંત વિનયથી દાખલો બેસાડવાનો પ્રયત્ન કરે છે. તે પોતાના કાર્ય દ્વારા જ પોતાની માન્યતા દેખાડી આપે છે. પોતાના પક્ષના ખરાપણાના વિશ્વાસમાં જ તેનું જોર રહેલું છે, અને પોતાના કાર્ય અને પોતાના વિરોધી વચ્ચે જેમ જેમ તે ઓછા શબ્દોનો ઉપયોગ કરે છે તેમ પોતાના પક્ષના વ્યાજબીપણાનો વિશ્વાસ તેના વિરોધીમાં વધારે ઉત્પન્ન

થાય છે. શબ્દો, અને ખાસકરીને અવિનયી શબ્દો વિશ્વાસની અપૂર્ણતા દર્શાવે છે અને પોતાના વિરોધીમાં કાર્યની સત્યતા વિષે શંકા ઉત્પન્ન કરે છે, તેથી વિનય એ તાત્કાલિક ફત્તેહની ચાવી છે. હું આશા રાખું છું કે દરેક અસહકારી વિનયી અને સંયમી બનવાની જરૂર સ્વીકારશે; [ અને ત્યારે જ તે અહિંસા–પાલન માટે લાયક બનશે. ]

૪. એકલા કાર્યમાં જ ઠીક ઠીક અહિંસામય રહી બતાવવું એટલું બસ નથી. મનસા, વાચા, કર્મણા, સર્વત્ર અને સર્વકાળ અહિંસાપરાયણ રહેવાનું છે. અસહકારીથી પોતાના શત્રુઓનું બૂરૂં ઇચ્છાય પણ નહિ.

૫. આપણા વિરોધીઓની સૌથી મોટામાં મોટી બીક જ એ છે કે અહિંસાની ઢાલ હેઠળ નિરંકુશ હિંસાનું રાજ્ય ફેલાશે. તેમના મનમાં આપણામાંના ઘણાખરાઓની સચ્ચાઇને વિષે શંકા છે. તેઓની આંખને તો આપણા પ્રયત્નને પરિણામે અંધાધુંધી અને પ્રલય સિવાય બીજું કંઇ જ દેખાતું નથી.

૬. જો સહકારી નેતાઓને ખાત્રી થાય કે હિંદુસ્થાન ખરેખર શાંત યુદ્ધ લડી શકે તેમ છે તો તેઓ આજે જ અસહકારી બની જાય; અને જો આખું હિંદુસ્થાન આજે અસહકારી બને તો આજે સ્વરાજ્ય છે.

૭. પરંતુ પ્રામાણિક માણસો મંદ થઇ સરકારી નોકરીને વળગી રહેશે તેથી અસહકારીની અપ્રામાણિકતા ઓછી નથી થવાની. જેઓ સરકારની નોકરી છોડે અથવા બીજી રીતે અસહકાર કરે તેઓ અસહકારીની ઉપર મહેરબાની કરવા તેમ ન કરે પણ અસહકારને ધર્મ જાણી તે પ્રમાણે વર્તન કરે. અસહકારી બધા પાપી હોય તેથી શું ? અથવા એમ હોય તો એકલદોકલ પુણ્યવાન્ મહા અસહકારીએ વધારે પ્રચંડ અસહકાર કરવો રહ્યો.

૮. બધા અસહકારી શુદ્ધ જ હોય તો તો સ્વરાજ્ય કયારનું મળી ગયું હોય. ઘણા કાળનો મેલ આપણને ચઢ્યો છે તે એકાએક દૂર થાય એવી આશા રાખવી એ જ ખોટું છે. મેલી સરકારથી આપણે દૂર થયા એટલો મેલ તો ધોવાયો ? દારૂ પીનાર દારૂ નહિ પીનારમાં બીજાં અપલક્ષણ જૂએ તે સારૂ પોતે દારૂના વ્યસનને વળગી રહે એ ન્યાય નથી; પણ તેણે

તો બીજા ગમે તેમ વર્તે છતાં દારૂ છોડી પાપમુક્ત થવું અને બીજાઓને બીજા પાપોમાંથી છોડાવવા પ્રયત્ન કરવો એ ચોકખો ન્યાય છે.

૯. વકીલો વકીલાત નહિ છોડે, વિદ્યાર્થીઓ સરકારની નિશાળો નહિ છોડે, ખિતાબવાળા ખિતાબ નહિ છોડે, તો યે સ્વરાજ્ય તરત મળી શકે એમ હું જોઇ શકું છું. પણ જો અશાંતિ ફેલાય તો સ્વરાજ્ય ન મળે અથવા મોડું મળે.

૧૦. [ અસહકારમાં શાંતિની જરૂરને એક સમયાનુસારી નીતિ તરીકે પણ જેઓ સ્વીકારી ન શકે, તેઓ અસહકારી ન થઇ શકે અને લડતમાં ભળી પણ ન શકે. ] વ્યવહારન્યાય પણ જ્યાંસુધી વ્યવહાર ચાલે ત્યાંસુધી તો પૂરો પાળવો જોઇએ. સમયાનુસારી નીતિ જેટલો વખત ચાલે તેટલો વખત તો પૂર્ણ રીતે ચાલવી જ જોઇએ. પાંચ દિવસ ઉદ્યોગી રહેવાનું વચન આપનારે પાંચ દિવસને સારૂ તો સંપૂર્ણતાએ ઉદ્યોગી રહેવું જ જોઇએ. તે આળસનો પૂજારી હોય તોપણ ઉદ્યોગનું વચન આપ્યા પછી એમ ન કહી શકે કે ઉદ્યોગ ઉપર શ્રદ્ધા ન હોવાથી તે પાંચ દહાડા પણ ઉદ્યોગી નહિ થાય. પાંચ દહાડા જેટલા ઉદ્યોગ પર તેની શ્રદ્ધા ન હોય તો તે માણસે ઉદ્યોગીની ટોળીમાંથી બહાર જ રહેવું જોઇએ, એમ આપણે સહુ કહીશું.

૧૧. જેઓ શાંતિનો ભંગ કરે છે તેઓ દેશના શત્રુ છે, કેમકે તેઓ સરકારની સાથે મોટામાં મોટો સહકાર કરે છે. અશાંતિને મટાડવાનો ઇલાજ સરકાર જાણે છે. આપણે તેના કરતાં વધારે શસ્ત્રબળ બતાવીએ તો તે જરૂર હારે; પણ જે બળ તેની પાસે નથી જ તે બળથી જો આપણે તેને હરાવીએ તો આપણને સાધ્ય પ્રાપ્ત કરતાં ઓછામાં ઓછો વખત લાગે અને આપણે તેની પાસેથી કંઇ જ શીખવું નપડે. આટલું તો એક બાળકની બુદ્ધિ પણ સમજી શકે.

૧૨. અસહકારનો વિજય ત્યારે જ થઈ શકે કે જ્યારે આપણે ઘણાને અસહકારનો ચમત્કાર બતાવી શકીએ. તે ચમત્કાર શાંતિથી જ બતાવી શકાય. અંધકાર જેમ અજવાળાથી જ મટાડાય તેમ સરકારનું શસ્ત્રબળ આપણે શાંતિમય અસહકારથી જ શમાવી શકીશું.

૧૩. મેં આટલે સુધી તો સિદ્ધાંત વિષે જ લખ્યું. હવે આવે સમયે અસહકારીએ શું કરવું? જો આપણે સભાઓમાં થતા અવિનયને ન

રોકી શકીએ તો આપણે તેવી સભામાં જવું જ નહિ. શાસ્ત્રિયારની સભામાં જ્યારે પહેલો 'શરમ'નો પોકાર થયો ત્યારે જ જેઓને એ અવિનય પસંદ ન પડ્યો તેઓ ચાલ્યા ગયા હોત તો ભલે શાસ્ત્રિયારની સભામાં શરમના પોકાર કરનારા પાંચ-સાત જ રહેત, પણ અસહકારી તો દૂષણમાં બચી જાત. કોઇની સભામાં જવાને આપણે બંધાયેલા નથી; પણ જો જઇએ તો તો આપણે વિનય જાળવવા અને જળવાવવા બંધાયેલા જ છીએ.

૧૪. પણ સરકારના જ જાસૂસો અવિનય વાપરે તો આપણો દોષ ! તે અવિનયને ન પહોંચી વળીએ એ આપણો દોષ. સિપાઇ પોતાની સામે આવતી ખાઇઓ અને ખડકો જોઇ વિસ્મિત નહિ થાય પણ ખાઇઓ પૂરતો અને ખડકો કાપતો આગળ વધ્યો જશે. સહકારીઓ સારૂ થયેલી સભામાં જરા પણ વિનયભંગની ધાસ્તી હોય તો ન જ જવું, અને બીજા અસહકારીઓને જતા રોકવા. આ પ્રકારની તાલીમ પાડ્યા જ કરવી.

૧૫. કાયદાનો સવિનય ભંગ શરૂ કરીએ ત્યારે પણ આપણે સહુએ નમ્રતા તો રાખવી જ જોઇશે. અસહકારી તો નમ્રતાની જીવતીજાગતી મૂર્તિ હોવી જોઇએ. તેણે તો ગમે તેટલો ચીડવવામાં આવે છતાં મિજાજ ન જ ખોવો જોઇએ, તેમ જબરદસ્તી પણ ન કરવી જોઇએ. બેઅદબીનું તો તે નામમાત્ર જ જાણે.

૧૬. આ ઉપરાંત કાર્યકર્તાઓ પર કામ ચલાવવાનું લૂલું-લંગડું બહાનું પણ આપણે સરકારને ન મળવા દેવું. ચાલુ રાજ્યતંત્રની સામે અપ્રીતિ પેદા કરવી એટલો જ જો રાજ્યદ્રોહનો અર્થ હોય તો તેવી અપ્રીતિ કરવી એ અત્યારે પુણ્ય છે, એ દરેક હિંદીનો કર્તવ્યધર્મ છે. જોકે પ્રત્યેક અસહકારી કાયદાના જોર ઉપર સ્થપાયેલી આ સરકાર સામે અપ્રીતિ ફેલાવવા બંધાયેલો છે. છતાં ચાલુ રાજ્યતંત્રને માટે પ્રજામાં કોઇ પણ જાતનો પ્રેમ છે જ નહિ, એમ જો પ્રજા બતાવી આપે તો આ ધર્મનો ઉપદેશ પ્રજાને કરવાની જરૂર નથી. અસહકાર મૂળે ધાર્મિક અને કેવળ નૈતિક પ્રવૃત્તિ છતાં ચાલુ રાજ્યતંત્રને ઇરાદાપૂર્વક ઉથલાવી નાખવા માગનારી પ્રવૃત્તિ છે અને તેથી ઇન્ડિયન પિનલ કોડની રૂએ તે અલબત્ત કાયદેસર રાજદ્રોહી પ્રવૃત્તિ છે.

૧૭. અત્યારે ચાલી રહેલી સરકારની દમનનીતિ લગભગ અગાઉના જેટલી જ બેહૂદી છે. અત્યારે કામ ચલાવવાનો ફારસ રાખવામાં આવ્યો છે, એથી અગાઉની સ્થિતિમાં કશો ખાસ ફેરફાર થયો નથી. હકીકત તો એ છે કે પિનલ કોડની રાજદ્વારી કલમોમાંની ઘણી ખરી કલમો જ એવી છે કે લગભગ દરેક અસહકારીનું ભાષણ તેની હેઠળ આવી શકે. હું માનું છું કે જો મારા ઉપર તેવું તહોમત મૂકવામાં આવે તો મારે એમાં સમજાવેલા રાજદ્રોહના આરોપને કબૂલ જ કરી લેવો પડે. અસહકારીઓ તો એક જખમી અને અપમાનિત પ્રજાના રોષને વ્યવસ્થિત અને શાંત માર્ગે રસ્તો કરી આપી રહ્યા છે.

૧૮. અસહકારીને કસોટીએ ચડવાનું હોય છે. જે પોતાના વિચારોને સારુ દુઃખ ખમે તે જ તે વિચારોને ધરાવે છે એમ કહેવાય. હું મારા વિચારો ખરેખર ધરાવું છું કે નહિ એની કસોટી સરકાર કાં ન કરે ?

૧૯. અસહકારની રીત જ એ છેઃ કાં તો સરકાર સીધી થાય અથવા તો અસહકારીઓને જેલમાં મોકલે, દંડે, ફાંસીએ ચડાવે.

૨૦. અસહકારી બહાદુર હોય, સમજુ હોય તો મારા કે કોઇ અસહકારીના જેલ જવાથી ગભરાય નહિ, ગુસ્સે ન થાય, મારફાડ ન કરે, હડતાળ ન પાળે. કેમ જાણે કંઇ જ નવું નથી બન્યું અથવા ધારેલું જ બન્યું છે એમ માની ખુશી થાય. હવે બંદરે વહેલા પહોંચીશું એમ સમજી સંતોષ પામે.

૨૧. જે કોઇ ગુસ્સે થાય કે હડતાળ પાળે કે ખૂનરેજી કરે તે મારૂં અપમાન કરે, મને દુઃખ દે અને દેશનો દ્રોહી બને. તેવો માણસ અસહકારી હોવાનો દાવો કરે તો પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે. આપણે મારીને નહિ પણ મરીને જીતવું છે અને જીવવું છે.

૨૨. ગમે તેટલું નુકસાન થતું હોય તોપણ અંગ્રેજી અદાલતોનો આશ્રય લેવા ના પાડવામાં અંગ્રેજી અદાલતોના બહિષ્કારનો નિશ્ચય જ વધુ પ્રમાણમાં દેખાઇ આવે, તથાપિ આપભોગના કાયદાની રૂએ પણ એવો ત્યાગ તેટલો જ જરૂરી છે એ સહેલાઇથી સમજાય તેવું છે. અસહકારીઓએ સરકારના દોરનો શુદ્ધ વિરોધ કરી ને સરકારી જેલોને ભરી દેવી એ

જ યોગ્ય છે. ત્યાં પછી એમાં એનીમેળે જ એ પણ ફલિત થાય છે કે એવો શુભ અવસર પ્રાપ્ત થવાનો જ્યાં જ્યાં ક્યાં યે પણ પ્રસંગ આવે ત્યાં અંગ્રેજી અદાલતો સમક્ષ અસહકારીએ વકીલ કરવો તો દૂર રહ્યો, પણ જાતે સુદ્ધાં પોતાના બચાવને સારૂ કશી દલીલ કે સાક્ષી પુરાવા રજુ કરવાનો કશો યે પ્રયત્ન ન કરતાં સીધી જેલ મેળવી લેવી.

૨૩. અસહકારીઓ મુકદ્દમાથી બચવા ખાતર કશી જ માફી અગર ખોળાધરી સરકારને ન આપે. તે જ પ્રમાણે જ્યારે જ્યારે પોતાનાથી અત્યાચારને ઉત્તેજન મળે એવું કશું બોલાઇ ગયાની તેમને ખબર પડે, ત્યારે ત્યારે ત્યાં પણ તત્કાળ પોતાની ભૂલ સુધારી લઇ તેઓ પોતાના ધ્યેય પ્રત્યેની વફાદારી બતાવી આપે. આમ જો સરકારને અસહકારીઓ જોડે પ્રામાણિકતાથી વર્તવું હોય અને અસહકાર અહિંસાત્મક રહે છતાં અસહકારીઓ પોતાને ગમતા નથી એટલા ખાતર જ તે તેમને કેદ કરવા માગતી હોય, તો તે સારૂ તો તેમને એકલી ૧૨૪અ કલમ જ બસ છે, એ કલમ હેઠળ પકડાઇએ ત્યારે તો અમારામાંનો દરેક પોતાનો ગુન્હો કબૂલ જ રાખવાનો. એક રાજ્યતંત્ર તરીકે ચાલુ સરકાર સામે અસંતોષ રાખવો અને ફેલાવવો એ અમારો ધર્મ જ થઇ પડ્યો છે. અમે ચાલુ રાજ્યતંત્રને મિટાવવા સારૂ જ નિકળેલા છીએ. મેં સાંભળ્યું છે કે ઉપલી કલમ મુજબ આવી પ્રવૃત્તિ રાજદ્રોહ ગણાય છે. બાકી ચાલુ રાજ્યતંત્રનો નાશ કરવો એ જો કાયદામાં વાંધાભર્યો ન હોય તો તો દરેક અસહકારી એવા કાયદાને વફાદાર રહેવાને બંધાયેલો જ છે અને એવા અર્થમાં એ શુદ્ધ રાજ્યનિષ્ઠ છે.

૨૪. જે વેપારી હંમેશનો હિસાબ કહાડ્યા વિના સુએ તે કોઇ દહાડો દેવાળું કહાડે. જે પ્રભુપ્રાર્થના વિના, સંધ્યાસ્નાનાદિ વિના દહાડો ગાળે તે પ્રભુનો ચોર બને અને આત્માને ઓળખતાં ન જ શીખે, તેમ જે સ્વરાજ્યવાદી સ્વરાજ્ય લેવાનો રસ્તો અસહકાર છે એમ સમજે છે તે હંમેશાં હિસાબ કરે અને પોતાના મનને પૂછે:—

(૧) આજે મેં કેટલા ખિતાબવાળાને ખિતાબ છોડવા વિનવ્યા?

(૨) મેં મારાં છોકરાંને કૉલેજ કે નિશાળમાંથી ન ઉઠાડી લીધાં હોય તો કેમ ઢીલ કરી છે? જ્યાં મુનિસિપાલિટી નિશાળોને રાષ્ટ્રીય

ન બનાવે ત્યાં પણ નવી નિશાળો કહાડી મ્યુનિસિપાલિટીની નિશાળોમાંથી બાળકોને કહાડી શકાય તો કહાડવાં એ અસહકારીનો સ્પષ્ટ ધર્મ છે.

(૩) મેં બીજા કેટલાને તેમ કરવા વિનવ્યા ?

(૪) મેં હજુ વકીલાત કેમ નથી છોડી ? અથવા કેટલા વકીલોને વકીલાત છોડવા વિનંતિ કરી ?

(૫) મેં કેટલાને ભરતીમાં જતાં અટકવાની ભલામણ કરી ?

(૬) મેં કેટલાને ધારાસભામાં નહિ જવા વિનવ્યા ? કેટલાને મત નહિ આપવા સમજાવ્યા ?

(૭) મેં પોતે કેટલા પરદેશી માલનો બહિષ્કાર કર્યો ? કેટલાની પાસે કરાવ્યો ?

(૮) મેં પોતે કેટલું સૂતર કાંત્યું ? કેટલાની પાસે કંતાવ્યું ? કેટલા વણકરોને ઉત્તેજન આપ્યું ?

(૯) આપભોગ વિના, સ્વાર્થત્યાગ વિના, તાલીમ વિના સ્વરાજ્ય અસંભવિત છે એમ માનું છું તેથી મેં બીજો શો સ્વાર્થત્યાગ કર્યો ? મેં આ ચળવળ ચલાવવા સારૂ મારા જ ગામમાં, મારા લત્તામાં કેટલાને પ્રેર્યા ? તેમાં મેં મારો કેટલો વખત, કેટલું દ્રવ્ય આપ્યું ?

૨૫. આ પ્રમાણે સવાલ પોતાના મનને દરેક અસહકારી પૂછે અને સંતોષકારક જવાબ ન મળે તો પ્રાયશ્ચિત્ત કરી બીજે દહાડે વધારે પ્રયત્ન કરે. આમ કરતાં કરતાં નિરંતર જાગ્રત રહેતાં રહેતાં જ આપણે આગળ વધીશું અને સ્વરાજ્ય સ્થાપીશું. કરોડો માણસો જો આ પ્રવૃત્તિમાં આજે જોડાય તો છૂટકારો આજે છે. સ્વરાજ્યનો સંદેશો માત્ર કરોડોને પહોંચાડતાં આપણને હજારો સ્વયંસેવકો જોઇએ. તે પોતાનું કામ અદૃશ્ય રહીને પણ ઘણું કરી શકે છે. તેને કોઇની શીખામણની જરૂર નથી. પોતાનાથી શરૂ કરી પોતાના પાડોશમાં કામ કરવું શરૂ કરે. કોઇ સ્ત્રીપુરુષે હિંદુસ્થાનમાં આ પ્રવૃત્તિથી અજ્ઞાત ન રહેવું જોઇએ. પછી તેની બુદ્ધિ કબૂલ ન કરે તો ભલે તેમાં ન જોડાય. આપણે એ સંદેશો આખા ભારતવર્ષને પહોંચાડીએ એટલે આપણું પચાસ ટકા કામ પૂરૂં થયું.

# ૯. મુદ્દાની વાત.



૧. એકએક અસહકારીએ એક વાત અહોરાત્ર આંખ સામે જાગતી રાખવી જરૂરની છે અને તે એ કે હિંસાધર્મ સ્વીકાર્યાથી રાષ્ટ્રની ગતિ અત્યારે જેટલી પાછી પડશે તેટલી બીજા કોઇ વિઘ્ન કે હરકતથી નહિ પડે. આયર્લાંડને ખૂનામરકીથી ભલે સ્વાતંત્ર્ય મળી શકતું હોય, તુર્કી ભલે ખૂનામરકીથી પોતે ખોયેલું પાછું મેળવવાનો સમય નજીક લાવી શકતું હોય; પણ હિન્દુસ્થાન તો એ રસ્તે સો વર્ષ સુધી પણ સ્વતંત્રતા મેળવી શકે તેમ નથી. કારણ એની મનોરચના જ બીજાં રાષ્ટ્રોથી જૂદી જ છે. હિન્દની આખી પરંપરા જ સહન કરી લેવાની વૃત્તિની બનેલી છે. અહિંસાના વાતાવરણમાં જ હિંદી પ્રજા ઉછરીને મોટી થઇ છે. સારે નસીબે કહો કે માઠે નસીબે, પણ ઇસ્લામ પણ આ દેશમાં શાંતિ અને અહિંસાના વાતાવરણ વચ્ચે જ ઉછર્યો છે. હું તો એટલે સુધી કહું છું કે ઇસ્લામનું રક્ષણ જો હિંદી મુસલમાનોને હાથે જ થનારૂં હશે તો તે કેવળ શાંતિથી, સબુરીથી, હિંમતથી, ખાનદાનીપૂર્વક, ઉત્સવ માની લઇને કરેલા આપભોગ અને આત્મબલિદાનથી જ—કેવળ અહિંસાધર્મના પાલનથી જ—થશે. ઇસ્લામનો જેમ જેમ હું વધારે અભ્યાસ કરતો જાઉં છું તેમ તેમ મારી વધારે અને વધારે જ ખાત્રી થતી જાય છે કે ઇસ્લામની મહત્તા તલવારને પ્રતાપે નહિ પણ તેના આરંભના ખલીફાઓના આત્મયજ્ઞને પ્રતાપે, સહનશક્તિને પ્રતાપે, ખાનદાનીને પ્રતાપે જ દુનિયાભર પ્રસરી છે. ઇસ્લામના અનુયાયીઓ જ્યારે બદીને નેકી માનીને માણસજાત સામે તલવાર ઉગામતા થયા, અને તેના સંસ્થાપકોના દૈવી ગુણો, તેમની નમ્રતા, તેમનાં તપ—તિતિક્ષા વિસરી ગયા, ત્યારે જ ઇસ્લામને ઉતરતી કળા બેઠી.

૨. પણ અહિંયા હું બધા ધર્મોની પેઠે જ ઇસ્લામ પણ હિંસાના નહિ પણ અહિંસાના—પ્રાણ લેવાના નહિ પણ પોતાનો પ્રાણ અર્પવાના—તત્ત્વ ઉપર ખડો થયેલો ધર્મ છે એ સિદ્ધ કરવા નથી બેઠો. હું એટલું જ

ઠસાવવા મથી રહ્યો છું કે અસહકારીઓ જો ટૂંક મુદતમાં સ્વરાજ્ય સ્થાપવાના ખરા ઇન્તેજાર હોય તો તેમણે અહિંસાના સિદ્ધાંતનું મન, વાચા અને કર્મ ત્રણે ક્ષેત્રમાં સંપૂર્ણ અને અક્ષરશઃ પાલન કરવા પ્રયત્નની કમાલ કરવી જોશે. અસહકાર ભલે તેઓ ઘડીભર ભૂલી જાય પણ અહિંસા ક્ષણભર પણ ભૂલી નહિ પાલવે. અલબત્ત અહિંસારહિત અસહકાર સંભવે જ નહિ. જે સરકારનો પંથ હિંસાનો છે તેની સત્તાને નભાવવામાં આપણે હિંસાના જ ભાગીદાર બનીએ છીએ. સરકારનું છેલ્લું શસ્ત્ર ન્યાય નથી પણ હિંસા છે; એની છેલ્લી હાક બુદ્ધિને નથી, અંતઃકરણને નથી, પણ તલવારને છે. આપણે આ પંથથી હવે કંટાળ્યા છીએ અને તેની સામે ઝુંડો ઉઠાવ્યો છે. આવી સ્થિતિ વચ્ચે આપણે પોતે જ આપણને હિંસાવાદી ન સાબિત કરી બેસીએ એ દરેક પ્રયત્ને જોવું ઘટે. અંગ્રેજો મૂઠ્ઠીભર છે, પણ હિંસાની સામે પૂરા પડવાને તો તેમની પાસે પૂરતી તૈયારી છે. આપણે કરોડો છીએ છતાં હિંસાને રસ્તે લડી લેવાની તૈયારી કરતાં આપણને જુગ જાય તેમ છે. આવી સ્થિતિ વચ્ચે હિંસાની વાત આપણે માટે અશુભનો જ સંદેશો છે.

૩. જો આપણે ખરા દિલથી અહિંસા પાળતા નહિ હોઇએ પણ પાખંડી જ હોઇશું, તો હું તમને ભવિષ્યવાણી સંભળાવું છું કે થોડા સમયમાં જ આપણે બાજી ખોઇ બેસીશું. જો હિન્દુ-મુસલમાનની એકતા એ પાખંડ હશે અને આપણામાં અંદરખાને અવિશ્વાસ ભરાઇ રહેલો હશે તો મુસલમાનને અફઘાનની મદદ લેવાની સૂઝશે, હિંદને વળી જાપાન પાસે જવાનું મન થશે, અથવા છેવટે પાછા અંગ્રેજોની જ પાસે જઇને કહેશે કે હવે તો તમે જ રાજ્ય ચલાવો. એ સ્થિતિ કરતાં તો મરણ બહેતર છે. એ સ્થિતિમાં મારા જેવાને તો હિજરત જ કરવી રહી. હિજરત એટલે દેશ છોડી જવું. મુસલમાની ધર્મમાં જ હિજરત છે એમ નથી. તુલસીદાસજી પણ કહી ગયા છે કે અસંતો વસતા હોય ત્યાંથી નાસી છૂટવું. અસંતોની પણ વંદના તો ખરી જ, પણ તે સેંકડો ગાઉ દૂરથી. જ્યાંસુધી આપણે અહિં રહ્યા રહ્યા સ્વતંત્રતાનો મંત્ર જપી શકીએ ત્યાંસુધી આપણું કાર્ય શોભશે. પણ આપણને માલમ પડે કે મુલકમાં આપણો સૌથી હવે કોઈ રહ્યો નથી ત્યારે મુલક છોડી જવાનો સૌને અધિકાર છે. હિન્દુસ્થાનની સ્થિતિ જોતાં આપણે માટે એકમાત્ર શાંતિનો માર્ગ તારણહાર છે.'

૪. એક ભલી અંગ્રેજી બાઇએ લખેલો કરુણ કાગળ મેં જોયેલો, જેમાં એણે એટલામાટે ડાયરશાહીનો બચાવ કર્યો હતો કે જનરલ ડાયરે જલિયાંવાલાની કતલ ન કરી હોત તો હિંદીઓ ગોરી સ્ત્રીઓ અને બાળકોના વીણી વીણીને જાન લેત. જો આપણે નિર્દોષ સ્ત્રીઓ અને બાળકોના જાન લેનારા નરપશુઓ જ હોઇએ તો આપણે ધરતીમાં સમાઇ જવાને લાયક છીએ. પણ આ સવાલને બીજી બાજુ પણ છે. આ ભલી બાઇના ધ્યાનમાં એ ન આવ્યું કે અમે કદાચ સેતાનો હતા તોપણ એવા સેતાનોના પંજામાંથી ઉગરવા એના દેશવાસીઓને જે કિંમત આપવી પડી તે જોતાં એમની સલામતી એમને બહુ મોંઘી પડી ગણાય. કારણ એવી સલામતી મેળવવા એમને પોતાને માણુસાઇ ભૂલી સેતાન બનવું પડ્યું. એના દેશવાસીઓએ જનરલ ડાયરનો 'નરો વા કુંજરો વા'ની ઢબે તિરસ્કાર કર્યો, તેના મુરબ્બી સર માઇકેલ ઓડવાયરને તો સાવ છુટ્ટી જ બક્ષી દીધી, કારણકે અંગ્રેજો અને સેતાનોનો આ દેશ છોડવાની ઇચ્છા નથી—પછી ભલે એમને જાતે સેતાન બની એકેએક હિંદીને ગોળીએ દેવા પડે. તેથી જ હું ફરી ફરી ઠસાવવા માગું છું કે અમૃતસરમાં અમે આંધળા બન્યા એમ ફરી કોઇ વાર આંધળા બની જવાનો જો જુસ્સો આવી ગયો તો જલિયાંવાલાના કરતાં ચડી જાય એવી વાનીઓ અમારે માટે તૈયાર રહેવાની છે એ વાત કોઇ પણ હિંદીની ગણત્રી બહાર ન હોવી જોઇએ.

૫. આમ ડાયર—ઓડવાયરશાહીની સામે ઉઠેલા આપણે પણ શું એ જ સેતાનિયતનાં હથિયાર હાથ કરીશું? જેને આપણે ધિક્કારી રહ્યા છીએ એ જ વસ્તુનું શું આપણે અનુકરણ કરીશું? આપણો પાયો હિંસા નહિ પણ અહિંસા, સેતાનિયત નહિ પણ દૈવી સંપત્ હોવો જોઇએ. ખાસ કરીને આપણે કામ કરનારાઓએ તો આપણે શું સાધવા નિકળ્યા છીએ એનો મનની જોડે ચોખ્ખ કરી લેવો જ જોઇએ. સ્વરાજ્યસિદ્ધિનો બધો આધાર આપણામાંની હિંસા તરફ વળનારી શક્તિઓને કાબુમાં રાખવાની આપણી શક્તિ ઉપર જ રહેશે. તેથી જ કહું છું કે આપણામાંના જ લોકો હિંસા કે બળપ્રયોગ કરશે તો સ્વરાજ્ય ઘેર નહિ થઇ શકે.

૬. જો આ ખરૂં હોય તો આપણાથી લાંઘવા ન બેસાય, પિકેટિંગ ન કરાય, શાળા કૉલેજોનાં બારણાં આગળ લાંબા થઇને ન સૂવાય. વિરોધી મતવાળાઓ સામે 'શરમ' 'શરમ'ના પોકારો ન કરાય. આપણામાંના

કોઇની પણ ઉપર આપણો મત કબૂલ કરાવવા અણઘટતું દબાણ ન કરી શકાય. જે સ્વતંત્રતાના હક્કનો આપણે દાવો કરીએ છીએ તે જ સ્વતંત્રતા એમને પણ આપીને આપણે એમને નિર્ભય કરી મૂકવા જોઇએ. આમ પ્રજાવર્ગને પણ આપણે છેડવો ન જોઇએ. મીલમજુરો અને ગામડાંઓની પ્રજાનો આપણાં અત્યારનાં રાજ્યપ્રકરણી પગલાંઓમાં આપણે ઉપયોગ ન કરવો જોઇએ. એમ કરવાનો આપણને હક્ક નથી એમ નહિ, પણ એમનો ઉપયોગ કરી શકવા જેટલી હજુ આપણે તાલીમ લઇ ચૂક્યા નથી. તેથી આપણે તેમને અક્ષરજ્ઞાનથી સ્વતંત્ર એવી રાજ્યપ્રકરણી તાલીમ આપવા તરફ આટઆટલાં વર્ષ સુધી કશું કીધું નથી; એ વર્ગોની મદદ લઇને આપણે કામો કરી શકીએ એટલા પ્રામાણિક, બુદ્ધિમાન્, કાર્યદક્ષ, વિશ્વાસપાત્ર અને બહાદુર કામદારો હજુ આપણી પાસે નથી.

૭. પરંતુ હું એટલું કહી શકું છું કે આપણી પાસે હોય, તેટલા કાર્યવાહકોની મદદ વડે જે એકરાર આપણે ઇશ્વરને દરમિયાન રાખીને મહાસભામાં, શીખ લિગમાં તેમ જ ખિલાફત પરિષદોમાં કરેલો છે તે પાળીશું તો જરૂર ધારેલું મેળવીશું. વાઇસરૉય સાહેબના હાથમાં કાંઇ નથી. એ લેવું આપણા જ હાથમાં છે. આપણે જો જીતવું હોય તો દશગણા જોસથી આપણી શાંત લડત ચાલુ રાખ્યાથી જ જીતાશે. આપણી લડત ખાનદાનીની છે, ઇન્સાફની છે; અને ઇન્સાફ માટે મરવાને આપણે તયાર છીએ એ આપણે જગતને બતાવી આપવાનું છે. પરીક્ષા લીધા વિના ઇશ્વર કશું આપવાનો નથી, અને આપણે કાંઇ મેળવીએ તે પહેલાં એ પરીક્ષામાં ઉતર્યે જ આપણો છૂટકો છે. બદમાશ જેવા બદમાશ પણ પોતાનું ધાર્યું મેળવવા માટે તૈયાર હોય છે, તો તમે મોટા ૭ ૭ ફીટ ઉંચા પંજાબીઓ, જો ફરી પેટે ચાલવા ન માગતા હો જો તમારામાંનો એક પણ નાકલીટી ન તાણવા માગતો હોય, તો જે પાઠ શીખ ભાઇઓએ શીખવ્યો તે લઇએ. એમની માફક માથું હોડે મૂકી ધર્મકૃત્ય માટે તૈયાર થાઓ. મહંત નારણદાસની માફક ખૂની ન બનો. ખૂન કરીને સ્વરાજ્ય નહિ મેળવી શકો, પંજાબ અને ખિલાફતના સવાલનો નિવેડો નહિ લાવી શકો. કોઇનું ખૂન લઇને નહિ, ખૂન આપીને જ તમે આ વસ્તુઓ મેળવી શકશો. લછમનસિંહની તાકાત મેળવીને જ મેળવી શકશો.



# ૧૦. લડતનું સ્વરૂપ.



૧. ઝેર કે વેરની લાગણીથી હું નથી ઉકળ્યો. અંગ્રેજોને હું મારા દુશ્મન નથી માનતો. ઘણા અંગ્રેજો મારા પરમ મિત્રો છે. પણ હું અત્યારે જે રીતે અંગ્રેજી સલ્તનત રચાયેલી છે તેનો કટ્ટો દુશ્મન છું ખરો. અને જો એક માણસની શક્તિ, એક મનુષ્યની તપસ્યા એ સલ્તનતનો નાશ કરવાને સમર્થ હોય તો હું જરૂર એનો એ ન સૂધરે તો નાશ કરવા ઇચ્છું છું.

૨. જે સલ્તનત અન્યાય અને દગાને ધર્મ માની રહી છે, તેના રખેવાળો તોબા ન કરે તો દુનિયામાં રહેવાને લાયક નથી. અને એવી સલ્તનતને ન્યાય કરવાની ફરજ પાડવાનું પ્રજાને સામર્થ્ય મેળવી આપનારા દિવ્ય અસ્ત્ર તરીકે જ અસહકારની ઉત્પત્તિ થઈ છે.

૩. સરકારની એક રાજ્યતંત્ર તરીકેની પ્રતિષ્ઠા તોડવી એટલે એના અમલદારવર્ગની પણ પ્રતિષ્ઠા તોડવી એ મારો ગૌણ હેતુ તો છે જ. પણ એ કાર્ય હું ચુસ્તપણે અહિંસાવાદી બન્યો રહીને, બની શકે તેટલે રસ્તે એ રાજ્યતંત્રથી અળગા પડીને તથા બીજાઓને તેમ કરવા કહીને જ કરી શકું. બાકી જો સરકારનો અને પ્રજાનો બન્નેનો અહિંસા એ એક જ હેતુ હોય તો તો બે વચ્ચે એવા કોઇ કજીઆને અવકાશ જ નથી રહેતો કે જેને અંગે પ્રજાને અસહકાર જેવું શાસ્ત્ર અખત્યાર કરવાનો વખત આવે.

૪. રાજ્યનીતિ બદલવી, આપણે અંગ્રેજોના બરોબરિયા થવું, સ્વમાન જાળવવું, દેશને કંગાળ થતો બચાવવો, આપણી સભ્યતા ( જો કંઈ હોય તો ) પ્રગટ કરવી, એ કર્તવ્ય આપણે વહોરી લીધું છે.

૫. દુનિયામાં જે કંઇ નેક છે, પાક છે, તેની સામે અસહકારીઓ લડાઇ કરવા નથી નિકળ્યા. ઇસ્લામનું—અમે મથી રહ્યા છીએ તે હએ-રક્ષણ કરવામાં અમે બધા ધર્મોને અભય આપવા મથી રહ્યા છીએ.

હિંદુસ્થાનનું માન ભ્રષ્ટ ન થવા દેવામાં અમે આખી માનવજાતિના માનને માટે રક્ષણનો કોટ ચણી રહ્યા છીએ. કારણકે અમારાં હથિયાર કોઇને ઇજા કરે એમ નથી. અંગ્રેજોની જોડે અમે મિત્રને નાતે રહેવા ઇચ્છુક છીએ, પણ એ મૈત્રી વાતમાં તેમ વર્તનમાં બંનેમાં બે બરોબરિયા વચ્ચે હોય તેવી મૈત્રી હોવી જોઇએ. આ નેમ પાર પડે ત્યાંસુધી અમારે અસહકાર એટલે અમારી પોતાની આત્મશુદ્ધિ કરવાની આ લડત ચાલુ જ રાખ્યે છૂટકો. અસહકારીઓને જેમ બને તેમ લાંબું દોરડું આપવા ( ગળે ફાંસો ખાવા ) સરકાર રાજી છે. અને અસહકારીઓ પણ પોતે મેળવવા મથી રહ્યા છે. તે ન મળતું હોય તો સરકારને દોરડે લટકવા આતુર હોવાથી તેઓ પણ સરકાર જેટલું દોરડું મૂકતી જાય છે તેટલું લઇ રહ્યા છે.

૬. આ અહિંસામય લડતનું રહસ્ય અને કિંમત પ્રજા અત્યારે સમજી ગઈ છે. હવે તો હરકોઇ રસ્તે ચાલનાર ત્રાહિતને પણ આ લડત કેવી ધાર્મિક અને આત્મશુદ્ધિના તત્ત્વ ઉપર ખડી થયેલી છે એ દેખાય તેમ છે. અમે ચ્હા દારૂની ટેવો છોડી રહ્યા છીએ, અમે અસ્પૃશ્યતાના પાપમાંથી હિન્દને છોડાવવા મથી રહ્યા છીએ, અમે પહેરવા ઓઢવામાં દાખલ કરેલો ખોટો પરદેશી ભપકો અને ડાકડિમાક ફગાવી દઇ અમારા પુરાણા રેંટિયાનો જીર્ણોદ્ધાર કરી રહ્યા છીએ અને જીવનની અમારી પુરાતન સાદાઇ તરફ પાછા વળી રહ્યા છીએ. આમ કરીને આજની આ હાનિકારક સંસ્થાને અમે થીજવી દેવા માગીએ છીએ.

૭. અસહકાર જાતે રોગ નથી પણ પ્રજાના આંતરિક દર્દની બાહ્ય નિશાની છે. એ દર્દ ખિલાફત, પંજાબ, અને સ્વરાજ્યની હાનિ રૂપે પ્રજાને અહોરાત્ર રીબાવનારા ત્રિવિધ તાપમાં સમાયેલું છે.

૮. વ્યક્તિ તરીકે કોઇ પણ અંગ્રેજ સામે અમે લડાઈ નથી માંડી. અંગ્રેજોના જાન લેવા અમે નથી મથી રહ્યા. પણ જે રાજ્યતંત્રે હિંદની પ્રજાને શરીરથી, મનથી અને આત્માથી કેવળ નપુંસક અને નાદાર કરી મૂકી એ રાજ્યતંત્રને અમે અવશ્ય જડથી ઉખેડવા ઇચ્છીએ છીએ. જે અંગ્રેજ સ્વભાવમાંથી પંજાબમાં ઓડવાયરશાહી અને ડાયરશાહી ઉદ્ભવી શકી; જેમાંથી ઇસ્લામનું–અમારા સાત કરોડ ભાઇઓના મહજબનું–કેવળ નિર્લજ્જતાપૂર્વક અપમાન થયું કે જે વડા પ્રધાને પોતે જાતે કરેલી પવિત્ર

જાહેર પ્રતિજ્ઞાનો સાફ સાફ ભંગ કરી સિદ્ધ કર્યું, તે સ્વભાવની સામે અમારા બધા બળપૂર્વક ઝૂઝવાનો અમે સંકલ્પ કર્યો છે. આટલા તિરસ્કાર પછી હિન્દની ત્રિશ કરોડ નિષ્પાપ પ્રજાની લાગણીઓને એક શું, એ શું અનેક જીવ સટોસટના સવાલોની બાબતમાં નિયમ અને વ્યવસ્થાપૂર્વક તુચ્છકારનાર સરસાઇ અને દોરના તોરને હવે વધુ વખત સાંખી બરદાસ કરતા બેસી રહેવું એ અમારા સ્વમાનનું ઘાતક છે. એમાં અમે નામોશી જોઇ રહ્યા છીએ. સરકારને મન પણ ત્રિશ કરોડ હિંદી પ્રજા લાખ અંગ્રેજોને હાથે રાત અને દહાડો જીવના જોખમની બીકથી ફફડતી રહે અને બીકની મારી તેમને અધીન રહે એ સ્થિતિ અભિમાન લેવા જોગ ન જ હોઇ શકે. ફોર્ટ વિલિયમ તથા કલકત્તાના રાજમહેલો હિંદની અશરાફ અને અસાધારણ સંસ્કારી ગ્રામીણ પ્રજાને ઉન્મત્તપણે અને શિરજોરીપૂર્વક નિચોવી કહાડીને ખડાં કરેલાં શરમનાં સ્મારકો નહિ તો બીજું શું છે?

૯. [ કંગાળ ખેડુતોને નિચોવીને જે લશ્કરો નભાવવામાં આવે છે તેના જોર ઉપર સરકાર તાગડધીન્ના કરે છે, અને તેના પર ખડું થયેલું પશુબળ નિત્ય વધારે જ જાય છે. વળી તેનો દુરુપયોગ કરતાં તે પાછી-પાની કરતી નથી, તેનાં દૃષ્ટાંતો જીવતાં જાગતાં નજરે પડે છે. ] સરકારના સિપાઇને અત્યારે અપાતી કેળવણીથી તો એને કુછંદી પશુ બનાવી મૂકવામાં આવે છે અને અમુક પ્રસંગો એ તેને નિર્દોષ લોકો ઉપર છોડી મૂકવામાં આવે છે.

૧૦. હિન્દુસ્થાનના દાસો અને આઝાદોએ જે જેલો વહાલી કરી તે આવા હીચકારા અને પશુવત્ બનાવો બનતા અટકાવવાને સારૂ. તેમણે જેલોને વધાવી લીધી તે બૂરામાં બૂરા ગુન્હેગારની પણ નાહકની છેડ ન થાય, તેનું પણ માનભંગ ન થાય એટલા સારૂ. તેઓ કંઇ રાજ્યતંત્રનો કેવળ યાંત્રિક હાથબદલો થયેલો જોવા જેલ નથી ગયા. તેઓ ધરમૂળનો જે પલટો ઇચ્છે છે, જે રાજ્યપદ્ધતિના પલટાને સારૂ લાલાજી જેવા આજે વર્ષો થયાં ઝૂરે છે, જે પંડિત મોતીલાલજી જેવા રાજેશ્વરીઓને મન આજે પ્રાણવાયુ સમાન થઇ પડ્યો છે અને જેની પાછળ એમણે આજે ફકીરી લીધી છે, તે પલટો ગવર્નર ચાહે તેટલા નિખાલસ ભાવે, ચાહે તેટલી માફીઓ માગે અગર તો નામદાર વાઇસરૉય ચાહે તેટલાં સુંવાળાં વિશેષણો વાપરે અને

પોતાના અમલદારો કાયદાની મર્યાદાઓનું ઉલ્લંઘન ન કરે એ વિષે ચાહે તેટલી જાતે સંભાળ લે, તોપણ એમ ને એમ કદાપિ થવાનો નથી. પ્રજાની કુરબાનીથી અને આત્મયજ્ઞથી જ એ પાયાનો ફેરફાર થવાનો છે અને ઇશ્વરનો આભાર માનીએ કે એવા યજ્ઞને સારૂ પ્રજા આજે તયાર છે.

૧૧. દરેક અસહકારીને સ્પષ્ટ જણાવું જોઇએ કે આપણે શાસક સાથે અસહકાર નથી કરતા; આપણો અસહકાર શાસકનીતિ પરત્વે છે. આપણો અસહકાર વ્યક્તિગત નથી. આપણે એક પણ અધિકારીના ભંગીને કે કુંભારને સેવા કરતાં રોકયો નથી. તેમ કરવું હું ઇષ્ટ પણ માનતો નથી. તો પછી આપણા જે ભાઇઓ મતભેદને લીધે ધારાસભા વિગેરેમાં જાય તેના ભંગી વિગેરેને આપણે કેમ રોકીએ? આપણે તો પ્રત્યેકને પ્રેમ વડે જીતવાની ઉમેદ રાખીએ છીએ. પ્રેમ ન કહો તો આપણે કોઇને બળાત્કારે આપણી તરફ લાવવા માગતા નથી પણ તેની બુદ્ધિને જાગ્રત કરી, તેને સમજાવી આપણા મતનો પ્રચાર કરવા ઇચ્છીએ છીએ. અસહકારનું મૂળ તિરસ્કાર નથી પણ પ્રેમ છે; અસહકારનું મૂળ દુર્બળતા નથી પણ અતુલ બળ છે; અસહકારનું મૂળ અસત્ય નથી પણ સત્ય છે; અસહકારનું મૂળ અંધશ્રદ્ધા નથી પણ જ્ઞાનમય શ્રદ્ધા, વિવેક, બુદ્ધિ વિગેરે છે; અસહકારનું મૂળ અધર્મ નથી પણ ધર્મ છે, આત્મવિશ્વાસ છે.

૧૨. આ કસોટી સત્યાગ્રહની છે, એટલે સત્યના આગ્રહની છે. જગતમાં કોઇ પ્રજાએ કેવળ સત્યના આગ્રહનો દાવો આજસુધી કરીને પોતાની સ્વતંત્રતા નથી મેળવી. જેમ ફાવ્યું તેમ કરીને સ્વતંત્રતા નહિ પણ પારકાની ઉપર સત્તા મેળવી છે. ઇંગ્લાંડ સ્વતંત્ર નથી પણ સત્તાવાન્ છે. આપણને ગુલામ બનાવ્યા છે. ગુલામને પોતાનો માલિક સ્વતંત્ર જેવો જણાય છે અને તેના જેવો થવા ગુલામ મથે છે, એટલે બીજાને ગુલામ કરવામાં સ્વાદ લે છે. આ ગુલામ સ્વતંત્ર નથી બનતો, પણ પોતાથી બળિયાનો હંમેશાં ગુલામ બને છે. અસહકાર એટલે ગુલામીમાંથી મુક્ત થવું. સરકારની ગુલામી છોડીને તમે મારી ગુલામીમાં આવો તો એ સ્વતંત્રતા નથી. હું તમારાં મન અને હૃદય ચોરવા ઇચ્છું છું પણ તમને ગુલામ બનાવવા નથી ઇચ્છતો, કારણકે હું પોતે ગુલામ બનવા નથી ઇચ્છતો.

૧૩. અસહકારનો સિદ્ધાંત જે તાત્ત્વિક સ્વરૂપમાં કલ્પાયો છે, તેમાં એવું કશું જ નથી કે જે અખત્યાર કર્યા માટે કોઈ પણ દેશની પ્રજાને કે વ્યક્તિને શરમાવું પડે. વળી આખર સરવાળે તેના અમલ તરફ જોતાં જો કદાચ અસહકાર નિષ્ફળ ગયેલો જ માલમ પડે તોપણ જેમ સત્યનું આચરણ કરનાર તેના વ્યવહારમાં સફળ થયેલો ન દેખાય તેટલા ઉપરથી આપણે સત્યના સિદ્ધાંતને નિષ્ફળ ગણી કહાડી નથી નાખતા, તેમ અસહકાર પણ સિદ્ધાંત રૂપે દોષી નહિ જ ગણાય. કદાચ અસહકાર એના યોગ્ય સમય પહેલાં પણ દેશમાં દાખલ થયો હોય. જો એમ બન્યું હશે તો હિંદુસ્થાને અને દુનિયાએ પણ એને પાકવા દેવો પડશે. પણ એટલું તો ચોક્કસ જ છે કે હિંદુસ્થાનને માટે કાં તો ખૂનામરકી નહિ તો અસહકાર એ બે સિવાય ત્રીજો મુક્તિનો માર્ગ નથી.

૧૪. અસહકારના મૂળમાં હિન્દુસ્થાન અને પશ્ચિમના દેશો વચ્ચે કશી ‘ ચીનની દિવાલ ’ ઉભી કરવાનો હેતુ રહેલો છે એવો પણ ભય રાખવાનું મુદ્દલ કારણ નથી. તેમાં તો ઉલટો એ બે વચ્ચે સાચો, ખાનદાનીભર્યો અને એકબીજા પ્રત્યેના માન અને વિશ્વસ ઉપર ખડો થયેલો સ્વેચ્છાપ્રેરિત સહકાર સ્થાપવાનો રસ્તો કરવાનો જ હેતુ છે. આ આખી લડત જ અત્યારે પ્રજાને જે ફરજ્યાત સહકાર કરવો પડે છે તેની સામે, અધિકારીવર્ગના એકતરફી સંપની સામે, તેમ જ સુધારાને નામે પોતાને ઓળખાવતી છતાં ખરૂં જોતાં શસ્ત્રબળના જોર ઉપર પ્રજા પર લદાયેલી અને લોકોને ચૂસી ખાનારી પદ્ધતિની સામે છે.

૧૫. અસહકાર એટલે આવી નિર્ભેળ દુષ્ટતામાં આટલા દિવસ આપણે અજાણ્યાં અને નાખૂશીપૂર્વક ભાગ લેતા આવ્યા તે હવે પછી લેવાનો ઇન્કાર કરવો.

૧૬. આપણી લડત સત્યની છે, એટલે નહિ સરકાર દગો દઇને નભી શકે, નહિ આપણે ડોળ કરીને જીતી શકીએ. શહેરીઓમાં જીવ આવ્યો હોય તો તેનો કોઇ નાશ કરી શકનાર નથી. નહિ આવ્યો હોય તો કાઉન્સિલરો જીવ ઘાલવાના નથી. તેથી સરકારનું દરેક પગલું શહેરીઓને સમજાવી તેઓની સાથે મસલત કરી આગળ વધતા જઇએ તો આપણે જોઇ શકીશું અને સરકારને બતાવી શકીશું કે સરકારમાં કંઇ જ શક્તિ નથી. આપણી

નબળાઈ એ જ સરકારની શક્તિ છે. આપણી શક્તિ એટલે આપણે જ સરકાર; અને આપણી શક્તિ એટલે આપણી માનસિક, હાર્દિક, સામાજિક અને રાજ્યપ્રકરણી કેળવણી. તેઓ મનથી સમજે કે કોનો વિશ્વાસ કરવો અને કોનો ન કરવો, હૃદયથી જાણે કે દુઃખની પાછળ જ સુખ છે, મનથી અને દિલથી જાણે કે જેમ કુટુંબવ્યવહાર શુદ્ધ હોવો જોઇએ તેમ સમાજનો પણ હોવો જોઇએ, તેથી જેમ ઘર સાફ તેમ શેરી અને શહેર પણ સાફ હોવાં જોઇએ, જેમ કુટુંબમાં ક્લેશનો અભાવ હોવો જોઇએ. તેમ જ સમાજમાં પણ હોવો જોઇએ અને જેમ કુટુંબને સારૂ તેમ સમાજને સારૂ મરવું જોઇએ. અને તેથી એમ સમજે કે રાજા—પ્રજા વચ્ચેનો વહેવાર જો મલિન થઇ જાય, ઉંચ—નીચનો, શેઠ—ચાકરનો, સરદાર—ગુલામનો થઇ જાય, તો તે રાજાનો એટલે તે રાજ્યપદ્ધતિનો ત્યાગ કરવો જોઇએ. આમાંથી બધા વ્યવહાર ઘટાવી શકાય છે.

૧૭. હિંદી સરકારનો આપણા પ્રત્યેનો વ્યવહાર મલિન થઇ ગયો છે. મારા અંતરને સિદ્ધ થઇ ચૂક્યું છે કે અસહકાર સિવાય બીજી કોઇ રીતે આ સરકાર સામે લડાઈ થઇ શકે એમ નથી. પ્રત્યેક હિંદી પોતાના હાડમાં અસહકાર લઇને જન્મ્યો છે, અને હિન્દુસ્થાનના લાખો માણુસોને અસહકાર કેમ ગળે ઉતરી ગયો છે એ જાણવું હોય તો હું કહીશ કે તેનું કારણુ એ પ્રવૃત્તિનો હું પ્રણેતા છું એ નથી; તેનું કારણુ તો એ જ છે કે અસહકાર આપણામાં જન્મથી જ છે; દરેક ધર્મમાં તે અંતર્ગત છે; પછી તે હિંદુધર્મ હો કે ઇસ્લામ હો. આજ કારણે આપણી શક્તિ પૂરતી ન હોવા છતાં—આપણે નિરાધાર છીએ એમ લાગતાં છતાં—પણુ એ અસહકારે આપણુને આપણી દીર્ઘ નિદ્રામાંથી જાગતા કીધા છે. તેને વડે જ આપણે શ્રદ્ધા, આશા, બળ, મેળવી રહ્યા છીએ.

૧૮. [ અસહકારના મૂળમાં વ્યાપક ધર્મ છે; તેના પ્રયોગમાં ક્ષણિક તત્ત્વ રહેલું છે. તેથી ] અસહકારનું એક અંગ ક્ષણિક છે અને બીજું શાશ્વત છે. શાશ્વત અંગ સૌ કોઇને લાગુ પડે છે. સ્વરાજ્ય મળે ખાદીનો ત્યાગ કરી પરદેશી કાપડ નહિ પહેરીએ; સ્વરાજ્ય મળ્યે દારૂ ફરી પીતા નહિ જ થઇએ; સ્વરાજ્ય મળ્યે કેળવણીની પદ્ધતિમાં જે ફેરફારો કરી રહ્યા છીએ તે બંધ નહિ કરીએ. સ્વરાજ્ય મળ્યે સરકારી અદાલતોમાં

અને નિશાળોમાં જવામાં અધર્મ નહિ સમજીએ, સરકાર તરફથી માન લેતાં અપમાન નહિ માનીએ. [ અસહકારના હાડમાં રહેલું વ્યાપક તત્ત્વ સૃજક છે, અને ક્ષણિક તત્ત્વ સંહારક છે. બંને તત્ત્વોનો મેળાપ અનિવાર્ય છે. ]

૧૯. મારા નમ્ર અભિપ્રાય મુજબ તો માણુસના જીવનપંથમાં નિષેધ એ વિધિના જેટલી જ ઉપયોગી અને આદરણીય વસ્તુ છે. ભૌતિક બંધનોમાંથી છૂટકારો અગર તો એ બંધનોનો અભાવ જીવને 'આનન્દ'માં જ દોરી જાય. બ્રહ્મવિદ્યા એટલે કે શાસ્ત્રોનો પણ છેલ્લો નિર્ણય 'નેતિ' જ છે. ઉપનિષદોને બ્રહ્મનું સૌથી છેવટમાં છેવટનું વર્ણન કરવાને 'નેતિ' સિવાય બીજો શબ્દ જડ્યો નથી. [ જેમ 'નેતિ' નામના નકારાત્મક શબ્દના હાડમાં હકાર છે, તેમ અસહકારના વિઘાતક તાવમાં વિધિ છે, સહકાર છે; એક વિના બીજું સંભવે જ નહિ. અસહકારમાં જરૂર જોગું ઘાતક તત્ત્વ હોવાને લીધે ] મને લાગે છે કે કેટલાક અસહકારના નેતિવાદી સ્વરૂપની આશંકા કરીને નાહક જ ભડકી ઉઠ્યા છે. આપણે વિચારી જોઇએ કે સરકારને 'ના' કહેવાની પણ તાકાત આપણામાં રહી હતી શું? સરકાર ગમે તે કહે, ગમે તે કરે, ગમે તે આપણી પાસે કરાવવા માગે, 'નહિ કરીએ' કહેવાની તાકાત પણ આપણે ખોઇ બેઠા હતા. એવી 'ના' કહેવી 'રાજ્યદ્રોહ' થઇ બેઠો હતો! આમ આપણા અંતઃકરણને કબૂલ ન હોય એવી વાતમાં સહકાર કરવાની ઇરાદાપૂર્વક 'ના' કહેવાની તાકાત કેળવવી એ પણ માણુસને માટે દરેક ખેડુતને વાવેતર કરતા પહેલાં જ બેઠેલાં જાળજાંખરાં ખેડી સાફ કરવાં જેટલાં જરૂરી છે તેટલું જ જરૂરી છે. ખેડુતને તો મોલ ઉગીને વચ્ચે જતા હોય તે દરમિયાન પણ નકામા ઉગતા ઘાસ કે વેલાઓને નીંદી કઢાડવાનું કાર્ય હંમેશાં કરતા રહેવું પડે છે. તે જ રીતે જ્યારે એક આખી પ્રજા અસહકાર કરવા ઉભી થાય ત્યારે તેનો પણ એ જ અર્થ છે કે સરકાર પ્રજાની શરતે જ એ પ્રજાની જોડે સહકાર કરે. આવી શરતો સરકારને સંભળાવી દેવાનો દરેક પ્રજાને હક્ક છે અને ઇશ્વરથી ડરીને ચાલનારી દરેક સરકારનો પણ એ જ ધર્મ છે કે તે પ્રજાની શરતે જ પ્રજાની સેવા શોધે. અસહકાર એ પ્રજાએ આપેલી એક જાતની નોટિસ છે કે પ્રજા સરકારના હાથ નીચે સગીર બાળકની સ્થિતિમાં રહેવા હવે ખુશી નથી. આ નોટિસનો અમલ કરાવવા માટે પ્રજાએ ખૂનામરકી કરીને–એકબીજાનાં જાનમાલ ખંચવીને–હિસાબ કરી લેવાનો અધાર્મિક

અને અસ્વાભાવિક માર્ગ ઇરાદાપૂર્વક છોડી દઇને અસહકારનો ધર્મસંગત અને સ્વાભાવિક માર્ગ અખત્યાર કર્યો છે, અને જો સ્વર્ગીય સ્વરાજ્ય મેળવવાનું કદિ હિંદુસ્થાનના ભાગ્યમાં હશે જ તો તે અહિંસાત્મક અસહકારના નિર્મળ શસ્ત્ર વડે જ મળવાનું છે એવો મારો વિશ્વાસ છે.

૨૦. અસહકારમાં જરૂરજોગું વિનાશનું તત્ત્વ તો અવશ્ય છે જ, પણ એ એક પાપમય તન્ત્રનો શાન્તિમય ઉપાયોથી કરેલો વિનાશ છે. જૂના જમાનાના ધીંગાણાં અને ખૂનખરાબીના દિવસો એટલે શું તે હું એક વાર જાણી લેવા ઇચ્છું ખરો. એવી વિષમ અવસ્થા જૂના કાળમાં હતી એવું માનવાને ઇતિહાસમાં શો પૂરાવો છે? મેં તો લોકોને પુરાતન કાળની જાહોજલાલીનાં ગીતો ગાતાં સાંભળ્યા છે. દેશી ભાષાનાં પાઠ્ય પુસ્તકોમાં બ્રિટિશ રાજ્યનાં યશોગાન અને તેને ખાતર બ્રિટિશ પહેલાંનાં રાજ્યોની નિન્દાની કેટલીક કવિતાઓ જોઈ છે, પણ હિંદુસ્થાનને એક છેડેથી બીજે છેડે સુધી 'ઘોર જાદવાસ્થળી અને અંધાધુંધી' ચાલી એવો કાળ કદિ પણ આવ્યો હોય એવું મારી જાણમાં તો છે જ નહિ.

૨૧. [ છતાં અસહકારીઓ સરકારનું અમંગળ ન ઇચ્છે, તેના ખરા ભલામાં જ રાજી રહે, કેમકે અસહકાર એક પ્રકારની સદ્વૃત્તિ છે જે એક વખત કેળવ્યા પછી મરજી માફક નથી ભૂંસી શકાતી. જો અંગ્રેજોને હૈયે હિન્દુસ્થાનનું હિત હશે, જે અંગ્રેજો હિન્દનું લૂણ ખાઇ નભે છે તેઓ જો એ લૂણને વફાદાર રહેવા માગતા હશે, તો તો તેઓ દેશમાંથી દારૂની જડ કહાડવામાં તેમ જ પરદેશી કાપડની અને એ રીતે અલબત્ત લૅંકેશાયરના કાપડની પણ આયાત સાવ બંધ પાડવામાં કશું જ અજુગતું નહિ જૂએ. હું તો એટલે સુધી કહીશ કે ખિલાફતનું સંપૂર્ણ રક્ષણ મળી જાય અને પંજાબનો ઘા રૂઝાય ત્યાર પછી પણ બંધ પડેલાં પીઠાં ફરી ન જ ઉઘડી શકે; તેમ પરદેશી કાપડની વપરાશ પણ પાછી ચાલુ ન જ થઇ શકે.

૨૨. [ આ પ્રવૃત્તિ ફક્ત આર્થિક આપદાઓ દૂર કરવા માટે જ હાથમાં નથી લેવાઈ. ] અસહકાર એ ત્રાસનો ભય છોડવાની તાલીમ છે. આપણે હજુ ભયભીત છીએ. જ્યારે ભયરહિત થઇશું ત્યારે ત્રાસ વર્તાવનાર કોઈ હશે નહિ. આ લડત ગરીબોની છે, નિરપરાધીની છે. આ

લડતમાં બકરી જેવા ગરીબ માણસને વાઘ જેવા બળિયા માણસોના ભયથી ઉગરવાનું છે.

૨૩. [ ભયથી ઉગર્યા એટલે આપણામાં હિંમત આવવી જોઇએ. આપણી હિંમતનો આધાર સાધનો કે સાથીઓની સંખ્યા ઉપર ન હોય. આપણે હજારોની સાથે એકલડોકલ ખાલી બાવડે ઝૂઝી શકીએ એવું આત્માનું બળ છે. ] બધા અસહકારી આગેવાનોને સરકાર પકડે તોપણ અસહકાર ચાલ્યાં કરે તો જ જીત મળે. કોઇના પકડાવાથી લડત મોળી પડી જાય અથવા મરી જાય તો મને ભારે નિરાશા અને દુઃખ થાય, ઉલટું મારી તો એવી ખાત્રી છે કે કોઇના પકડાવાથી સુસ્તી ઉડી જશે અને લડતનો વેગ ઘણો વધશે. અસહકારમાં પ્રજાની સત્તા કેળવાય છે. પ્રજા પોતાના બળ પર ટકી રહે ત્યારે જ સ્વરાજ્ય એટલે પ્રજાસત્તાક રાજ્ય ભોગવે. આપણે સરકારને મદદ નથી દેવી અને તેની મદદ નથી લેવી. એમાં કાંઇ મોટું કાર્ય નથી કરવાનું કે આગેવાનની જરૂર હોય. અસહકાર રામબાણ છતાં બચ્ચાથી પણ ચલાવાય તેવું શસ્ત્ર છે. ચલાવવે હળવું અને અસરમાં પ્રચંડ એવું એ હથિયાર છે.

૨૪. જ્યાંસુધી સંપૂર્ણ સ્વતંત્રતાનું વાતાવરણ આપણે સર્વત્ર પેદા નહિ કરીએ, આપણી સ્વતંત્રતાના જેટલી જ આપણા વિરોધીઓની સ્વતંત્રતાને પણ કિંમતી માનતાં નહિ શીખીએ, ત્યાંસુધી અસહકાર વિજયી ન જ નિવડે. શ્રદ્ધાની, અંતરના નાદની, વિચારની અને વર્તનની જે સ્વતંત્રતા આપણે માગીએ છીએ તે આપણે આપણા સામાવાળાઓને પણ આપવા તૈયાર રહેવું જોઇએ. અસહકાર એ આત્મશુદ્ધિનો માર્ગ છે; અને આપણે આપણાથી જૂદા પડનારાઓનાં અંતઃકરણ અને લાગણીઓને જગાડવા સતત પ્રયત્નવાન્ રહેવા છતાં તેમનો વાળ વાંકો ન કરવો જોઇએ. તાલીમ અને સંયમ આપણા વર્તનના પાયાના સિદ્ધાંતો છે અને તેથી કોઇ સામે કોઇ પણ પ્રકારના જૂલમી સામાજિક બહિષ્કાર કરવા તરફ પણ ન પ્રેરાવા હું બધાને વિનવું છુ.

૨૫. અસહકારનો અર્થ અસભ્યતા નથી. શાંતિમય અસહકાર એટલે તો સભ્ય અસહકાર થયો. અસભ્ય પુરુષને અસહકાર કરવાનો અધિકાર જ નથી. વળી જેની સાથે આપણે અસહકાર કરીએ તેની સાથે તો આપણે

જાણીજોઇને વધારે વિનય વાપરીએ; એવા ભયથી કે રખેને તેને ઓછું લાગે અને તે એમ માની લે કે તેની જાત સામે આપણુને કંઇ કિલ્મિષ છે. આ શાંતિમય અસહકારનું શસ્ત્ર છે, તેથી અસહકારી તરીકે સભ્ય ભાષા વાપરવા હું બંધાયેલો છું.

૨૬. બન્ને પક્ષ પોતાના ક્ષેત્ર પર રહેવા છતાં વિનયપૂર્વક અને જંગલી બન્યા વિના લડી શકે એ કંઇ થોડી વાત નથી. એવું યુદ્ધ તો અનંત કાળ સુધી ચાલે એમ આપણે ઇચ્છીએ છીએ. રામ-રાવણની લડાઇમાં યે આપણા કવિઓએ વર્ણન કરતાં પૂરી સભ્યતા જાળવી છે. મંદોદરીને તેઓએ સતી તરીકે ઓળખાવી છે. મેઘનાદના મૃત્યુ પછી સુલોચનાને રામચંદ્રે બધી સગવડો કરી આપી હતી. આદિ કવિ વાલ્મીકિએ તેમ જ ભક્ત કવિ તુલસીદાસે રાવણાદિની તપશ્ચર્યાની સંપૂર્ણ પ્રશંસા કરી છે.

૨૭. એવું જ સભ્ય યુદ્ધ આપણે કરીએ એવી મારી મહત્ત્વાકાંક્ષા છે. અસહકારીને તો બીજું શોભે જ નહિ.

૨૮. અસહકારની આ લડતમાં છૂપી કે ઉઘાડી કોઇ પણ નમૂનાની ચાલાકીને કે રાજદ્વારી દાવપેચને સ્થાન જ નથી. અસહકારમાં એક જ ચાલાકીને અવકાશ છે અને તે સત્ય ભાષણ, સત્યનો આગ્રહ અને સત્યનું જ અનુકરણ; પછી તેને સારૂ ચાહે તેટલો ભોગ ભલે આપવો પડે.

૨૯. મલિન છૂપી પદ્ધતિઓની મદદ લઇને આ મહાન્ પ્રજાને તમારાથી ઉન્નતિને શિખરે ચડાવી શકાશે નહિ. ધોળા દહાડાના પૂરા અજવાળામાં આપણી લડત બહાદુરીપૂર્વક છચોક અને ખુલ્લમખુલ્લા ચલાવીને પોલિસના છૂપા અને અનીતિકર ખાતાને આપણે નિઃશસ્ત્ર કરી મૂકવું જોઇએ. અસહકાર મૂળમાં ઘા કરનાર તો છે જ. બ્રિટિશ સરકાર જોડે ખુલ્લો અને સંપૂર્ણ ખાનદાનીભર્યો અસહકાર કરીને એ વિષવૃક્ષને પાણી સીંચવાનું બંધ કરવું એ જ ખરેખરો મૂળમાં ઘા છે.

૩૦ સરકાર કેવળ મૂંગી જ બેઠી રહે તો અસહકારની અસર ઓછી જ થાય. પ્રત્યેક રાજ્યસત્તાનો છેલ્લો ઉપાય તેની બંદુક છે એટલે રાજદંડ છે. પણ આ લડતમાં પ્રજાનું હથિયાર પ્રજાની સહનશીલતા છે. જો સરકારના શરીરબળની સામે પ્રજા શરીરબળ અજમાવવા બેસી જાય તો

પ્રજા હારી જવાની. અસહકારની સાથે શરીરબળ અજમાવવાનો વિચાર તદ્દન છોડી જ દેવો પડશે. તેથી મારી ઉમેદ છે કે કોઇ પણ જમાનામાં સરકાર તરફથી ગમે તેવાં પગલાં ભરાય છતાં લોકો તદ્દન શાંત રહેશે. આવી શાંતિ જાળવવી અને પોતાનું ધાર્યું કરવું એમાં જ પ્રજાની જીત રહેલી છે. એટલું યાદ રાખવું જોઇએ કે એક તરફ મિત્રરાજ્યોનું પશુબળ અને બીજી તરફથી હિન્દુસ્થાનની પ્રજાના આત્મિક બળનો મુકાબલો કરવાની આ લડત છે. તેમાં જો પ્રજા તરફથી જરા પણ પશુબળની મેળવણી થશે તો આત્મિક બળને નામે ઓળખાતું બળ પણ પશુબળમાં અથવા તો નબળાઇમાં ખપી જશે.

૩૧. આ લડત અંતલગીની છે. પશુબળની આણ કે પ્રજામતની, એ પ્રશ્નનો છેવટનો ફડચો કરી લેવાની આ ઝુંબેશ છે; અને જેઓ પશુબળ ઉપર પ્રજામતની આણ મનાવવાનું બીડું ઝડપીને આ લડતમાં ઉતર્યા છે, તેઓ પોતાના મતને છોડવા કરતાં, સરકારે પોતાની સામે તેનું પશુબળ અજમાવી જોવાનો સંકલ્પ કર્યો હોય તો એ રસ્તે પણ એને દોડવું હોય તેટલું દોડી ધરાવા દેવાના નિશ્ચયવાળા છે.

૩૨. [ પશુબળની આ લડત જ નથી; આ તો આત્મબળની પશુબળ સામે લડત છે; એટલે કે પશુબળ પર આધાર રાખનારી સરકાર સાથે આપણે આત્મબળ ઉપર આધાર રાખનારાઓએ અસહકાર કર્યો છે. પરંતુ ] અંગ્રેજી રાજ્યનો અસહકાર એટલે આપણો સહકાર. આ કાર્ય સ્વાર્થત્યાગ, દૃઢતા, કાર્યદક્ષતા, યોજના, તાલીમ વિગેરે વિના ન જ બની શકે.

૩૩. આપણી કેળવણીને સારૂ, આપણા કજીઆ પતાવવા સારૂ, આપણા કાયદા સારૂ, આપણા પોષાક સારૂ જો આપણે અંગ્રેજ સરકાર સામું જોઇને બેસી રહેવું પડે તો આપણ કઇ રીતે અસહકાર કરી શકીએ?

૩૪. અનીતિમાં ગુલતાન થયેલો બાપ તેનાં છોકરાંને કેળવણી આપતો હોય, તેમના કજીઆ પતાવતો હોય, તેઓને સારૂ ભવિષ્યના વર્તનનાં ધોરણો રચતો હોય, તે બાપનો અસહકાર ત્રણે વસ્તુઓ લેતાં છતાં છોકરાંઓ કરી શકે? અસહકારનું પહેલું જ પગથિયું એ ત્રણે વસ્તુના ત્યાગથી જ શરૂ નથી થતું? અને જ્યારે છોકરાં એકાએક આ બધી

મહેરબાનીઓનો ત્યાગ કરે ત્યારે બાપના મન ઉપર કેવી અસર થાય ? બાપ તરત પોતાનું આચરણ બદલી છોકરાંઓને મનાવવા નહિ જાય ?

૩૫. પણ જો છોકરાં માને કે કેળવણીથી થતો લાભ ન જવા દેવાય, પોતાના કજીઆ બાપ પતાવે છે એ તો સરસ જ ગણાય, વળી ભવિષ્યને સારૂ ધારા તો એનાથી જ ઘડાય, આ બધી સગવડો છોડવામાં શો અસહકાર ? તો છોકરાંઓ બાપની અનીતિ દૂર ન કરી શકે એટલું જ નહિ, પણ તેનાં ભાગીદાર બની છેવટે પોતે જ અનીતિ કરતાં થઇ જાય.

૩૬. તેમ જ સરકાર અને આપણા સંબંધને વિષે છે. નિશાળો ઇત્યાદિ સ્થૂળ લાભોની મધલાળે આપણે તહનામાં કરીએ તો આપણાથી સ્વરાજ્ય દૂર દૂર જતું જશે; કેમકે આપણને એમ જ લાગશે કે નિશાળો, અદાલતો વિગેરે તો સરકાર જ ચલાવી દે; જેમ હંમેશાં ગાડીએ બેસનાર પોતાની ચાલવાની શક્તિ ખોઇ બેસે છે, તેમ પરાધીનપણે કેળવણી ઇત્યાદિ લેનારો કદિ સ્વાવલંબી ન થઇ શકે.

૩૭. આપણે આપણાં બાળકોને કેળવી શકીશું, આપણે આપણી તકરારો પતાવી શકીશું, ત્યારે આપણામાં નવું જોર આવશે, ત્યારે આપણામાં સ્વતંત્રતાનો ખ્યાલ આવશે.

૩૮. આગ્રામાં હિન્દુ-મુસલમાન વચ્ચે તકરાર થઇ. અંગ્રેજ અધિકારીઓએ કહ્યું: ‘ હવે તમારા મૌલાના શૌકતઅલી અને ગાંધીને બોલાવો. ’ તેઓએ એમ કહી ઉપકાર કર્યો. મૌલાના કે ગાંધીને ત્યાં જવું જ ન પડ્યું; પણ દિલ્હીથી પ્રખ્યાત હકીમજી અજમલખાન અને બીજાઓ પહોંચી ગયા અને બંને કોમો વચ્ચે સુલેહ કરી આપી. સિપાઇ અને અમલદારો વિના ચાલી શકે એમ પ્રજાને ખાત્રી થઇ. એટલે દરજ્જે પ્રજા ચડી, સ્વતંત્ર થઈ, સ્વરાજ્યને સારૂ લાયક થઈ.

૩૯. વળી એકબીજા વચ્ચે સહકાર કર્યા વિના આપણે સરકાર સામે અસહકાર કરવાની શક્તિ મેળવવાના નથી. ૭ કરોડ અંત્યજોને ‘ઢેડા’ ગણી તેમનો તિરસ્કાર કરી આપણે સફળ થવાના નથી. જે સલ્તનતે હિંદુ-મુસલમાનને લડાવ્યા તે સલ્તનત અંત્યજ અને બીજા હિંદુની વચ્ચે લડાઇ કરાવવામાં ચૂકે તેમ નથી. [ અંત્યજો સાથે સહકાર કરીને તેમને

થતો અન્યાય અટકાવવો એ આપણો ધર્મ છે. વળી આ લડતમાં તેમને સામેલ કરવા જોઇએ. આ પ્રમાણે આવા સવાલનો આપણે જાતે જ ફેંસલો કરવો ઘટે છે. ]

૪૦. આમ જેમ જેમ પ્રજા પોતાના કારભાર પોતે ઉપાડતી જશે તેમ તેમ તે સ્વતન્ત્ર બનશે.

૪૧. અસહકારનું રહસ્ય જ એ છે કે પ્રજાને પોતાની શક્તિનું જ્ઞાન કરાવવું. પ્રજાએ જાણવું કે તેની સમ્મતિ વિના, તેના સહકાર વિના રાજ્યતંત્ર ચાલતું જ નથી. એ સમજમાં સ્વરાજ્યનું મૂળ રહેલું છે. લાલચથી, અજ્ઞાનથી કે ડરથી પ્રજા સહકાર કરી રહી છે ત્યાંસુધી જ પ્રજા પરતન્ત્ર છે. માન–અકરામ ઇત્યાદિની લાલચથી પ્રજા છૂટે, સરકારે બનાવેલી શાળાઓમાંથી જ જ્ઞાન મળી શકે છે એવી જાતના અજ્ઞાનમાંથી છૂટે, અને સરકારના પશુબળના ભયમાંથી છૂટે, એટલે પ્રજા સ્વતંત્ર છે.

૪૨. સારી પ્રવૃત્તિનો કોઇ અનર્થ કરે તેથી એ પ્રવૃત્તિ જેમ ન રોકી શકાય, તેમ અસહકાર જેવી આવશ્યક પ્રવૃત્તિ તેના દુરુપયોગની દહેશતે ન રોકી શકાય. ગીતાજીનો અનર્થ ઘણા કરે છે તેથી ગીતાજીને નથી વગોવાતી, નથી તજાતી. ખ્રિસ્તીધર્મને નામે ખ્રિસ્તી કહેવાતા લોકો ધાડ પાડે છે, તેમાં તે ધર્મનો કે તેના પ્રવર્તકનો દોષ નથી.

૪૩. આપણે આગળ વધતા જઇશું તેમ આપણે સરકારને વિનંતિ કરવાની નહિ હોય, પણ આપણને પોતાને વિનંતિ કરવાની હશે. તેમાં આપણે કાચા નિવડીશું તો આપણો સ્વરાજ્યનો રોટલો કાચો રહેશે અને આપણે પાકા હોઇશું તો સ્વરાજ્યનો રોટલો પાકો થશે. આપણને જીવવાને જેમ શ્વાસની જરૂર છે તેવી જ જરૂર આ લડત માટે શાંતિની છે એ વાત હિન્દુસ્થાને સમજી લેવી જોઇએ. આપણે પત્થરમાં છે તેવી, પાટુ મારે તો યે શાંત રહે એવી શાંતિ નથી જોઇતી; આપણે જાનવરના જેવી, કૂતરાના જેવી કે કોઇ મારે એટલે ભસવા માંડીએ, નહિ તો કરડવા દોડીએ એવી શાંતિ નથી જોઇતી. જહાજોને બળે સ્વરાજ્ય લેવા ઇચ્છીશું તો તે સો વર્ષે પણ નહિ મળે. માલેગાંવના કિસ્સાથી સ્વરાજ્યનો કાંટો પાછો ઠેલાયો. એથી આપણે સ્વરાજ્ય ખોઇ બેસવાના નથી એ સાચું, પણ તેથી આપણે પાછા તો ઠેલાયા જ. સરકાર શાંતિ રાખે ત્યારે શાંતિ રાખવી એ

આપણી શરત નથી. એ તો સરકાર સાથે સહકાર થયો. આપણે તો શાંતિમય અસહકાર કરવા બેઠા છીએ. સરકારના ગોળીબાર કે માથા પર એરોપ્લેનમાંથી દારૂગોળા છૂટે, ત્યારે પણ શાંત બેસીને આપણું કામ ચલાવ્યે જ જઇએ અને મારવા ન દોડીએ, પોસ્ટ ઑફિસ ન બાળીએ, ત્યારે જ સાચી શાંતિ કહેવાય. એ શાંતિ મેળવી લીધી હશે ત્યારે આપણને આ સરકાર જાય તો પઠાણ આવશે એવી બીક નહિ લાગે. આપણામાં જ્યાંસુધી શાંતિની તાકાત હશે, ત્યાંસુધી આપણને કોઇ નથી જીતી જવાના.

૪૪. સરકારના મનમાં શું હશે તે જાણવું મુશ્કેલ છે. સરકારને મન એવું કાંઈ છે કે કેમ તે હું જાણતો નથી. મારી ધારણા એવી છે કે આ લડતના નૈતિક બળની સરકાર ઉપર અસર થઈ છે, અને સરકારને તોફાનનો ભય પણ છે જ. હજી તોફાનનો ભય છે એ આપણે માટે અભિમાન લેવા જેવું નથી. ગમે તે જાતની પજવણી કરવામાં આવે છતાં આપણે હૈયે શાન્તિની પૂરી ખાત્રી હોય તો તે જ ઘડીએ સ્વરાજ્ય આપણું છે. આપણે એ દિશામાં ખૂબ પ્રગતિ કરી છે અને તેથી ટૂંક સમયમાં આપણે માટે સ્વરાજ્ય મેળવવું શક્ય છે એ વિષેની મારી શ્રદ્ધા વધારે દૃઢ થાય છે.

૪૫. જેમ જેમ આપણે શાંતિનો પાઠ શીખતા જઇએ છીએ તેમ તેમ આપણે સફળ થતા જઇએ છીએ અને લડતની કિંમત વધે છે. આપણે તો આખા હિંદુસ્થાન ઉપર શાંતિનો કાબુ મેળવવો જ રહ્યો. શાંતિ જાળવવી એ આપણો પાયો છે. તે નબળો એટલી લડત નબળી. તે પાકો તો લડત પાકી.

૪૬. મારા પોતાના વલણ વિષે તો મારે એટલું જ કહેવું રહ્યું કે મારો પોતાનો ધર્મ જેમ મને ખૂનામરકીની કોઇ પણ લડાઇ કરવા કે કરાવવાની મંજુરી આપતો નથી, તેમ એ પણ તેટલું જ સાચું છે કે અત્યારે હિન્દુસ્થાનમાં પશુબળના દોરથી જે નામર્દાઇની શાંતિ વર્તી રહી છે, તેને મુકાબલે તો એવી ખૂનામરકીવાળી લડાઇની સ્થિતિ પણ મારા મનને વ્યાકુળ ન કરી મૂકે. અને તેથી જ આ શાંતિમય અસહકારની લડતમાં અહિંસાને સર્વોપરી રાખવાના બધા પ્રયત્નો કરવા છતાં અને આમાં અંધાધુંધી થવાનું જોખમ હોય તો તે જોખમ ખેડીને પણ હું આ

લડતમાં ભાગ લઇ રહ્યો છું. અસહકારના ટીકાકારો તેમની દાનત જ હોય તો તો આજ એકેએક કાર્યમાં એવી ખૂનામરકી કે અંધાધુંધી ન થવા દેવાની જ પ્રબળ ઇચ્છા દેખશે. બાકી અસહકારીઓને તો ટીકાકારો તેમની વૃત્તિને સમજે કે ન સમજે, કે વિપરીત રીતે સમજે, તોપણ પોતાની ધીરજમાં અડગ રહ્યે છૂટકો છે. તેમને તો તેમનો ખાંડાની ધાર જેવો કઠણ પંથ કાપ્યે જ છૂટકો છે.

૪૭. અસહકારનો માર્ગ સહેલો તેમ જ વિકટ છે. સમજી જાય તેને સારૂ સહેલો છે. બીજાઓને સારૂ વિકટ છે, કેમકે ન સમજવાથી વખતોવખત તે ગૂંચવાયા કરે છે. મુશ્કેલીઓ ઢાંકવાથી દૂર થવાની નથી. આવી પડેલી મુશ્કેલીઓ તે જ ક્ષણે દૂર કરવાથી અસહકારનો માર્ગ સહેલો થશે.

૪૮. આપણી લડતની કુંચી આપણી એકતા છે. હિન્દુ–મુસલમાન એકતાનો અર્થ જ એ છે કે પારસી–ખ્રિસ્તીની રક્ષા, અને તેનો પદાર્થપાઠ એ છે કે કોઇ સરકારી અમલદાર ઉપર આપણે અત્યાચાર ન કરીએ પણ દરેકને મિત્ર ગણીને સંઘરીએ. સંઘરવાનો અર્થ એટલો જ કે તેનું અપમાન ન કરીએ, તિરસ્કાર ન કરીએ, તેને તુંકારો ન દઇએ, તેની આમન્યા રાખીએ, તેમને કહીએ કે અમારે કંઇ તમારી સાથે વેર નથી બાંધવું; પરંતુ તમારૂ રાજ્ય અમને ન જોઇએ, એ સિવાય તમારે અને અમારે કશો વાંધો નથી; તમે અસભ્યતાથી અમારા ગામમાં કોઇના ઉપર અમલ નહિ ચલાવી શકો. અમલદારને પણ મનમાં ખાત્રી થઇ જવી જોઇએ કે પિસ્તોલ સાથે રાખ્યા વગર પણ પોતે અને પોતાનાં બાળકો આઠે પહોર નિર્ભયપણે તમારાં ગામોમાં થઇને જઇ આવી શકે.

૪૯. અસહકારીનું બળ તો કશી ફરિયાદ ન કરતાં જેલ જવામાં રહેલું છે. ઇરાદાપૂર્વક જેલ માગી લીધા પછી માગેલું મળતાં જો તે કચવાટ કરવા બેસે તો તેનો આખો કેસ જ તૂટી પડે છે. જો આ હિલચાલમાં એક પણ કામ કરનાર પોતાની ઇચ્છા પ્રમાણે વર્તશે તો લડતને બહુ ધક્કો પહોંચાડશે.

૫૦. આ લડત લડનારમાં અને ફોજમાં કંઇ જ તફાવત નથી. ફોજમાં જેમ દરેક સિપાઇ પોતાની જવાબદારી ઉપર નથી વર્તી શકતો, પણ તેને

પોતાના ઉપરીના હૂકમની રાહ જોવી પડે છે, તેવું જ ખિલાફતની કે બીજી બધી લતડમાં સમજવું જોઇએ. મર્યાદા, તાબે રહેવું, ગુસ્સે ન થઇ જવું, એ બધું જેમ લશ્કરમાં સિપાઇને જાળવવું પડે છે, તેમ જ આમાં કરવાની જરૂર છે. પ્રજાની ઉપર જો પૂરો કાબુ મેળવી શકાય તો આજે જ જીત છે; તે કાબુ મેળવવામાં ઉપલાં તત્ત્વોની જરૂર છે જ. એટલે મારી ઉમેદ છે કે એક પણ માણસ પોતાની જવાબદારી ઉપર કંઇ જોખમવાળું કામ નહિ કરે.

૫૧. આ લડતમાં ઓરતો, બાળકો, લૂલાં, પાંગળાં, બધાં દાખલ થઇ શકે અને તેમ થવું જોઇએ. જેમ તેઓની સંખ્યા વધારે મળે તેમ જીત વહેલી મળે. આમાં કોઇ ઉંચ–નીચ નથી, નાનાં–મોટાં નથી. જેનું હૃદય મોટું તે મોટા, જેનું હૃદય નાનુ તે નાના અને અપંગ. એટલે બાળકોનો આશીર્વાદ મને મીઠો લાગે છે. વાઇસરૉયની મહેરબાનીથી સ્વરાજ્ય નહિ મળે, પણ બાળકોના અને સ્ત્રીઓના નિર્મળ હૃદયના આશીર્વાદથી અવશ્ય મળશે.

૫૨. અમૃતસરમાં એક દિવસ સવારે સાડાછ વાગે ચાર બહેનો મારી પાસે ચાલી આવી. અમૃતસરમાં તો અહિંના કરતાં ટાઢ ઘણી વધારે હોય છે. પણ એ બહેનોએ જાણ્યું કે જે ભાઇ આપણી આટલી બધી ચાકરી કરી રહ્યો છે તેને ચેતવણી તો આપી દેવી જ જોઇએ. એમાંની એકે મને કહ્યું: 'ભાઈ! તું કામ તો સારૂં કરી રહ્યો છે પણ તને ખબર નથી કે અમારા પુરુષો અને કેટલેક અંશે અમે સ્ત્રીઓ પણ તને છેતરીએ છીએ.' હું તો ચોંકી જ ગયો. મેં કહ્યું: 'મને શું કામ છેતરે? એમાં એમને શો લાભ હોઈ શકે?' તેણે કહ્યું: 'પુરુષો લુચ્ચા છે. તેઓ તારી પાસે જૂઠું બોલે છે. અમે તો સમજી જ ગયાં છીએ કે તારા કામમાં પવિત્ર સ્ત્રીઓ અને પવિત્ર પુરુષોની જ જરૂર છે, અને તેથી જ તારી ભાવનાઓ અમારામાં પેદા થાય તે માટે અમે સ્ત્રીઓ તારી પાછળ ભમીએ છીએ.' એ બહેને પછી એક સંસ્કૃત શબ્દ વાપર્યો. પંજાબની સ્ત્રીના મુખમાં એવા સંસ્કૃત શબ્દની આશા ન રાખી શકીએ. તમે પણ કદાચ એ શબ્દનો અર્થ નહિ સમજતા હો. તેણે કહ્યું કે અમારા પુરુષો 'જિતેન્દ્રિય' નથી; અને અમે સ્ત્રીઓ પણ તું માગે છે અને માને છે એટલે દરજ્જે જિતેન્દ્રિય' નથી. હું એમનું કહેવું સાનમાં સમજી ગયો. જિતેન્દ્રિય એટલે જેની

ઇંદ્રિયો કાબુમાં છે તે. અર્થાત્ જે પુરુષ કે જે સ્ત્રી કાનેથી બૂરૂં સાંભળી શકે છે, જીભેથી બૂરૂં બોલી શકે છે, તેને જિતેન્દ્રિય ન કહી શકાય. હાલમાં એનો ખાસ અર્થ તો એવો છે કે જે પુરુષ એક પત્નીવ્રત પાળતો નથી અથવા જે સ્ત્રી પતિવ્રતાધર્મ પાળતી નથી તે જિતેન્દ્રિય નથી. એ બહેને કહ્યું: 'તું અમારી પાસે માગે છે કે ગુસ્સાને રોકો, પણ જે વિષયોને રોકી નથી શકતો તે ગુસ્સાને કેમ રોકી શકે ? અને જે ગુસ્સાને રોકી નથી શકતો તે કુરબાની, સ્વાર્થત્યાગ કેમ કરી શકે ?' પ્રજાએ જેલ જવા, મિલ્કત ગૂમાવવા, નોકરીઓ છોડવા તૈયાર રહેવું જોઇશે. સહેલાઇથી જીતવાની આ હિલચાલ નથી જ.

૫૪. આ લડાઈ જ મોળાને સારૂ નથી ? મોળા માણસોને તોફાની બનાવવાની નથી, પણ મોળાને બહાદુર અને તોફાનીને તેઓની બહાદુરી રાખી નમ્ર બનાવવાની આ લડત છે. જો તોફાનીના જેલ જવાથી જ લડાઇ જીતાય એવું હોય તો આપણે આજથી જ હાર્યા એમ ગણવું, કેમકે તે તો તોફાનની સત્તા ચાલશે. એટલે તો ઇશ્વર નબળાને નહિ પણ તોફાનીનો બેલી ઠરશે. તો પછી યુરોપનો 'બળિયાના બે ભાગ ' નો કાયદો અહિં પણ લાગુ પડે.

૫૫. સરકાર આપણી પર રાજ્ય ચલાવે છે, કેમકે આપણી બધી યુક્તિઓને પહોંચી વળવાની તે શક્તિ ધરાવે છે. જયારે આપણે તેનાં બધાં કાવતરાંને પહોંચી વળીશું ત્યારે સરકારની ઉપર આપણે રાજ્ય ચલાવીશું. જો સરકારના જાસૂસો જ સભાઓને ભંગ કરવા આવતા હોય તો આપણે તેમને સારૂ મેદાન ખુલ્લુ મૂકવું. આપણે તે સભામાંથી શાંતિપૂર્વક ચાલ્યા જવું. શાંતિમય અસહકારનું શસ્ત્ર એટલું શુદ્ધ છે કે તેમાં જરા યે મલિનતા આવે તો તે જણાયા વિના ન રહે. તેની ધાર એવી તીક્ષ્ણ છે કે તે કઠણમાં કઠણ વસ્તુને કાપી શકે છે. તેથી તેના જેવું જલદ બીજું શસ્ત્ર નથી. તેમ છતાં તેનો ઉપયોગ એવો સહેલો છે કે બાળકને પણ સમજાવી શકાય. જયાં કંઇ યે 'કરવું ' રહ્યું છે ત્યાં અનુભવ અને તાલીમની જરૂર છે. અસહકાર એટલે 'ન કરવું'. બાળક પાસે અક્ષર કઢાવતાં વર્ષો જોઇએ; પણ બાળકને કહેવું કે તું અક્ષર ન કહાડતો એ તો તદ્દન સહેલું છે. સાચું આજ્ઞાંકિત બાળક ન કરવાનું તો એનીમેળે સમજી શકે છે. તેમ

સાચો અને શ્રદ્ધાવાન્ અસહકારી પણ અમુક વસ્તુઓ ન કરવાનું તો કશી તાલીમ વિના સમજી શકે. અને આવા સમજપૂર્વક કરેલા ત્યાગમાંથી જ જ્ઞાન અને બળ ઉત્પન્ન થાય છે. હિંદુસ્થાનને શસ્ત્રબળ શીખવું હોય તોપણ શાંતિ અને અસહકાર શીખવાં પડશે.

૫૬. અંગ્રેજોના વ્યક્તિગત પ્રયત્નો અંગ્રેજ જાતિનો સ્વભાવ એક દિવસમાં ન ફેરવી શકે. પણ જો અમે અંગ્રેજોના બરોબરિયા થઈએ તો તેઓ અમારી સામે અવિલંબે માનની નજરથી જોતા થાય. તેવા થવા સારૂ અમારે સૌ પહેલાં તો ભયરહિત થવું જોઈએ; અમારે સ્વાશ્રયી બનવું જોઈએ; અને જે સરકારને અમે કાં તો સૂધારવા અને ન સૂધરે તો ફીટાડવા માગીએ છીએ તેના હાથનાં કેળવણી, ન્યાય, રક્ષણ અને આશ્રયથી અમારે સ્વતંત્ર થઈ જવું જોઈએ. આથી જ આ અહિંસામય અસહકારની ઉત્પત્તિ થઈ છે.

૫૭. સરકારે અસહકારની પ્રવૃત્તિને 'ક્રાંતિકારક' તરીકે જાહેર કરી છે! આટલા દિવસ સુધી 'ક્રાંતિ' શબ્દથી ખૂનામરકીનો અર્થ સૂચવાતો, અને એ અર્થમાં જામેલી સત્તાઓ તરફથી તેની હંમેશાં નામોશી થતી આવી છે. પણ અસહકારની પ્રવૃત્તિને 'ક્રાંતિકારક' કહીએ તોપણ એ હથિયાર અને ખૂનામરકીની ક્રાંતિ નથી. એ સ્વાભાવિક ઉન્નતિની ક્રાંતિ છે, એ લોહી વગરની ક્રાંતિ છે. આ પ્રવૃત્તિ વિચારનો પલટો છે; અંતરૂપલટ છે. અસહકાર આત્મશુદ્ધિની ક્રિયા છે અને તેથી માણસના વિચારોમાં તે અલબત્ત ક્રાંતિ કરી મૂકનાર વસ્તુ છે. તેથી તેને દાબી દેવાનો પ્રયત્ન એ જબરાઈથી સહકાર કરાવવા સમાન છે.

૫૮. પણ આજકાલ તો કમળાના રોગીને બધે પીળું જ દેખાય તેમ જ્યાં અસહકાર ત્યાં દ્વેષ અને અંગ્રેજો પ્રત્યેની વેરવૃત્તિને જ જોવી એ અમુકવર્ગોમાં શિષ્ટાચાર થઈ પડ્યા છે. હું તો કહું કે દ્વેષ પોષાય છે એ સાચું હોય તોપણ એવા દ્વેષને દૂર કરવાનો રસ્તો એ જ છે કે એ દ્વેષને ધૂંધવાવા દઈને આંધળા ઝીનાની વૃત્તિએ પહોંચવા ન દેતાં તેને મર્યાદામાં રહીને વહી જવા દેવો. જ્યાંસુધી પ્રજાની લાગણીઓ ફાવે તેમ તરછોડાતી રહે, તેમની પ્રત્યે તિરસ્કાર અને ઘણાને પ્રયત્નપૂર્વક પોષવાનું ચાલુ રહે, ત્યાંસુધી હું શું કે બીજો કોઈ શું—કોઈ પણ વ્યક્તિ પ્રજાના અંતરમાં

પોષાતા ઝેર અને વેરની વૃત્તિને સર્વથી નિર્મૂળ કરવાની આશા રાખી શકે નહિ. એક બાજુથી હિંદી પ્રજાની પવિત્રમાં પવિત્ર લાગણીઓને તિરસ્કારપૂર્વક ઠોકરે મારતા જવું અને બીજી બાજુએ હાવકા બનીને દ્વેષ અને વેર ન રાખવાનો હિંદને ધર્મોપદેશ સંભળાવવો એ કેવળ દિલ્લગી છે. હિંદુસ્થાન અત્યારે નિર્બળ છે, વિવશ છે; અને તેથી પોતાને ઘૃણાની નજરે જોનાર, પોતાને પેટે ચલાવનાર, પોતાની નિર્દોષ સ્ત્રીઓના બુરખા ઉંચકનાર, પોતાનાં કુમળાં બાળકો પાસે એની પશુસત્તાની આણ મનાવવા સારૂ દહાડામાં ચાર વાર એના વાવટાને સલામો કરવાની ફરજ પાડનાર 'દૈત્યને' ધિક્કારીને એ પોતાની વિવશતા પ્રગટ કરે છે. અસહકાર પ્રજાને આવી વિવશતામાંથી ઉગરી જઇ સબળ અને સ્વાશ્રયી બનાવવા, તેમનામાં વરસી રહેલા ઝેરને દયા અને કરુણામાં ફેરવી નાખવા મથી રહ્યો છે.

૫૯. એવું સબળ અને સ્વાશ્રયી હિંદુસ્થાન બૉસવર્થ સ્મિથોને અને કર્નલ જૉન્સનોને ધિક્કારવાની તસ્દી નહિ લે; કારણકે તે વખતે તેવાઓને સજા કરવાનું તેમ તેમની દયા ખાઇ તેમને ક્ષમા કરવાનું પણ તેનામાં બળ હશે. આજે તો તેનામાં નથી સજા આપવાનું બળ કે નથી ક્ષમા કરવાનું; એટલે એ નિરુપાયે ઝેરનું સેવન કરી રહ્યું છે. જો મુસલમાનો આજે સબળ હોત તો અંગ્રેજોને ધિક્કારવાની પરવા ન કરત, પણ હથિયારથી હિસાબ કરી લઇને ઇસ્લામનાં પવિત્ર સ્થળોને તેમની પાસેથી પાછાં ખૂંચવી લેત. હું જાણું છું કે જે અલી-બિરાદરો ઇસ્લામના માન અને ઇજ્જતની ખાતર જ જીવે છે, અને એ માન અને એ ઇજ્જતની ખાતર કોઇ પણ ક્ષણે પોતાની જાન કુરબાન કરવા તૈયાર છે, તેઓ પોતે પણ જો અંગ્રેજો ખિલાફતના મામલામાં ન્યાય આપે (જે કરવું તેમના હાથમાં છે) તો આજે જ હવે પછીના અંગ્રેજો જોડે દોસ્તીનો હાથ લંબાવતાં લેશ મનમાં આણશે નહિ.

૬૦. મારૂં અંતર્ તો એ જ સાક્ષી પૂરે છે કે આ આખી લડતમાં અંગત તત્ત્વ એવું કશુ છે જ નહિ. જો અંગ્રેજો પોતાની ભલમનસાઇ, વફાદારી અને હિંદ પ્રત્યેની નિષ્ઠા સાબિત કરી આપે તો હિંદુ-મુસલમાન બન્ને આજ તેમના ઉપર ઇશ્વરી આશીર્વાદ માગવા તૈયાર થઇ જાય એમ

છે. અસહકાર દૈવી શસ્ત્ર છે. હિંદને શુદ્ધ કરવા સબળ અને સમર્થ બનાવવા એ સર્જાયું છે. આજનું નિર્બળ અને નિરાધાર હિંદ જેમ દુનિયાને રોગ સમાન, છે તેમ એવું સબળ હિંદ આખી દુનિયાને ટેક રૂપ થઇ પડશે. હિંદી સિપાઇઓ અનિચ્છાએ પણ તુર્કોનો નાશ કરવામાં ભાગીદાર બન્યા છે અને આજે મહાન્ આરબ પ્રજાના આશાભર્યા યુવાનવર્ગનો નાશ કરી રહ્યા છે. મને ખરેખર જ એવો એક પણ વિગ્રહ યાદ નથી આવતો જેમાં બ્રિટિશ સરકારે હિંદી સિપાઇઓનો ઉપયોગ દુનિયાના—મનુષ્ય જાતિના—કલ્યાણ માટે કર્યો હોય. અને છતાં યે પોતાને ક્ષત્રિય માનનારા આપણા દેશી રાજાઓ પોતે અંગ્રેજોને વફાદારીપૂર્વક આપેલી કિંમતી મદદોના અભિમાનભર્યા ઉલ્લેખો કરતાં કદિ થાકતા જ નથી ! આથી વધુ શરમની વાત બીજી કઇ હોઇ શકે ? આથી વધારે આપણી અધોગતિ બીજી કેવી હોઈ શકે ?

૬૧. 'અસહકાર તવંગર માણસ સિવાય બીજા કોને ફાયદો કરે છે ? અસહકારમાં તોફાન અગર લડાઇ થાય તો કયા કયા વર્ગ તોફાનમાં જોડાશે ?' આવા સવાલો કેટલાકને થાય છે. અસહકાર જો ગરીબોને ફાયદો કરનાર ન હોય તો કોઇને ફાયદો ન જ કરી શકે. અસહકાર કોઇ પણ યોગ્ય સંસ્થા કે વ્યક્તિને નુકસાન પહોંચાડ્યા સિવાય બધાને ફાયદો કરનારૂં શસ્ત્ર છે. ગરીબમાં ગરીબનો હક્ક જાળવનારૂં એ હથિયાર છે.

૬૨. અસહકારમાં તોફાન કે લડાઇ થાય જ નહિ ત્યાં કોણ જોડાશે એવો સવાલ જ પૂછાય નહિ. જો તોફાન કે લડાઇ જાગે તો અસહકાર રહ્યો નહિ, તે બંધ થયો. જો દેશમાં તોફાન વ્યાપે તો અસહકારનો દેશે ત્યાગ કર્યો ગણાય. આ બે પરસ્પર વિરોધી વસ્તુ છે. જો તોફાન જાગે તો ક્ષણભર બદમાશોને ફાયદો થયો તેઓ સમજે. એમ જ દુનિયામાં સદાકાળ ચાલતું આવ્યું છે. તેઓ ભૂલી જાય છે કે આ લડાઇ ધર્મની છે, શુદ્ધ થવાની છે, ઇશ્વરથી ડરવાની છે, મનુષ્યનો ભય છોડવાની છે.

૬૩. વળી અસહકારના એકે સૂત્રમાં કઠણ ત્યાગ નથી. અસહકારનો ત્યાગ સહેલો છે; અને જનસ્વભાવથી વિરુદ્ધ નથી; તેથી જ તેને પ્રજાએ વધાવી લીધો છે એમ માનું છું. મુખ્ય સૂત્ર તો હિન્દુ–મુસલમાનની એકતા, અશાંતિના પ્રસંગો આવે ત્યારે પણ શાંતિની સ્થિતિ, પરદેશી વસ્ત્રનો સર્વથા

ત્યાગ, રેંટિયો અમુક વખત હમેશાં ચલાવવો, યથાશક્તિ દાન આપવું, ભંગીને ભાઇ ગણવો, દારૂ–વ્યભિચારનો ત્યાગ કરવો ઇત્યાદિ છે. આમાં હું ક્યાં યે સંન્યાસ નથી જોતો. જે બીજી પ્રજાઓ નથી કરી શકી તે મેં માગ્યું જ નથી. શાંતિ એ કદાચ નવી વસ્તુ ગણાશે. પણ શીખોએ તેની મર્યાદિત સાધના કરી બતાવી છે. ઉંડે ઉતરતાં જોવામાં આવશે કે ઘાયે સમયે અંગ્રેજોએ પણ શાંતિનું પાલન કર્યું છે. મેં તો ત્યાંસુધી કહેલું છે કે શાંતિને પૉલિસી–એક સમયને લગતું હથિયાર–સમજીને તેનો આપણે ઉપયોગ કરીશું તોપણ આપણે જીતીશું. મારી કલ્પનામાં શાંતિ એ સબળનું–શુદ્ધ ક્ષત્રિયનું–હથિયાર છે. પણ આપણે ભલે તેને દુર્બળનું હથિયાર ગણીએ તોપણ શસ્ત્રબળ અત્યારે અસંભવિત જાણીને હિન્દુસ્થાન જો મરવાનો જ મંત્ર સાધે, મારવાનું મેલી દે તો આજે સ્વરાજ્ય લઇ શકાય તેમ છે.

૬૪. મને તો લાગે છે કે દક્ષિણ આફ્રિકામાં જે જે કંઇ બન્યું તે બધું અહિંની લડતમાં પણ બને તો નવાઇ નહિ. તેમ ન બને તે જ કંઇક નવાઇ લાગે. દક્ષિણ આફ્રિકાની લડત એકમતે પસાર થયેલા ઠરાવના પાયા ઉપર શરૂ થયેલી. જ્યારે પહેલી ઝુંબેશ જામી ત્યારે મોટો ભાગ મોળો પડ્યો. માત્ર ૧૫૦ જણ જેલના ઉમેદવાર બનવા સારૂ બાકી રહ્યા. પછી વચમાં માંડવાળની વાત ચાલી. વળી ભંગાણ પડ્યું, વળી પાછી લડત જામી. અમે થોડા સિવાય કોઇને લાગતું નહોતું કે આ આંગળીને ટેરવે ગણાય એટલા લડવૈયાઓનો સાથ દેવા અણીને વખતે કોઇ નિકળી આવે. બસ, લડતનો છલ્લો અંક સોળ જેલના જાત્રાળુ સ્ત્રી–પુરુષોથી થયો. પણ લડતનો આરંભ થયો ન થયો એટલામાં એકાએક શું થયું? જોતજોતામાં આખી હિન્દી કોમ સમુદ્રનો જુવાળ ઉઠે તેમ ઉઠી. કશી યોજના વગર, કશા પ્રયાસ વગર કે તજવીજ વગર, લગભગ ચાળીસ હજાર હિન્દીઓએ જેલ માગી. લગભગ દશ હજાર તો જેલ પ્રત્યક્ષ પામ્યા પણ ખરા. પરિણામ આવ્યું તે દુનિયા જાણે છે. હિન્દી કોમની તે ઘડીની બધી માગણીઓ પૂરી કરવામાં આવી. આપભોગની કડક તાલીમના ફળ રૂપે એક વગરલોહીની ક્રાંતિ બનવા પામી.

૬૫. હિન્દની પ્રજા એથી ઓછું કરશે એમ માનવાની હું ના પાડું છું. હિન્દના આ સ્વચ્છ આકાશમાં હાથના અંગુઠા જેવડું વાદળું ક્ષિતિજ

ઉપર દેખાય પણ એ કઇ વેળાએ દશે દિશાઓને ઘેરી વાળીને તૂટી પડશે એ કોણ કહી શકશે? આખું હિન્દુસ્થાન અસહકારની પ્રવૃત્તિમાં પ્રત્યક્ષ કાર્યથી ભળવા ક્યારે તૈયાર થશે એ હું નથી કહી શકતો. પણ એટલું હું અવશ્ય કહીશ કે જે શિક્ષિતવર્ગોને મહાસભાએ પ્રવૃત્તિમાં ભળવા આમંત્રણ કર્યું છે તે વર્ગો એક દિવસ અવશ્ય જવાબ વાળશે અને તે પણ હિંદુસ્થાનના નામને શોભાવે એવી રીતે.

૬૬. પણ આમ બનો યા ન બનો. પ્રજાની પ્રગતિને કોઇ પણ એક વ્યક્તિ કે વર્ગ ન જ રોકી શકે. અજાણ કારીગરો, સ્ત્રીઓ, રસ્તે ચાલનાર મજુર, સૌ કોઇ આ પ્રવૃત્તિમાં ભાગ લઇ રહ્યા છે. શિક્ષિતવર્ગોને કરેલા આમત્રંણે આ આમવર્ગને રસ્તો કરી આપ્યો છે. બકરાં અને મેઢાં જૂદાં પડવાં જરૂરી હતાં જ. શિક્ષિતવર્ગોની પણ કસોટી થઈ જવાની જરૂર હતી. આરંભ પણ એ શિક્ષિતવર્ગોને હાથે અને તેમની મારફત થવો જરૂરી હતો. અસહકારની પ્રવૃત્તિ ઇશ્વરકૃપાથી અત્યારસુધી સ્વાભાવિક માર્ગે જ ધપ્યે ગઇ છે.



# ૧૧. અસહકારનું ભાવિ.



૧. અસહકારની પ્રવૃત્તિ ધાર્મિક પાયા ઉપર ખડી થયેલી છે. ઇશ્વરથી ડરીને ચાલનારા માણસમાત્રનો સર્વોપરી ધર્મ એટલો જ છે કે પાપથી નાસીને દૂર જવું, એમાં પરિણામનો વિચાર બિલકુલ આડે આવવા જ ન દેવો જોઇએ. સત્કાર્યનું ફળ હંમેશાં શુભ જ આવે, બીજું આવી શકે જ નહિ, એવી અને અચલિત શ્રદ્ધા હોય, એ જ મારે મન ગીતાના નિષ્કામકર્મવાદનો પણ મર્મ છે. ઇશ્વર માણસને ભવિષ્યમાં ડોકિયું કરી જોવા નથી દેતો. એણે તો સત્યને જ શ્રદ્ધાપૂર્વક અનુસર્યાં કરવું રહ્યું; પછી એવા અનુસરણમાં જીવનું જોખમ પણ ભલે હોય. એ જાણે છે કે એ સ્વધર્મના માર્ગમાં મરણ પણ શ્રેયસ્કર છે. સેતાનને વેચાઇને જીવવા કરતાં ઇશ્વરને માર્ગે મરણ હજાર દરજ્જે બહેતર છે. માટે જે જે કોઇ માને છે કે આ સરકાર સેતાનના પંથનું પ્રતિનિધિ છે તેને માટે એ સરકારનો સંગ તજી અળગા થવા સિવાય બીજો રસ્તો નથી.

૨. છતાં વાદને ખાતર ઘડીભર માની લઇએ કે અંગ્રેજો હિંદુસ્થાન તજી ગયા અને હિંદુસ્થાનમાં અશુભમાં અશુભ સ્થિતિ ઉભી થઇ. એ દશામાં પઠાણોએ કે ગુરખાઓએ હિંદ પર ચડાઇ કરી અગર લૂંટફાટ કરી એમ માનીએ તો યે શું એ એટલી કલ્પના બહારની અસહ્ય વસ્તુ છે ? મારે હિસાબે તો અત્યારે સરકાર હિંદુસ્થાનનો જે શારીરિક અને નૈતિક શક્તિપાત અહોરાત્ર કરી રહી છે તેને મુકાબલે એ સ્થિતિમાં પઠાણો કે ગુરખાઓનાં એવાં ચાર દહાડાનાં ધીંગાણાંની સામે થવા આપણે અવશ્ય વધુ સમર્થ હોઇશું.

૩. શરીરબળને હિસાબે તો એક થયેલા હિંદના રજપુતો, શીખો અને મુસલમાન યોદ્ધાઓના સામટા બળને એક દિશાનાં કે ચારેમેરથી પણ ચડી આવનારા લૂંટારાઓનાં ગાડાંઓ સામે સફળતાપૂર્વક થઇ શકવા પૂરતું શ્રેય

જરૂર આપી શકાય, છતાં એથી યે અશુભ કલ્પી લઇએ. અશુભમાં અશુભ કલ્પીએ કે જાપાન બંગાળના ઉપસાગરમાંથી આવી લાગે, ગુરખાઓ ઉત્તરમાંથી ઉતરી પડે અને પઠાણોનાં ધાડાં વાયવ્ય સરહદો પરથી ચડી આવે, એ સ્થિતિમાં પણ કાં તો અમે તેમને મારી હઠાવીશું અને નહિ હાંકી મૂકી શકીએ તો તેમની જોડે શરતો કરી લઇશું અને વહેલામાં વહેલી તકે હાંકી કહાડીશું. ગમે તેમ કરીશું તો યે આજની નાદારી અને આ પાપી રાજ્યની ગુલામગીરીના કરતાં તો તે વખતનો ગમેતેવો છતાં તે રસ્તો વધારે જ મર્દાનગીભર્યો હશે એ વિષે મને કશો જ શક નથી.

૪. પણ એવું અશુભ કલ્પવાની જ હું ના પાડું છું. જો અસહકારની પ્રવૃત્તિ સફળ થાય તો તો અંગ્રેજો અહિં રહે કે જાય. જે કંઈ કરશે તે બધું મીઠે મોંડે મિત્ર તરીકે, બે ભાગીદારો વચ્ચે કરારનો અમલ થાય તેવી રીતે, રીતસર અને વ્યવસ્થાપૂર્વક કરવાના. મનુષ્યસ્વભાવમાં રહેલી કુદરતી સાલસાઇમાં—પછી તે અંગ્રેજોમાં જોવા જાઓ કે બીજી કોઈ પણ જાતિમાં—હજુ યે મને શ્રદ્ધા છે. અંગ્રેજો ‘રાત લઇને’ અહિંથી ભાગે અને સવારમાં ઉઠતાં આપણને વૈદર્ભીની પેઠે વલવલવાનો વારો આવે એ હું નથી માનતો.

૫. વળી ગુરખાઓ કે અફઘાનો પણ ન્યાય કે નીતિની વાત કાને પણ ન ધરનારા કે તેની આભડછેટ માનનારા હાડના ચોર લૂટારા છે અગર તો તેમની પણ આત્મશુદ્ધિ કરવાના પ્રયત્નને કશો જવાબ વાળવાની શક્તિ વગરનાં જડ પ્રાણીઓ છે એમ પણ મારે શાસારૂ માની લેવું? જો હિંદ પોતાની પુરાણી ધાર્મિકતા પાછી જીવનમાં આણી શકશે તો પાડોશી કોમો ઉપર પણ તેની અસર પડવાની જ. તે આ સશક્ત પણ ગરીબ પહાડી કોમોના ઉદ્ધારના માર્ગ શોધવામાં રસ લેતું થશે અને તેમનાથી ડરીને નહિ પણ પાડોશી તરીકે પોતાનો ધર્મ સમજીને પ્રસંગ પડ્યે તેમને ચાર દહાડા પાળશે—પોષશે પણ ખરૂં. જાપાનની જોડે તો તેણે અંગ્રેજોની સાથે સાથે જ હિસાબ કરી લીધો હશે. હિંદ જાપાનમાં બનનારી એક પણ વસ્તુ વાપરવાને પાપ માનતું થઇ ગયું હશે, તો જાપાન હિંદ ઉપર સવારી કરવાનો ખ્યાલ સરખો મનમાં નહિ લાવે. એને ખાવાપીવા અને પહેરવા પૂરતું છે. આપણે પરદેશો પર આધાર રાખતા બનીને તેમનામાં આપણે

માટે લોભ અને તૃષ્ણા પેદા કરીએ તો જ તેમને આપણા ઉપર ચડાઈ કરવાનું આપણે કારણ આપીએ. આપણે એવા કોઇ પણ દેશના આશ્રિત બનવાનું છોડી દઇએ એટલે બસ.

૬. આમ અંતે હિંદ અહિંસાથી સફળ થવા નિર્માયું હો કે હિંસાથી; ગમે તે સ્થિતિમાં પણ આપણું ભવિષ્ય શોચનીય નથી જ નથી. અને મારે મન તો એવું ગમે તે ભવિષ્ય સુદ્ધાં અત્યારની નામર્દાઈ અને નાદારીની હાલતના કરતાં તો ઓછું જ કાળું હશે. તેથી આપણે ઉઠાવેલી અહિંસા અને આપભોગની આ ખુલ્લી અને સંપૂર્ણ પ્રામાણિક ખાનદારીભરી લડતમાં શ્રદ્ધાપૂર્વક નિર્ભય અને અડગ બનીને આગળ ધપ્યાં જવા જેવો ઉત્તમ બીજો એકે રસ્તો આપણે માટે નથી એમ જ મારૂં મન સાક્ષી પૂરે છે.



# અસહકાર.

(દ્વિતીય વિભાગ)

# અસહકારની તૈયારી.

(દ્વિતીય ખંડ)

## ૧૨. ત્રણ મોહ.

૧. હું જોઉં છું કે લોકોને સરકારી નિશાળોનો, વકીલાતનો અને ધારાસભાનો ભારે મોહ છે. નિશાળો વિના છોકરા રખડશે, વકીલાત વિના ન્યાય નહિ મળે અને વકીલો ભૂખે મરશે, અને ધારાસભા વિના પ્રજાનો કારભાર નહિ ચાલે એવો ભ્રમ જ્યાંસુધી રહેશે ત્યાંસુધી નથી ખિલાફતનો ઉકેલ થવાનો કે નથી પંજાબનો મામલો સીધો થવાનો. સરકાર પોતાનાં કાણુ અને બળ વધારતી જશે.

૨. સરકારી નિશાળમાં જે જ્ઞાન મળે છે, તે મેળવવાની આપણામાં શક્તિ આવવી જોઇએ. ડિગ્રીનો મોહ જવો જોઇએ. ઘરમેળે ઇન્સાફ કરાવવાની આવડત આપણામાં હોવી જોઇએ. સરકારી અદાલતોમાં હંમેશાં ઇન્સાફ મળે જ એવું તો નથી. મુન્સફો વિગેરે લાંચ લેતા પણ જણાયા છે; ભૂલથી, અજ્ઞાનથી ગેરઇન્સાફ કરતા પણ જણાયા છે. પ્રીવી-કાઉન્સિલ સુધી જતાં પણ અન્યાય કાયમ રહ્યા જણાયા છે. તો પછી ઘરમેળે તે ન મળે એટલું સહન કરવા ઉપરાંત બીજો ગજબ કંઇ અદાલતોના ત્યાગથી નથી થવાનો, અને વકીલો વિનાના બીજા પણ પોતાની આજીવિકા મેળવે છે,

એમ માની વકીલો ધીરજ રાખી બીજી રીતે પોતાની આજીવિકા મેળવી શકે છે. ધારાસભાનો મોહ સર્વથી વિશેષ જોવામાં આવે છે, છતાં એ મોહ સમજવો મુશ્કેલ છે. જેઓને સરકાર પાસેથી ન્યાય મળવાની આશા છે તેવાને તો હું કંઈ નહિ કહી શકું. દારૂથી ફાયદો સમજનારની પાસે દારૂ છોડાવવાનો પ્રયત્ન મિથ્યા છે. પણ ઘણા તો સરકારને વિષે મારાથી પણ ઓછી શ્રદ્ધા રાખનારા છે. તેઓને તો શ્રદ્ધા અસલથી જ ન હતી, આજે નથી; તેઓ કેમ ધારાસભાથી લોભાય છે એ મારી સમજ બહાર છે.

૩. જે સરકાર અન્યાયની છેલ્લી હદ સુધી પહોંચી જાય તેને હાથે મળેલું માન આપણે માન ગણીએ, તેની નિશાળમાં આપણે ભણીએ તેની અદાલતોમાં આપણે વકીલાત કરીએ તો તેના કામથી આપણને અસંતોષ થયો છે એવું આપણે કઇ રીતે બતાવી શકીએ ?

૪. કોઇ લખે છે કે થોડા જ માણસો પોતાના ઇલ્કાબ છોડે અને બીજા થોડા પોતાનાં છોકરાંને નિશાળમાંથી ઉઠાડી મૂકે તથા બે ચાર વકીલ વકીલાત કરતા બંધ રહે, તેની અસર સરકાર પર શી પડવાની હતી ! આ શંકા યોગ્ય ન ગણાય. જો અન્યાયી સરકારને મદદ કરવી કે તેની પાસેથી કંઇ મહેરબાની લેવી એ આપણે પાપ સમજતા હોઇએ તો આપણે થોડા હોઇએ કે વધારે, છતાં આપણે તે મદદ અથવા મહેરબાનીનો ત્યાગ કરવો જોઇએ. વળી વધારેની પાસે ત્યાગ કરાવવાનો સીધો રસ્તો પણ એ જ છે.

૫. દુનિયામાં કોઇ સુધારા એકાએક બધાઓએ કબૂલ નથી કરેલા હોતા. હંમેશાં થોડાથી શરૂઆત થાય છે અને જ્યારે થોડાની દઢતાને ઘણા જોઇ લે છે ત્યારે તેનું અનુકરણ કરે છે. બધા કરશે ત્યારે જ આપણે અમુક કામ કરીશું એવો વિચાર રાખવાથી ઘણી વેળા સુધારા અટકી પડે છે, હંમેશાં વિલંબ લાગે છે અને કોઇ વેળા તેમ અટકી જવાથી ઘણું નુકસાન થાય છે. વળી બધાની કે ઘણાની રાહ જોવી એ આપણા કર્તવ્યને વિષે આપણા અણુવિશ્વાસની નિશાની છે.

૬. જો આપણે એક પ્રજા હોઇએ તો એક પણ પંજાબીને પેટે ચાલવું પડયું તે હિંદુસ્થાન પેટે ચાલ્યા બરોબર છે એમ માનીએ. પાપનું પ્રાયશ્ચિત્ત કર્યા વિના સરકારને લોકોની પાસેથી સહકાર માગવાનો હક્ક નથી. લોકોથી સરકારની મહેરબાની ગ્રહણ થાય નહિ.

૭. ઇલ્કાબદારો અને વિદ્યાર્થીઓએ અસહકારના ઉપદેશને ઝાઝી દાદ ન દીધી તેમ જ નવી કાઉન્સિલો માટે પૂરતા માણસો મળી ગયા એવી કલ્પના સરકારને સાંત્વના આપી શકતી હોય તો તેવી સાંત્વના મેળવવાનો તેમને પૂરેપૂરો હક્ક છે. બીજી બાજુએ ખિતાબદારો, શાળાકૉલેજો અને અદાલતોના અસહકારમાં વધુ લોકો જોડાવા જોઇતા હતા એમ અસહકારીઓ કબૂલ કરે છે, છતાં ખિતાબો, શાળાકૉલેજો અને અદાલતોની અસહકારને લીધે જે નામોશી થઇ છે અને પ્રજા એ વસ્તુઓને આટલા દિવસ જે પૂજી રહી હતી તે ભ્રમણામાંથી ઉગરી ગઈ છે એટલું પણ અસહકારીઓને રાજી થવા બસ છે. વકીલાત ન છોડેલા વકીલો અને ઇલ્કાબ ન છોડેલા ઇલ્કાબદારો આજે પ્રજાકીય આગેવાનો થઇ શકે તેવું રહ્યું નથી એટલાથી જ અસહકારીઓ સંતુષ્ટ છે. કાઉન્સિલો, શાળાકૉલેજો અદાલતો ઇત્યાદિ જે જે સંસ્થાએ ઉપર દરેક સરકારની પ્રતિષ્ઠા બંધાયેલી હોય છે તે પ્રતિષ્ઠા તૂટી પડે એટલો પ્રજામત તૈયાર થાય એ નાનીસૂની સફળતા નથી. તેઓ એ પણ જૂએ છે કે જેઓ ઇલ્કાબો, વકીલાત અગર શાળાકૉલેજો છોડી શક્યા નથી તેઓ પણ મનથી તો અસહકારીઓ જ છે અને પોતાનામાં જોઇએ તેટલું મનોબળ નથી એ કબૂલ કરે છે.

૮. ખિતાબદારો ખિતાબો રાખી રહ્યા છે, તે તેમને એ ગમે છે એટલા સારૂ નહિ, પણ તેમનામાં પોતાનાં ધનવૈભવ ખોવાનું જોખમ ખેડવા જેટલી હિમ્મત નથી એટલામાટે. મને એકથી વધુ એવા દાખલાઓની ખબર છે જેમાં જાગીરદારોને તેઓ સરકારના આશ્રિત રહેવું છોડી દે તો તેમની જાગીરો જપ્ત થવાની ધમકી મળેલી છે. બીજા પણ અનેક એવા લોકોને હું જાણું છું જેઓ પોતાના રોજગારને ધક્કો પહોંચવાની બીકથી જ પોતાના ખિતાબો અગર સરકારી માનપાનને પકડી રહ્યા છે. આટલે સુધી સરકારનો દોર અસર કરે છે. પણ આ વર્ગના લોકો સુદ્ધાં જે રાજ્યતંત્રની હેઠળ પોતાને બે–પાંચ લાખ રૂપિયા મળવા છતાં બીજી બાજુએ દેશના કરોડો રૂપિયા કશા વળતર વગર દેશની બહાર તણાઇ જાય છે એ રાજ્યતંત્રને દફનાયેલું જોઇ રાજી જ થાય એ વિષે મારા મનને શંકા નથી.



# ૧૩. ચાંદોનો ત્યાગ.*



૧. દક્ષિણ આફ્રિકામાં ભૂતદયાના કાર્ય માટે આપની અગાઉના નામદાર વાઇસરૉય સાહેબે મને એનાયત કરેલા કૈસરે હિન્દનો સુવર્ણપદક, ૧૯૦૬ ની ઝુલુ વૉરમાં હિન્દી સ્વયંસેવકોની ઍમ્બ્યુલન્સ ટુકડીના અમલદાર તરીકે મેં બજાવેલી સેવા માટે મળેલું વૉર મેડલ, તેમ જ સને ૧૮૯૯–૧૯૦૦ ની બોઅર લડાઇમાં ઘાયલોની ડોળી ઉચકનારા હિન્દી સ્વયંસેવકોની ટુકડીના આસિસ્ટન્ટ સુપરિન્ટેન્ડન્ટ તરીકે મેં બજાવેલી સેવાઓ માટે મને એનાયત કરવામાં આવેલું બોઅર વૉર મેડલ આજથી શરૂ થતા ખિલાફતને લગતા અસહકારના નિશ્ચયને અનુસરીને હું દુ:ખિત અંતઃકરણે આપને પાછા મોકલું છું. આ ચાંદોને મેં કિંમતી માન્યા છે, પણ મારા મુસલમાન ભાઇઓ દુભાયેલી ધાર્મિક લાગણીના અન્યાયથી જ્યાંસુધી ઉદ્વિગ્ન છે ત્યાંસુધી એ ચાંદોને વગરસંકોચે હું પહેરી શકું તેમ નથી. પંજાબ–ખિલાફતના બનાવોથી મારી ખાત્રી થવા માંડી છે કે ખિલાફતની બાબતમાં વડી સરકારે કશો આંચકો ન ખાતાં ભારેમાં ભારે અનીતિ અને અન્યાય કર્યા છે એટલું જ નહિ, પણ કરેલી અનીતિનો બચાવ કરવાને સારૂ નિત્ય નવા અન્યાય કરતી જાય છે. આવી સરકાર પ્રત્યે હું માન કે પ્રેમ ન જ ધરાવી શકું.

૨. પંજાબના સવાલની બાબતમાં આપની તેમ જ વડી સરકારોએ અખત્યાર કરેલું વલણ મારા ગંભીર અસંતોષમાં વધારો જ કરાવે છે. આપની જાણબહાર નહિ જ હોય કે કૉંગ્રેસની વતી પંજાબના જૂલમોની તપાસ કરનારા કમિશનરોમાંનો હું એક હતો. અને મારો ચોક્કસ અભિપ્રાય છે કે સર માઇકલ ઓડવાયર પંજાબના ગવર્નરના ઓદ્ધાને માટે તદ્દન નાલાયક માણસ હતો; તેમ અમૃતસરમાં લોકોનાં ટોળાંની

* સરકારી ચાંદા પાછા મોકલતાં નામદાર વાઇસરૉયને લખેલો પત્ર.

ઉશ્કેરણીને માટે પણ એ જ મુખ્યત્વે કરીને જોખમદાર હતો. અલબત્ત લોકોએ કરેલા અત્યાચારો અક્ષમ્ય હતા. પાંચ અંગ્રેજોનાં ખૂન, મિસ શિયરવુડ નેપરનો હૂમલો તથા લૂંટફાટ અત્યંત શોચનીય અને અનુચિત હતાં; પણ તેની સામે જનરલ ડાયરથી માંડીને મલીકખાન સુધીના ગોરા અને કાળા અમલદારોએ જે પગલાં લીધાં તે લોકોના અપરાધને મુકાબલે બધા પ્રકારની હદ બહારનાં અને તેની ક્રૂરતા અને રાક્ષસીપણામાં આજના જમાનામાં જેનો કયાં યે જોટો ન મળી શકે એટલાં દુષ્ટ હતાં. આ અમલદારોના અપરાધો તરફ આપે કરેલો ઢાંકપીછોડો, સર માઇકલ ઓડવાયરનો આપે કરેલો બચાવ, મી. મૉન્ટેગ્યુનો ખરીતો અને સૌથી છેલ્લે ઉમરાવોની સભાએ પંજાબ વિષે દર્શાવેલું અજ્ઞાન, તેમ જ હિંદીઓની લાગણીઓ પ્રત્યે દર્શાવેલો હડહડતો તુચ્છકાર—આ બધા બનાવોએ મને સામ્રાજ્યના ભાવિ વિષે અત્યંત શંકાશીલ કરી મૂકયો છે, ચાલુ સરકારથી મને છેક વિખૂટો પાડી દીધો છે અને આજસુધી એકનિષ્ઠપણે સરકાર જોડે હું ખરા દિલથી સહકાર કરતો આવ્યો તેમ કરતા રહેવાને મને તદ્દન અસમર્થ બનાવી દીધો છે.

૩. મારા નમ્ર અભિપ્રાય મુજબ અરજીઓ, ડેપ્યુટેશનો ઇત્યાદિ હંમેશનાં સાધનો દ્વારા હિન્દી સરકાર જેટલી કર્તવ્યમૂઢ બનેલી સરકારની આંખ ઉઘાડવી અસંભવિત છે. યુરોપના દેશોમાં ખિલાફત અને પંજાબ જેવા મહાઅન્યાયો પર આવો ઢાંકપીછોડો કરવામાં આવ્યો હોત તો કે'દહાડાની યે રાજ્યક્રાંતિ થઇને લોહીની નદીઓ વહી હોત. લોકો શિર સાટે પણ કેવળ પશુબળના જોરથી પ્રજાને નામર્દ કરી મૂકવાના આવા પ્રયત્નની સામે થયા હોત; પણ આજ અર્ધું હિન્દ આવો પ્રતિકાર કરવાને અતિ નિર્બળ છે, અને બાકીનું અર્ધું અનિચ્છુક છે. આથી સરકારથી અલગ થઈ જવા ઇચ્છનારાઓને તેમ કરવાનો રસ્તો કરી આપનાર અસહકારનો માર્ગ ગ્રહણ કરવાની મેં પ્રજાને સલાહ આપી છે, અને જો આ અસહકાર ખૂનામરકી વગર અને વ્યવસ્થિત રીતે પ્રજા અખત્યાર કરી શકે તો તે સરકારને નમવાની ફરજ પાડી, થયેલા અન્યાયોનું અવશ્ય પરિમાર્જન કરાવી શકે એવો મને વિશ્વાસ છે. પણ લોકો આવશે ત્યાંસુધી પણ એમને સાથે લઇ આવો અસહકાર ચાલુ કરવા છતાં હજુ

પણ હું ઉમેદ રાખ્યે જ જઈશ કે હજી યે આપ ન્યાય કરવાનો કંઈક માર્ગ કહાડશો. હું આપને માનપૂર્વક વિનંતિ કરૂં છું કે આપ પ્રજાના આગેવાન તરીકે જાણીતા લોકોની એક પરિષદ્ બોલાવશો અને તેમની જોડે મસલત કરીને મુસલમાનોને રાજી કરવાનો તેમ જ દુઃખી પંજાબના નુકસાનની ભરપાઈ કરવાનો માર્ગ કહાડશો.



# ૧૪. ધારાસભાનો બહિષ્કાર.



૧. જેની દાનત ખરાબ છે, જેને જાણીજોઇને ન્યાય નથી કરવો, જેના હૃદયમાં પ્રજાનો તિરસ્કાર છે એવી આપણી ખાત્રી થઇ છે, તેણે યોજેલી યોજનામાંથી આપણે શું મેળવવાના હોઇએ ? કડવીના વેલામાંથી મીઠાં ફળની આશા જ કેમ રખાય ?

૨. મુખ્ય સવાલ એ છે. કાઉન્સિલમાં જઇને હંમેશાં સામે થવું કે કાઉન્સિલમાં મુદ્દલ ન જ જવું ? પજવણીથી કોઈ લડવૈયા હારે નહિ. અંગ્રેજ લડનારા છે. કાઉન્સિલમાં પજવણી કરવી એટલે શું ? લાંબાં અને તીખાં ભાષણો કરવાં, ગાળો પણ દેવી, અને આપણા વોટની–મતની જરૂર જણાય ત્યારે તે ન આપવા. જેઓ એમ માને કે આવા ઉપાયોથી સરકાર હાંરી જાય, તેઓએ રાજ્યબંધારણનો અભ્યાસ જ કર્યો નથી. આવી પજવણીથી ઝીણી ઝીણી ચીજો આપશે પણ તત્ત્વ કદિ નહિ આપે.

૩. એ તો ખુલ્લું છે કે પ્રજામતને અધીન થઇને ચાલનારી ધારાસભા નથી પણ સત્તામતને અનુસરનારી છે, એમ આપણે જોઇ શકીએ છીએ. કોઇ એમ ન માને કે આજના જે સભાસદો તે ધારાસભામાં છે તેના કરતાં કોઇ બીજા અસહકારી જ હોત તો વળી વધારે સારૂં પરિણામ આવત. તેઓના પણ એ જ હાલ થાત. કદાચ ધારો કે તેમાં બીજા બધા સભાસદોનો એક મત થાય, તો યે સત્તા ધાર્યું જ કરત. સત્તાનો મદ જ્યાંસુધી ગયો નથી, ત્યાંસુધી ધારાસભામાં પેઠેલા એક પણ સભાસદથી કંઈ જ ન થાય. ધારાસભા અને સત્તા એ નોખી વસ્તુ હોય ત્યાંસુધી બીજું પરિણામ જ ન સંભવે.

૪. લશ્કર અને પોલિસની ઉપર જ્યાંસુધી આપણો કાબુ નથી ત્યાંસુધી આપણે પરાધીન જ રહેવાનું રહ્યું.

૫. આજની આપણી જે જીતો છે તે વડે આપણે મુખ્ય વસ્તુ ભાગ્યે જ લીધી હશે. હિન્દનો પૈસો ચાલ્યો જ જાય છે. મિલિટરીનો ભય લેશ પણ ઓછો નથી થયો. ગોરા–કાળા વચ્ચેનો ન્યાય જરા યે શુદ્ધ નથી થયો. પ્રપંચ ઓછો થવાને બદલે વધ્યો છે. રાજ્યનીતિ એક તસુભર પણ સુધરી નથી. બંનેના વચ્ચેનો સંબંધ દહાડે દહાડે નિર્મળ થતો જાય છે એમ કોણ કહેશે ?

૬. તો પછી થોડા હિન્દી ન્યાયાધીશ બન્યા, થોડાને કારોબારી કાઉન્સિલમાં પદવી મળી, થોડા ઇન્ડિયા કાઉન્સિલમાં ગયા, એક હિન્દી ઉમરાવપદ પામ્યા, તેથી શા દહાડા વળ્યા ? તેને હું લાલચ રૂપે ગણું છું. એ આપણને સૂતેલા રાખવાને સારૂ અફીણની ગોળી છે. જ્યાંસુધી ન્યાય નથી ત્યાંસુધી તેમના તરફથી મળેલું માન એ ખરૂં જોતાં અપમાન છે. આવી સીધી વાત આપણે કેમ ન સમજી શકીએ ?

૭. પજવણીથી આયર્લાંડની પ્રજા કંઈ નથી મેળવી શકી. તેને તો 'પારનેલ' જેવો લડવૈયો હતો. હવે તે પ્રજાએ હારીને ખનામરકી અખત્યાર કરી છે. આને પણ હું તો ભૂલ ગણું છું. પજવણીનું પરિણામ કંઇ નથી એટલું જ બતાવવા આયર્લાંડનો દાખલો ટાંકું છું. દક્ષિણ આફ્રિકામાં જનરલ બોથાની સમક્ષ બે રસ્તા હતા; કાઉન્સિલમાં જઇને ન્યાય માગવો અથવા તો કાઉન્સિલનો ત્યાગ કરવો. તેણે કાઉન્સિલનો ત્યાગ પસંદ કર્યો અને તે જીત્યો. તેણે મનમાનતું રાજ્યબંધારણ મેળવ્યું અને સ્વતંત્ર પ્રજાનો પ્રધાન થયો.

૮. જેઓ કાઉન્સિલોનો બહિષ્કાર કરી બહાર રહ્યા છે તેઓ પણ—જો જોનારા જોવાની દરકાર કરશે તો જોઇ શકશે કે—કાઉન્સિલોમાં રહીને પ્રજાની જે સેવા ન કરી શકત એવી સેવા બજાવી રહ્યા છે. જે થોડાઓએ ખિતાબો ત્યાગ્યા છે તેમણે ઝાંપો ભાંગ્યો છે અને બીજાઓને રસ્તો બતાવ્યો છે. ખમીર રોટીમાં ફેલાય તેમ આ બધું પ્રજામાં ફેલાતું જાય છે. આ ખાસ વર્ગોને લઇએ તો એમનામાં હવે ભાષણો દ્વારા અસહકારનો પ્રચાર કરવાની લગીરે જરૂર નથી રહી. જેમણે ખિતાબો છોડ્યા છે, શાળાકૉલેજો કે અદાલત કાઉન્સિલોનો ત્યાગ કર્યો છે તેમનું વર્તન અને તેમનું ચારિત્ર્ય જ ત્યાં ભાષણોના કરતાં વધુ અસરકારક કામ કરશે.

૯. કાઉન્સિલનો ત્યાગ કરવાથી પ્રજા ચડશે. પ્રજાને શુદ્ધ તાલીમ મળશે અને સરકારની ઉપર જ રાજ્યતંત્ર ચલાવવાનો બોજો આવી પડશે. મારી દૃઢ માન્યતા છે કે જો પ્રજાનો શિક્ષિત ભાગ જ મધલાળને છોડી પોતાની ફરજ સમજી સરકાર તરફથી મળતા દેખાતા લાભોનો ત્યાગ કરે તો રાજ્યતંત્ર એક ક્ષણભર સરકાર નહિ ચલાવી શકે. રાજ્યતંત્ર કેવળ પ્રજાની આડકતરી સંમતિથી ચાલે છે. એ રાજ્યતંત્રની સામે પ્રજા સીધી રીતે થાય ત્યારે ચાલી જ ન શકે. પ્રજાને ડરાવીને નહિ પણ ભોળવીને મુખ્ય ભાગે સરકાર રાજ્યતંત્ર ચલાવે છે. ડર છે, પણ તે છેવટનું શસ્ત્ર છે. ન્યાય છે તે રાજ્ય ચલાવવા પૂરતો છે. ન્યાય કરવો એ ઉત્તમ 'પૉલિસી' છે, તેથી ન્યાય કેટલેક ભાગે મળે છે. આપણે તો પૃથ્વી રસાતળ થાય તોપણ ન્યાય જ થાઓ એવું માગીએ છીએ.

૧૦. આ તત્ત્વ દાખલ કરાવવા સારૂ આપણે અંગ્રેજી અમલદારોનાં દિલ બદલવાની વાત આવે છે. એ બદલવાને સારૂ આપણે તેના બરોબરિયા છીએ એ બતાવવું જોઇએ. માણસ બરોબરિયો પોતાના નીતિબળથી કે શરીરબળથી બની શકે છે. શરીરબળથી એકસરખાપણું મેળવવું એ ઉતરતી પંક્તિનું સરખાપણું છે. એ પશુનીતિ છે. પણ હિન્દુને તો એ ત્યાજ્ય છે. હજારો વર્ષની આપણી તાલીમ જૂદા જ પ્રકારની છે. નીતિબળથી અંગ્રેજને વશ કરી શકાય છે એ મારી દૃઢ માન્યતા છે. હું તેમના અમલદારોના અન્યાયને વિષે કટુ લખાણ કરી ગયો છું, છતાં હું માનું છું કે જેટલી અસર નીતિબળની એ પ્રજાની ઉપર થઇ શકે છે, તેટલી અસર યુરોપની બીજી પ્રજા ઉપર નથી થઇ શકતી. કાઉન્સિલનો જ્ઞાનપૂર્વક ત્યાગ એ નીતિબળની એક અલ્પ નિશાની છે. આ ત્યાગ સહેલાઇથી થાય તેવો છે અને છતાં તે પ્રજાના પ્રતિનિધિ થવાને લાયક પુરુષોથી થવો જોઇએ તેથી મહા અસર ઉપજાવનારો છે.

૧૧. ત્યારે આપણી પાસે એક જ સુવર્ણમાર્ગ છે. જેઓ ધારાસભાને સ્વતંત્રતાનું દ્વાર માને છે તેઓ અને મારા જેવા જેઓ તે સભાઓને હિન્દુસ્થાનને સારૂ મૃત્યુજાળ માને છે તેવાઓએ ધીરજથી મતદારોને ગુણદોષો સમજાવવા અને તેઓ જે કહે તે પ્રમાણે કરવું. તેઓ કોઇને

ધારાસભામાં મોકલવા માગે તો મારા જેવા તેને રોકે નહિ; અને ઉમેદવારોને મતદારો ચોકખી રીતે પોતાનો વિરોધ બતાવે તો તેઓએ પણ ન જવું એ તેઓનો ધર્મ છે. જો ધારાસભાના વિરોધી બળાત્કાર કરે તો તેઓ પાપ કરશે; જો ઉમેદવારો બળાત્કારે જશે તો તેઓ મહાપાપ કરશે. આમાં ઉમેદવારોને ધર્મસંકટ છે જ નહિ, કેમકે તેઓનો ધર્મ જ એ છે કે તેમના લત્તાના મતદારોની ઇચ્છા હોય તો જ તેઓ ધારાસભામાં દાખલ થઇ શકે.



# ૧૫. વકીલો અને અદાલતોનો ત્યાગ.



૧. પ્રત્યેક સરકારની સત્તાનો આધાર પોતાની અદાલતો ઉપર છે. અદાલતો મારફતે તે ગુન્હેગારોને દંડ આપે છે; અદાલતો મારફતે દિવાની તકરારોના ફેંસલા થાય છે અને આથી સરકારનો કાબુ પ્રજા ઉપર બેસે છે. વકીલો વિના આવી અદાલતો ન ચાલી શકે, તેથી વકીલો પણ અદાલતના અમલદાર ગણાય છે. જ્યારે સરકાર ન્યાયી હોય ત્યારે અદાલતોથી અને વકીલોથી ભલે ફાયદો થતો હોય, પણ જ્યારે સરકાર અન્યાયી બને છે ત્યારે તેની અદાલતોને મદદ કરવી એ તેવા અન્યાયને પોષવા સરખું છે. વકીલોની મદદ ન હોય તો અદાલતો ચલાવવી એ લગભગ અશક્ય છે. હું જ્યારે વકીલોને પોતાનો ધંધો બંધ રાખવાનું કહું છું ત્યારે વકીલોએ આળસુ થઇ ઘર ઝાલી બેસી જવું એમ કહેવાનો આશય નથી. આશય તો એ કે તેમણે આખો વખત ખિલાફતનું કે પંજાબનું કામ કરતા થઇ જવું. વળી એ વકીલ પોતાના અસીલ ઉપર અસર પાડી તેઓને અદાલતોમાં જતા રોકે એ પણ હેતુ છે. એવા વકીલો પંચોને નિમતા થઇ જાય અને પોતાના અસીલોના કેસનો અંત ઘરમેળે લાવે. આમ કરતાં અદાલતો કામવગરની બને અને પ્રજા રાજ્યસત્તાથી સ્વતંત્ર થતાં શીખે.

૨. વકીલો વકીલાત છોડે એ તો સરકારને ગમે એવું કેટલાક કહે છે એ તદ્દન વહેમ છે. એ ખરૂં છે કે સાધારણ વખતે વકીલ એ સરકારના કાર્યોની સખત ટીકા કરનારા જોવામાં આવે છે, પણ જ્યારે રાજ્યતંત્ર બંધ કરવાની હિલચાલ ચાલે ત્યારે તો સરકાર વકીલોની કુમક શોધે છે, અને વકીલો પોતાની રોજી તે તંત્ર ઉપર આધાર રાખે છે એવું માની રાજાને મદદ કરતા થઇ જાય છે. તેથી એવે સમયે વકીલની પણું કસોટી થઇ જાય છે.

૩. વકીલો ધંધો છોડી આજીવિકા સારૂ શું કરે એ પ્રશ્ન કોઇ કરે છે. એક તો એ જવાબ છે કે મોટા વકીલોને વિષે એ પ્રશ્ન ઉઠી જ ન શકે. નાના વકીલોની આજીવિકા ખિલાફત કમિટી આપીને તેઓનો બધો વખત હિલચાલને સારૂ રોકે તે પરવડે તેવું છે અથવા તો તેઓને પ્રજા તરફથી નિમેલા પંચો મારફતે મેળવવામાં રોકે અને તેને સારૂ મહેનતાણું આપે. વળી વકીલો કંઇ એવા નથી હોતા કે વકીલાત છૂટી તો હાથ જોડીને બેસી જાય. તેઓનામાં પોતાની રોટી બીજી યોગ્ય રીતે કમાવાની શક્તિ હોવી જોઇએ. ગઇ લડાઇ વેળા ઇંગ્લાંડમાં ઘણા વકીલો વકીલાત છોડી લડાઇમાં રોકાઇ ગયા હતા.

૪. વકીલોએ પોતાની સનદ આપી દેવાની આ સલાહ નથી પણ લડત ચાલે છે તે દરમિયાન વકીલાત બંધ કરવાની છે.

૫. સ્વ. ગોખલે કહેતા કે હુશિયાર, દઢ, એકસંપીલી નોકરશાહીની સામે બાથ ભીડવાનું કામ એટલે રાજ્યપ્રકરણી કામ પ્રજાના આરામના-રમતના-વખતમાં પ્રજા કરે છે તેથી જ તે કાચું રહે છે. આ દોષમાંથી નિકળવાનો માર્ગ પણ વકીલોએ વકીલાત બંધ કરી પ્રજાના કાર્યને આરામના સમયનું કામ ગણવાને બદલે મુખ્ય ગણવું એ છે. એ તો વકીલાત બંધ કર્યા વિના ન જ થાય. વકીલો પોતે કુરબાની કરવા તૈયાર ન હોય તો પ્રજાની પાસે કઇ રીતે કુરબાની કરાવી શકે ? ખિલાફતના કે પંજાબના મામલામાં ન્યાય મેળવવો એ રમત વાત નથી. આમ દરેક રીતે તપાસતાં વકીલોને જો ખિલાફત અથવા પંજાબને વિષે ખરી દાઝ હોય તો તેમનાથી વકીલાત ન જ થઇ શકે.

૬. [ જો વકીલો ધારે તો પોતે દેશી લવાદ તરીકેના કામમાં રોકાઇ શકે. પરંતુ દિલગીરીની વાત તો એ છે કે ] પંચાયત અને લવાદનો રિવાજ હજુ આપણામાં ચાલુ નથી થયો. પંચો અને લવાદ મારફતે આપણા કજીઆનો ચૂકાદો કરાવવાથી થતા ફાયદાનું આપણે ભાન જ ભૂલી ગયા છીએ. કેમ જાણે કેવળ અજાણ્યા માણસની મારફતે પૈસા ખર્ચીને લઇએ ત્યારે જ ન્યાય મળતો હોય નહિ ! ન્યાય એમ વેચાતો મળે જ નહિ, વેચાય અન્યાય. પંચની પાસે કે લવાદની પાસે ધૂર્તતા ન ચાલે, ખોટા સાક્ષી ન ચાલે. પંચ પક્ષકારોના કજીઆની પતાવટ કરે અને

બંનેને એકઠા કરે. કોરટોની મારફતે દુશ્મની વધે, પંચની મારફતે ઘટે. આજકાલ સારા પંચના અભાવે લોકો અદાલતોમાં જવા લલચાય છે એ ખરૂં છે. જેને કજીઓ જ વહાલો છે એ તો પંચ આગળ જાય જ શાને? પણ જો દરેક ગામમાં લોકો મહેનત કરે તો પંચાયતથી અને લવાદથી ફેંસલા લેવાના રિવાજનો પુનરુદ્ધાર થાય.

૭. હિંદ તો અનાદિ કાળથી ગ્રામ્ય રિપબ્લિક ભોગવતું હતું. સરકારની કોર્ટમાં જ ઇન્સાફ મળે એમ માનવું એ ભ્રમ છે. આપણને જનરલ ડાયર કે સર માઇકલ ઓડવાયર સામે ઇન્સાફ મળ્યો છે? હું સાક્ષી છું કે ઇન્સાફને બદલે ગેરઇન્સાફ મળ્યો છે.

૮. બ્રિટિશ અદાલતોમાં કોઇ દહાડો ન્યાય જ નથી મળતો એવું તો કોઇએ કહ્યું જ નથી. પણ એ અદાલતોમાં જ્યાં જરા પણ રાજ્યપ્રકરણી વિષય આવી પડે છે ત્યાં તો ન્યાય મળવો લગભગ અસંભવિત છે એવું કયો હિંદી નથી જાણતો? તિલક મહારાજે ભારે બચાવ કરેલો. તે વખતે બચાવ કરવો એમાં આપણે દોષ નહોતા માનતા. તે વખતે તો બચાવ કરવો એ જ ધર્મ હતો. પણ તે કંઇ બચ્યા નહિ. તેથી જ જ્યાં રાજ્યસત્તા મદાંધ બને છે ત્યાં તેની તરફથી મળતા જુજ ફાયદાઓનો પણ ત્યાગ કરવો એ ધર્મ મનાયો છે. અદાલતો એ રાજ્યસત્તાનો એક જબરદસ્ત સ્તંભ છે. એ સ્તંભની મદદ પણ સામાન્ય સ્થિતિમાં લોકો લે છે એ સંભવે, પણ સમજુ એવી મદદોથી ન લલચાય.

૯. આપણને જો વકીલો અને અદાલતોની મોહની ન હોત અને આપણા હલકા મનોવિકારને ઉશ્કેરી અદાલતની ચુંગાલમાં ફસાવવા માટે કજીઆદલાલો ન હોત તો આજે આપણે જે જીવન ગાળીએ છીએ તેના કરતાં ઘણું જ વધારે સુંદર જીવન ગાળતા હોત. અદાલતોમાં વારંવાર જતા લોકો—તેમનામાંના ઉત્તમ લોકો પણ—સાક્ષી પૂરશે કે તેમની આસપાસનું વાતાવરણ કેવળ સુખ ઉપજાવનારૂં હોય છે. બન્ને બાજુએ ખોટા સાક્ષીઓ ઉભા કરવામાં આવે છે, જેઓ પૈસા, માટે કે મિત્રાચારી માટે પોતાનો આત્મા પણ વેચવા તત્પર હોય છે. આથી વધુ હલકું તો એ છે કે અદાલતો સરકારની સત્તાને નભાવે છે. તેઓ ન્યાય આપવા માટે છે એમ લાગે છે, અને તેટલા જ માટે તેને પ્રજાની સ્વતંત્રતાની સંરક્ષણભૂમિકા

કહેવામાં આવે છે. પણ જ્યારે તેઓ કોઈ અનીતિમાન્ સરકારની સત્તાને ટેકો આપે છે ત્યારે પ્રજાની સ્વતંત્રતાની સંરક્ષણભૂમિકા કહેવડાવવાનો તેનો હક્ક નષ્ટ થાય છે, અને પછી તે પ્રજાકીય જુસ્સાને દાબી દેવા માટે વ્યક્તિ પર પ્રહાર કરે છે. પંજાબની માર્શલ લૉ અદાલતો તથા સમરી કોર્ટો આ જ પ્રકારની હતી. એ અદાલતોનું આપણે ઉગ્રમાં ઉગ્ર સ્વરૂપ જોયું. સાધારણ સમયમાં પણ જ્યારે ઉંચી જાતિના લોક અને તેમના ગુલામ વચ્ચે ન્યાય કરવાનો પ્રસંગ આવે છે ત્યારે પણ તે એટલી જ ઉગ્ર હોય છે. આખા જગતમાં આમ જ છે. નૈરોબી ( પૂર્વ આફ્રિકા ) માં એક નિર્દોષ હબશી પર જાણીબૂજીને ઘાતકીપણું ગૂજારવા માટે એક અંગ્રેજ અમલદાર પર ચલાવવામાં આવેલો મુકદ્દમો અને તેમાં તેને થયેલી નજીવી સજાનો જ દાખલો લો. હિંદુસ્થાનમાં ઘાતકીમાં ઘાતકી ખૂન કર્યાના ગુન્હાને સારૂ કોઈ પણ અંગ્રેજને કાયદામાં જણાવવામાં આવેલી ભારેમાં ભારે સજા કદિ ભોગવવી પડી છે ?

૧૦. અંગ્રેજોને બદલે હિન્દીઓ ન્યાયાધીશો તથા સરકારી વકીલો બનશે ત્યારે આ સ્થિતિમાં કશો ખાસ ફેરફાર થશે એમ માનવાનું કારણ નથી. અંગ્રેજો કાંઈ સ્વભાવે કરીને જ નીચ નથી, તેમ હિન્દીઓ કાંઈ દેવના ઘરના ફિરસ્તા નથી. બંને પર આસપાસના સંજોગો અસર કરી શકે છે. માર્શલ લૉના અમલ દરમિયાન એવા હિન્દી ન્યાયાધીશો તથા હિંદી વકીલો પણ હતા, જેઓએ અંગ્રેજોના જેટલું જ અધમ વર્તન કર્યું હતું. મનિયનવાલામાં જો બૉસવર્થ સ્મિથે સ્ત્રીઓનું અપમાન કર્યું તો અમૃતસરમાં હિન્દીઓ નિર્દોષ સ્ત્રીઓ પર જૂલમ ગૂજારનાર હતા. મારો આક્ષેપ રાજ્યપદ્ધતિ પર છે, વ્યક્તિગત અંગ્રેજો પ્રત્યે નથી. અંગ્રેજો જોડે મારે કશો અંગત કજીઓ નથી. ચાલુ પદ્ધતિમાં સુધારો કરવાની નિરર્થકતાની ખાત્રી મને થઈ તે પહેલાં પણ જેમ કેટલાક અંગ્રેજોને હું પૂજતો, તેમ હજી પણ એ લોકોમાંના કેટલાકને હું પૂજું છું.

૧૧. અદાલતોને પરિણામે થતી પૈસાની ખુવારી તો આમાં આપણે ગણી જ નથી. તે છતાં એ કંઈ જેવી તેવી નથી. ચાલુ રાજ્યનીતિને અંગે સ્થપાયેલી દરેક સંસ્થા ઘણા જ ખર્ચાળ ધોરણ પર ચલાવવામાં આવે છે. તેમાં પણ અદાલતોનું ધોરણ તો સૌથી વિશેષ ખર્ચાળ છે.

ઇંગ્લાંડની અદાલતોના ધોરણથી હું વાકેફ છું. હિન્દી અદાલતોનું સાધારણ અને દક્ષિણ આફ્રિકાની અદાલતોનું ગાઢું જ્ઞાન મને છે. અને હું લેશ પણ અચકાયા વગર કહી શકું છું કે હિન્દી અદાલતો આ ત્રણેમાં સૌથી વધુ ખર્ચાળ છે. લોકોની સામાન્ય આર્થિક સ્થિતિ જોડે તેનો બિલકુલ મેળ જ નથી. દક્ષિણ આફ્રિકાના મોટામાં મોટા વકીલો—અને તે પણ ઘણા જ બાહોશ હોય છે—હિન્દુસ્થાનના વકીલો જે મહેનતાણું લે છે તેટલું લેવાની હિંમત કરી શકતા નથી. કાયદાની સલાહ માટે પંદર સોના મહોર તો ત્યાં બહુ જ થઈ ગઈ. હિન્દમાં હજારો રૂપિયા લેવાય છે. જે પદ્ધતિની રૂએ એક વકીલ માસિક પચાસ હજારથી એક લાખ રૂપિયા કમાઇ શકે તે પદ્ધતિના મૂળમાં કાંઈ પાપી તત્ત્વ હોવું જ જોઇએ. કાયદાનો ધંધો એ કંઇ સટ્ટાબાજી નથી, ન હોવી જોઇએ. કાબેલમાં કાબેલ વકીલની મદદ ગરીબમાં ગરીબ રૈયતને વ્યાજબી મહેનતાણે મળવી જોઇએ. પણ આપણે તો વિલાયતની રૂઢિની નકલ કરીને તેના પર પાછો સુધારો કર્યો છે. અંગ્રેજ વકીલોને હિન્દુસ્થાનની હવા ભારે પડે છે. ઠંડી અને આકરી હવામાં પડેલી ટેવો તેઓ હિન્દમાં ચાલુ રાખે છે, તેની સાથે વખતોવખત હવા ખાવા શીતળ ટેકરીઓ પર તથા પોતાને દેશ જવા માટે તેમ જ પોતાનાં છોકરાંઓને માટે ઉત્તમ તથા શ્રીમંતને છાજે એવી કેળવણી માટે પૂરેપૂરી સામગ્રી રાખે છે. આ કારણોને લીધે તેમનાં મહેનતાણાનો દર ઘણો જ ઉંચો હોય છે. પણ હિંદુસ્થાન આ ખર્ચ સહન કરી શકતું નથી. આપણે એમ માની બેસીએ છીએ કે આવા અંગ્રેજોના સમોવડિયા તરીકે ખપવા માટે આપણે પણ આવું હદ બહારનું મહેનતાણું લેવું જોઇએ. અહિંની પોતાની પરિસ્થિતિને તદ્દન પ્રતિકૂળ એવાં અંગ્રેજી ધોરણ તથા રીતભાત હિન્દુસ્થાન જે દિવસે અખત્યાર કરશે તે દિવસ હિન્દુસ્થાનના કમભાગ્યનો હશે.

૧૨. મેં જે દૃષ્ટિબિન્દુથી અદાલતો તથા વકીલાતના ધંધા પ્રત્યે વિચાર કરવાનું સૂચવ્યું છે તે દૃષ્ટિએ કોઇ વકીલ જોવા પ્રયત્ન કરશે તો તેને જરૂર સૂઝી જશે કે જો તેને પ્રજાની સેવા કરવી હોય તો એક ક્ષણની પણ ઢીલ કર્યા વગર તેણે પોતાની વકીલાત છોડવી જોઇએ. મેં ઉપર બતાવેલી હકીકતો જ્યાંસુધી એ ખોટી પાડી શકે નહિ ત્યાંસુધી એમાંથી એનાથી બીજો એકે નિર્ણય કહાડી શકાય નહિ. આજે દેશમાં જુસ્સાનો

જન્મ થયો છે. દુન્યવી અદાલતના ન્યાયાધીશના કરતાં અંતરની અદાલતના ન્યાયાધીશની બીક પ્રજામાં આવી છે.

૧૩. હું વકીલોને કહું છું કે તમે ગંદી અદાલતોનો બહિષ્કાર કરો. જે અદાલતોમાં લાલા હરકીશનલાલ જેવા તમારા નિર્દોષ નેતાઓને કાળા પાણીની સજા થઇ શકતી હોય, તેનો કારભાર જ્યાંસુધી તમારા હાથમાં ન આવે ત્યાંસુધી તમે તેમાં ઘડીભર પણ કેમ પગ રાખી શકો? શું પાપી પેટને માટે સલ્તનતની ગુલામી કરવાની જરૂર હોય? એમ હોય તો સ્વરાજ્ય અસંભવિત છે.



# ૧૬. દેશી રાજ્યોના અસહકારીઓનું વર્તન.



૧. જેઓ અત્યારે દેશી રાજ્યોના વિષયમાં પડવા ઇચ્છતા હોય તેઓએ કોર્ટો ઇત્યાદિમાંથી પસાર થવું પડશે; નહિ તો તેઓ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઇ જવાના ભયમાં આવી પડે.

૨. પણ એનો અર્થ કંઇ એવો તો નથી જ કે અસહકારી વકીલ એજન્સીમાં વકીલાત કરવા જાય; એનો અર્થ એવો પણ નથી કે અસહકારીએ જાણીજોઇને એજન્સીમાં કોર્ટે ચડવું; એનો અર્થ એવો પણ નથી કે અસહકારી તરીકે તેણે કંઇ કામ એજન્સીમાં કર્યું હોય તો તે બાબતમાં પોતે વકીલ રાખી શકે. પણ તેનો અર્થ એવો છે ખરો કે અસહકારીના પૈસા લેણા દેશી રાજ્યોમાં હોય તો તેની બાબતમાં તે દેશી રાજ્યોની કોર્ટમાં લડી શકે છે અને ત્યાં વકીલને રોકી શકે છે. આપણો અસહકાર દેશી રાજ્યો કે તેમની કોર્ટની સાથે નથી, એટલે દેશી રાજ્યોની કોર્ટની સાથેનો સંબંધ સર્વથા ત્યાજ્ય નથી.

૩. પણ આ બધાં કામોમાં ગૂંચવાડા રહેલા છે. તેથી અસહકારી એવી કફોડી સ્થિતિમાં પોતાને ન મૂકે. અને તેથી જ હું ઘણી વેળા કહી ગયો છું કે દેશી રાજ્યના અસહકારીએ દેશી રાજ્યોની ખટપટમાં બને ત્યાંસુધી હાલ ન પડવું એ ઠીક છે; નહિ તો તે તેમાં જ ગૂંથાઇ જવાનો સંભવ છે. પણ જેને તેમ કરવામાં બાધ નથી અથવા તો જે અનાયાસે તેવા કોઇ ઝઘડામાં આવી પડે તેને કાયદેસર લડી લેવામાં અસહકારની આજની નીતિ પ્રમાણે હું બાધ નથી જોતો.

૪. અસહકારી હોઇ જેઓ એજંસીમાં અસહકાર સિવાય કોઇ કારણ માટે પકડાય તો તેઓ જામીન આપી છૂટી શકે છે, પોતાનો બચાવ કરી શકે છે.

૫. એજન્સી પણ બ્રિટિશ સલ્તનતનું અંગ છે, એવો પ્રશ્ન ઉઠી શકે છે. દેશી રાજ્યની કોર્ટ સુધી તો સમજાય, પણ એજન્સીની કોર્ટનું સમજાતું નથી, એમ કોઇ કહે. આમાં બે પક્ષ છે. એજન્સી જેમ બ્રિટિશ સલ્તનતનું અંગ છે તેમ જ દેશી રાજ્યનું અંગ છે. દેશી રાજ્યોની હસ્તીને લઇને એજન્સીની હસ્તી છે. તેથી દેશી રાજ્યોના પ્રશ્નોને અંગે એજન્સીની કોર્ટમાં જઇએ. પણ અસહકારને અંગે તેનો ત્યાગ કરીએ. અને તેથી મેં મૂળથી જ સલાહ આપી છે કે દેશી રાજ્યોની હદમાં અસહકાર દાખલ ન કરવો; ત્યાં કેવળ સ્વદેશી ઇત્યાદિ પ્રવૃત્તિઓ, જેને વિષે કંઇ તકરારનું કારણ જ ઉભું ન થઇ શકે, તેને અને તે પણ આર્થિક અને નૈતિક દૃષ્ટિએ ખીલવવી. તેથી જ ત્યાં મહાસભાની સમિતિઓ વિગેરે ન રાખવાં, પણ જેઓ મહાસભામાં જોડાવા ઇચ્છે તેઓએ બ્રિટિશ હદમાં આવેલી કોઇ સમિતિમાં જોડાઇ જવું.

૬. આ બધાં ધર્મસંકટોમાં શુદ્ધ ઉકેલ કરવાની એક ચાવી છે, તેનો ઉપયોગ કરવાથી ભૂલ થાય જ નહિ. અમુક પગલું ભરવામાં આપણને પ્રેરનાર જો કોઇ પ્રકારનો ડર હોય કે સ્વાર્થ હોય, જેમકે જેલ જવાની કાયરતા, તો તે કામ આપણે ન કરવું. અસહકારી નિડર અને નિસ્વાર્થ હોવો જોઇએ. સત્યપરાયણ, અહિંસક, નિડર અને નિસ્વાર્થ અસહકારી ભૂલ કરતો જણાતો પણ ભૂલ નહિ કરે. તે પોતાના અંતરાત્માને પૂછી સુખેથી આગળ ધપ્યે જ જાય.



# ૧૭. શિક્ષણમાં અસહકાર.

૧. આપણી નિશાળો અને કૉલેજો મારફતે સરકાર નોકરો બનાવે છે. આવી મોટી સહાયને બંધ કરવી એની અસર જેવી તેવી ન પડે. જ્યાંસુધી આપણે સરકારને રૂડી ગણીએ ત્યાંસુધી તો તેની શાળાઓને મદદ કરી સરકારી નોકરીને લાયક માણસો તૈયાર કરવામાં કશી શરમ નથી. પણ જ્યારે સરકાર પ્રજાની વિરુદ્ધ હોય ત્યારે શાળાઓ તેના હાથમાં રહેવા દેવી એ તેની સત્તાને જમાવવા જેવું છે.

૨. [ શાળાઓના ત્યાગથી થોડો વખત કદાચ કેળવણી બંધ રાખવી પડે તો કેળવણી બંધ પડી એમ ન કહી શકાય; કેમકે દેશહિતને માટે સ્વાર્થત્યાગ કરવો, અને સ્વમાન જાગવવું એને કોણ ઉચ્ચ કેળવણી નહિ કહે ? વળી લખવા–વાંચવાની કેળવણીને હું જિંદગીમાં કદિ પણ સાતમે આસમાન નથી ચડાવી શક્યો. મારો અનુભવ છે કે માણસનું ચારિત્ર્ય એ તેની લખી વાંચી શકવાની કેળવણીથી તદ્દન ઇલાયદી વસ્તુ છે અને એકલી લખવા–વાંચવાની કેળવણી માણસની નૈતિક કમાઇમાં એક દમડીનો પણ ઉમેરો કરે છે એવો નિયમ નથી.

૩. મારી તો દૃઢ માન્યતા છે કે સરકારી શાળાઓએ આપણી બધી મર્દાનગી હરી લીધી છે અને આપણને નામર્દ, નાદાર અને નાસ્તિક કરી મૂક્યા છે. અસંતોષથી તેમણે આપણાં જીવનને ભરી દીધાં છે અને બીજી બાજુએ એ અસંતોષ મટાડવા માટે કશો જ માર્ગ ન રાખીને દશે દિશાએ આપણે માટે નાસીપાસી જ પીરસી મૂકી છે. જે કારકુનો અને દુભાષિયાઓ મેળવવા એમને મૂળ શાળાકૉલેજો કહાડેલી તે કારકુનો અને દુભાષિયાઓ બનવા ઉપરાંત આજે આપણે બીજા શું થઇએ છીએ ? દરેક સરકાર પ્રજાની મરજ્યાત દેખાતી મદદ ઉપર જ હંમેશાં પોતાની પ્રતિષ્ઠા બાંધે છે અને જો આપણને ગુલામ બનાવ્યા રાખવાના કામમાં

સરકારની જોડે સહકાર કરવો એ આપણે સારૂ પાપ છે, તો જે સંસ્થાઓ દ્વારા આપણે એવી સરકારની જોડે વધારેમાં વધારે મરજ્યાત સહકાર કરતા દેખાઇએ છીએ ત્યાંથી જ અસહકારનો આરંભ કરી દેવો શું સાવ વાસ્તવિક નથી ? યુવકો અને નૌજવાનોનો વર્ગ જ હંમેશાં દરેક પ્રજાની બધી આશા અને ઉમેદોનો દારૂગોળો છે. મારી દઢ માન્યતા છે કે જે ક્ષણે આપણને સૂઝી આવ્યું કે ચાલુ રાજ્યતંત્ર સાવ દુષ્ટ જ છે અગર તો મુખ્યત્વે કરીને દુષ્ટ છે, તે જ ક્ષણથી આપણાં બાળકોને એવી સરકારનો પાસ લાગવા દેવો એ આપણે માટે પાપ થઇ ચૂકયું.

૪. શાળાને જો સરકારની મહેરબાની રૂપે ગણીએ તોપણ આપણે અન્યાયી સરકારની મહેરબાની પણ ન લઇએ.

૫. શાળા બંધ થતાં છોકરાંઓની કેળવણી રખડે એવી શંકા રાખવાનું કારણ નથી. કોઇ શાળા આખી બંધ થાય તો તે શાળા પ્રજા ચલાવી શકે છે. પ્રજામાં એટલી શક્તિ ન હોય તો સરકારની સામે લડવાની શકતી જ નથી એમ સિદ્ધ થાય. બધાં માબાપો કે ઘણાં જો પોતાનાં છોકરાંને ઉઠાડી લે તો માસ્તરો પોતાની મેળે રાજીનામાં આપે. એમ થાય તો તે જ માસ્તરો મારફતે શાળાઓ ચલાવીએ. તેમાં ખર્ચ કંઇક ફીના કરતાં વધારે પડે; તે તે જગ્યાની કમિટી ઉઠાવી તે માબાપો તેટલો વધારે બોજો સહન કરે.

૬. વળી થોડી મુદતને સારૂ કેળવણી બંધ રહે તો શી અડચણ છે ? મારો દાવો તો એવો છે કે કેળવણી બંધ થવાને બદલે છોકરાંને ઉઠાડવામાં કે કૉલેજમાંથી ઉઠી જવામાં જ ખરી કેળવણી છે. જ્યારે આપણે ધર્મને અર્થે કે ન્યાયને અર્થે આપણાં છોકરાંને નિશાળોમાંથી ઉઠાડી લઇએ, અથવા તે મોટા હોવાથી પોતાની મેળે ઉઠી જાય ત્યારે તેને ધર્મનું કે ન્યાયનું જે જ્ઞાન થાય છે તે જેવી તેવી કેળવણી નથી. તેને હું તો ખરી કેળવણી ગણું. આ પ્રમાણે નિશાળોમાંથી ઉઠી ગયેલા વિદ્યાર્થીઓ વળી સ્વયંસેવક બને એ લાભ તો નોખો જ છે.

૭. મુસલમાન ભાઇઓનું એ કહેવું છે કે ખિલાફતનું દુઃખ તેઓને બહુ લાગ્યું છે. તે ખરેખરો ધર્મલાગણીનો પ્રશ્ન છે. નિશાળોની મારફતે મુસલમાન માબાપોની ધર્મલાગણીની કસોટી છે. હિંદુની મુસલમાન

પ્રત્યેની ભાઇબંધીની કસોટી છે, અને કસોટી સહેલામાં સહેલી છતાં બહુ અસરકારક છે. લાખો નિશાળિયાઓ નિશાળ છોડે તેનો અર્થ સરકાર શું કરે ? એ પ્રજાલાગણીનું કેવું સુંદર માપ છે ! અને પ્રજા પોતાના બચાવની કેળવણી પોતે હાથમાં લે એ કેટલી પ્રજાજાગૃતિની નિશાની છે ?

૮. ગઇ લડાઇ વખતે ઇંગ્લાંડમાં ઘણી નિશાળો બંધ પડી હતી. બોઅર યુદ્ધ વખતે બોઅરની બધી નિશાળો બંધ હતી.

૯. ઉપરનાં કારણોથી મારી માન્યતા છે કે હિંદુ–મુસલમાન દરેક સરકારી નિશાળમાંથી પોતાનાં છોકરાંને ઉઠાડી લેવાં અને કૉલેજના વિદ્યાર્થીઓએ ઉઠી જવું એ તેમનો ધર્મ છે. જે વસ્તુ કરવા જેવી છે તે તો એક કરે તોપણ કરવા યોગ્ય છે. એકે કરેલું પુણ્યકર્મ તેને તો ફળશે જ. પ્રજા કરશે તો પ્રજાને પણ ફળશે.

૧૦. શાળાકૉલેજો ન તજવામાં આપણી પાસે વજૂદ–કારણો નથી. જે સરકાર ધોળે દહાડે કોર્ટના હુકમ લીધા વિના આપણા ઘરનાં તાળાં તોડે તે સરકારની નિશાળમાં ચાહે તેવું ભણતર મળતું હોય તોપણ શા કામનું ? તેની નિશાળમાં જવાય જ કેમ ? એ તો ભણ્યા પણ ગણ્યા નહિ. ભણતરની એ ફી તો આકરી થઇ. આપણું માન જાય, આપણું સ્વત્વ હણાઇ જાય એવી કિમ્મત આપીને કોણ ભણે ?

૧૧. અત્યારની શાળાઓ ઉપર જે ધજા ફરકે છે તે રાક્ષસી સલ્તનતની ધજા છે. એ શાળાઓ ઉપર જે સલ્તનતની ધજા ફરકે છે તેણે સાત કોટિ મુસલમાનોનાં દિલ જખમી કર્યાં છે, તેણે પંજાબ મારફત હિંદ પર કાળો કેર વર્તાવ્યો છે.

૧૨. બધાં ધર્મશાસ્ત્રો એકે અવાજે કહે છે કે અધર્મી રાજાનો આશ્રય એ પાપ છે, એ અધર્મની ભેટ કર્યા બરોબર છે, અધર્મમાં ભાગ લીધા બરોબર છે. એ સલ્તનતની શાળામાં જવાથી તમને દ્રવ્ય મળતું હોય, એ શાળામાં તમને કુરાને–શરીફ, ઝંદાવસ્તા કે ગીતા પણ ભણાવવામાં આવે તોપણ તમે ત્યાંથી ભાગી જજો. એ કુરાન કે ગીતા શીખવે તો યે તેમનો હેતુ બૂરો છે. તેથી જે શાળા ઉપર રાક્ષસી ધજા ફરકે છે. તેમાં આપણા

બાળકોને કેળવણી આપી આપણે તેમને ગુલામ બનાવવા નથી ઇચ્છતા. આ વસ્તુ જેઓ સમજી ગયા હોય તેઓ એક દિવસને સારૂ પણ પોતાનાં છોકરાંને સરકારી નિશાળોમાં રહેવા નહિ દે. પ્રથમ છોકરાંને ઉઠાડી લેશે અને ત્યાર પછી બીજી કેળવણી આપવાનો પ્રબંધ કરશે. આપણું મકાન સળગવા માંડ્યું હોય તો બીજું સારૂં મકાન મળતાં સુધી આપણે તે સળગતા મકાનમાં ન જ રહીએ. આપણે તરત જ નીચે કુદકો મારીએ, પછી ભલે નીચે ખાઇ હોય. આ ભાવના જો આપણી અંદર પેદા નહિ થાય તો આપણે કેળવણીની ચળવળમાં નિષ્ફળ થવાના. કારણકે સરકારી માણસો–જાસૂસો તો હંમેશાં આપણને લલચાવતા રહેશે અને બતાવશે કે જૂઓ અમારી શાળાઓની કેળવણી કેવી સરસ છે, અમારાં મકાનો કેવાં સારાં છે, અમારે ત્યાં મફત કેળવણી આપીએ છીએ. એ બધું હોવા છતાં એમની કેળવણી આપણને ત્યાજ્ય છે–હરામ છે. એવી ભાવના પ્રજામાં પેદા ન થાય ત્યાંસુધી ચળવળ આગળ નહિ ચાલે.

૧૩. 'છોકરાંઓની કેળવણીનું શું?' એ સવાલ તમે પૂછશો. હું નમ્રતાપૂર્વક જણાવું છું કે દારૂની આવકમાંથી આજે આપણાં બાળકોને કેળવણી લેતાં જોવાં એ આપણે માટે ભારેમાં ભારે નામોશી છે. આજે આપણાં બાળકોની કેળવણી આપણે જતી કરવી પડે તેમ હોય તો તે જતી કરીને પણ આ બદીને સમાજમાંથી ઉખાડવાને આજે જો આપણે તૈયાર નહિ થઇએ તો ભાવિ પ્રજાના શાપ આપણે માથે ઉતરશે અને આપણે પણ તેને લાયક જ ઠરીશું.

૧૪. આપણી લડત આત્મશુદ્ધિની છે. આત્મશુદ્ધિ શું છે? દારૂ વિગેરે વસ્તુઓમાંથી સરકારને સત્તર કરોડ રૂપિયા મળે છે. આ કમાણીમાંથી આપણાં બાળકોને કેળવણી મળતી હોય તે આપણને ન ખપવી જોઇએ. સ્વરાજ્યમાં શરાબની કમાણી તો આપણને હરામ હોવી જોઇએ. તે વિના આપણે કેળવણી આપી શકીએ છીએ એવી મારી ખાત્રી છે.

૧૫. સરકાર કહે છે અને આપણે પણ વગરવિચાર્યે માની લઇએ છીએ કે દારૂની કમાણીમાંથી જ આપણી કેળવણી ચાલે છે. જો આ વાત ખરી હોય તો હું તો એમ જ કહું કે આપણને સરકારની કેળવણી બેવડી રીતે

લાજમ થઇ પડી. એક કારણ તો સરકારની સામાન્ય રાક્ષસી નીતિ, અને બીજું પાપની કમાણીમાંથી મળતી કેળવણી. શું આપણે આપણાં બાળકોને દારૂ-અફીણની આવકમાંથી ભણાવીને પવિત્ર કેળવણી આપી શકીશું ? જે પ્રકારે ધન મળે તે પ્રકારનું તે પરિણામ આપે. શરાબનાં પીઠાંવાળો આપણાં બાળકને કેળવણી આપે તો આપણે કોઇ રીતે તેનાં પીઠાં બંધ કરી શકીએ ખરા ?

૧૬. સરકાર શાસારૂ દારૂની ઉપજ કેળવણી ખાતે જમે કરે ? શાસારૂ જમીનમહેસુલ કેળવણી ખાતે જમે ન કરે ? દારૂની કમાણી ભલે લશ્કર ખાતે જમે કરે અને તે બંધ થાય એટલે લશ્કર તેટલું ઓછું થાય. સ્વરાજ્ય મળશે ત્યારે આપણે કંઇ લશ્કર પાછળ કરોડોનું ખર્ચ નથી કરવાના. સત્તર કરોડ રૂપિયા તો લશ્કરના ખર્ચમાંથી સહેજે બચાવી શકાય તેમ છે.

૧૭. સ્વરાજ્યની હેઠળ જે કેળવણી અપાય તેનું સાધન ન હોય શરાબ, ન હોય જમીનમહેસુલ; તેનું સાધન સુંદર રેંટિયો છે. જો દરેક નિશાળમાં રેંટિયો અને સાળ દાખલ થાય તો આપણી કેળવણી આપણે માથે ન જ પડે. આજ તો આપણે બાળકોનો બધો વખત રેંટિયાને આપવા ઇચ્છીએ. સ્વરાજ્ય મળ્યા પછી પણ બાળક ઓછામાં ઓછો એક કલાક તો આપે જ. સ્વરાજ્યની અસર દરેક ખાતામાં પડે તો જ તે સ્વરાજ્ય. આજની કેળવણી ગુલામોને કેળવવા-નોકર બનાવવા-અપાય છે. સ્વરાજ્યની કેળવણી બાળકોને જુવાનીમાં જ સ્વાશ્રયી બનાવવા અપાવી જોઇએ.

૧૮. તેથી આપણે તેઓને જરૂર કાંતવા વણવાનું શીખવીએ. તે ઉપરાંત ધંધો શીખવવો હોય તો ભલે શીખવાય, પણ કાંતવા-વણવાનું ફરજયાત હોવું જોઇએ. રેંટિયો એ ' દુખિયાંનો વિસામો અને ગરીબની જીવદોરી ' હોવો જોઇએ. તેમાં રહેલી બરકત બીજા એકે ધંધામાં નથી, કેમકે ખેતી ઉપરાંત અને ખેતીની પૂરવણી તરીકે રેંટિયો જ વ્યાપક પ્રવૃત્તિ હોઇ શકે. બધા સુતાર ન હોય, બધા લુહાર ન હોય, પણ બધાને કાંતતાં તો આવડવું જ જોઇએ, અને બધા જ થોડું પ્રજાને ખાતર અથવા પોતાની કમાણીની પૂરવણી ખાતર કાંતે. બધાને અન્નવસ્ત્ર જોઇએ તેથી જ રેંટિયો વ્યાપક પ્રવૃત્તિ તરીકે ચાલી શકે. ઉપર પ્રમાણે આપણી રાષ્ટ્રીય કેળવણી

આજથી જ ઘડાઇ જવી જોઇએ. નહિ તો સ્વરાજ્યમાં પહેલો ઝઘડો આપણી વચ્ચે આ જ ચાલશે. કોઇ કહેશે કે કેળવણીને અંગે ઉદ્યમ ન શીખવાય. આપણે ઉદ્યમને કેળવણીનું અંગ આજથી જ કરી મૂકીએ. પ્રજામત એટલે દરજ્જે ઘડાઈ જાય કે પાછળથી તેનો વાદવિવાદ કરવાપણું જ ન રહે.

૧૯. [ આપણા ચોર લૂંટારા તો શરમના માર્યા, બિચારા એકાંતે વનવગડામાં, અધરાત મધરાત પોતાનું કામ કરી લે છે. પણ આ સરકાર તો એમને ક્યાં યે વટાવી ગઇ છે, અને ધોળે દહાડે, જાહેર રસ્તા ઉપર, લોકોની વચ્ચે નિશાળોના મકાનની લૂંટ કરવામાં માન સમજે છે. ] સરકારની આ લૂંટ નિરર્થક કરવી લોકોના જ હાથમાં છે. માબાપો પોતાનાં બાળકોને સરકારને નામે ચાલતી નિશાળોમાં ન મોકલે, મહેતાજીઓ તે નિશાળોમાં કામ કરવા ન જાય. એટલે સરકારે તાળાં તોડી કબજે લીધેલાં મકાનો ખાલી રહે અને સરકારની આબરૂના કાંકરા થાય. સરકારની આવી લૂંટથી આપણે હેબતાઈ ન જઇએ, પણ નિર્ભય રહી માનીએ કે એ જ મકાનોનો અને એ જ પૈસાનો કબજો આપણે પાછો મેળવવાના જ છીએ.

૨૦. પણ તેટલો વખત બાળકોનું શું ? પ્રજામાં જ્ઞાન હોય તો પ્રજાની વાડીઓ વિગેરેનો ઉપયોગ આપણને મળે અને તેમાં બાળકોને શીખવીએ. પણ તેમ ન મળે તો આપણે બાળકોને મેદાનમાં તાલીમ આપીએ. તેઓની પાસે કંતાવીએ, તેમને ભજન ગવડાવીએ, તેમને કવાયત આપીએ. મહાસભાના ઠરાવ પ્રમાણે ઘણા મહેતાજીઓએ તો જેલયાત્રાની તૈયારી કરવી રહી, એટલે હાલનું કેળવણીનું સ્વરૂપ એવું કરીએ કે જેથી ઓછામાં ઓછા મહેતાજીઓથી આપણે આપણું કામ ચલાવી શકીએ. પીઢ સ્ત્રીઓના હાથમાં આપણાં બાળકોને મૂકતાં મને તો લગારે આંચકો ન આવે. તેઓ રેંટિયો તો ચલાવતી જ હોય, તેઓ બાળકોની દેખરેખ રાખે. જો આપણાં છોકરાંને વિનય શીખવવામાં આવ્યો હોય તો તેઓ સ્ત્રીઓનું વધારે માન રાખી વધારે વિવેકી થાય, અને સ્ત્રીઓ પણ સેવા કરતી થઇ જાય.



# ૧૮. વિદ્યાર્થીઓને ઉપદેશ.

૧. હું જ્યાં જાઉં છું ત્યાં વિદ્યાર્થીઓ સાથેનો મારો વિશેષ સંબંધ જાળવી રાખવા ઇચ્છું છું. હું પોતે પણ ચાર દીકરાનો બાપ છું, એટલે દીકરાની માબાપ તરફની ફરજ સમજી શકું છું. હું પણ એક વખત ફરજંદ હતો, અને જેને વડિલ તરીકે પૂજું તેવા કેટલાક માણસો હજી હયાત છે; તેથી હું બાપ પ્રત્યેની પુત્રોની ફરજ સારી રીતે જાણું છું. ફરજંદને એવી સલાહ આપી શકાય કે પ્રસંગ આવે બાપની સામે પણ થઇ શકાય. એટલે મેં વિરોધી સલાહ આપી કહેવાય. હું જે ઉદ્‌ગારો કહાડવાનો છું તે મારાં પોતાનાં ફરજંદને સંભળાવેલા છે. મારે અનેક દીકરા છે, અનેક બાળકો બચપણથી મને સોંપાયા છે અને તેમને મેં ઉછેર્યા છે. એક ઢેડ માબાપે પોતાની દીકરીને મને સોંપવા ઇચ્છા દર્શાવી. એ છોકરી પહેલાં મારી સાથે રહી ગઇ હતી. મેં એના બાપને કહ્યું કે બ્હેન લક્ષ્મી ઉપરનો તમારો બધો દાવો ઉઠાવી લઇને જ તમે તેને મને સોંપી શકો છો. મને સોંપાયેલાં બધાં છોકરાંનાં માબાપો સાથે એવી શરત નહોતી, છતાં જેમને મેં ઉછેરેલાં છે તેમને પણ પોતીકાં ફરજંદ જ સમજું છું. જે સલાહ આજે હું વિદ્યાર્થીઓને આપું છું તેવી આકરી સલાહ મેં મારા દીકરાને આપેલી છે. યોગ્ય પ્રસંગે મારી સામે, માબાપની સામે અને આખા જગતની સામે તમે થઇ શકો છો. હું એમ ન કહું તો જે ધર્મ હું સમજું છું તેનો લોપ થાય. ધર્મને ખીલવવો હોય તો જે વખતે ખરેખરી લાગણી થાય ત્યારે એ યજ્ઞમાં મા, બાપ, સગાંસંબંધી સૌનું બલિદાન આપવું ઘટે તો આપવું જોઇએ, જેમ પ્રહ્‌લાદે પોતાના બાપનું બલિદાન આપ્યું હતું. પ્રહ્‌લાદે પોતાના બાપની સામે લાકડી પણ નહિ ઉગામી છતાં હિરણ્યકશિપુના અંતઃકરણ વિરુદ્ધના હૂકમને—વિષ્ણુનું ભજન નહિ કરવાના હૂકમને—ન માન્યો અને કહ્યું: 'આ વખતે જે તમારા પણ પિતા છે અને તેન પ્રપિતાના પણ પ્રપિતા છે તેનો હૂકમ હું માથે ચડાવીશ.'

૨. તમારા માબાપ કહે કે તમારે નિશાળ ન છોડવી, અને હું છોડવાની કહું છું. હું કહું છું તે તમે ધર્મ તરીકે ઓળખી શક્યા હો તો તમે વિનયપૂર્વક કહેજો કે અમે એ નિશાળમાં જઇ શકતા નથી. તમારી લાગણી ઉશ્કેરાઇ હોય તો આ ફરજ તમને પ્રાપ્ત થાય છે. હું આવી સલાહ શામાટે આપી રહ્યો છું ? હું જે કહું છું તે દશ–બાર વર્ષની વયના વિદ્યાર્થીને નથી લાગુ પડતું. તેમને સ્વતંત્ર વિચારનો અધિકાર પ્રાપ્ત નથી થઇ શકતો. તેમણે તો માબાપ કહે તેમ જ કરવું. [સોળ વર્ષની અંદરનાં બાળકો સારૂ તો આ વાત જ નથી. સોળ વર્ષની ઉપરના જુવાનોમાં નિર્ણય કરવાની શક્તિ છે એમ મારી માન્યતા છે. ]

૩. આપણા શાસ્ત્રમાં છે કે બાળકનું પાંચ વર્ષ સુધી લાલન કરવું, ૧૦ વર્ષ સુધી તાડન કરવું–તાડન એટલે લાકડીથી મારવું એમ નહિ પણ બોધ કરી તેને સમજાવવું–અને ૧૬ મે વર્ષે પુત્રને પોતાનો મિત્ર માનવો. હું જુવાન છોકરાંઓને આવી સલાહ કેમ આપું છું ?

૪. અત્યારે માબાપો પોતાનો ધર્મ સમજે છે ખરાં ? જ્યાં માબાપ પતિત હોય ત્યાં બાળકોનો ધર્મ શો ? માબાપ વ્યભિચારી હોય, વ્યસની હોય, ત્યાં જુવાન દીકરાદીકરીઓએ શું કરવું ? ગુલામનાં છોકરાંઓએ કઈ રીતે વર્તવું ?

૫. આવી બાબતોમાં મર્યાદાશાસ્ત્રનો એકાંતિક અર્થ કરતાં વિષમ પરિણામ આવે નહિ તો બીજું શું થાય ? લાંચ ઉપર નભતાં માબાપોનાં છોકરાંઓ લાંચથી મળેલા પૈસા ઉપર નભે કે તેનો ત્યાગ કરે ? ધારો કે હિંદુ માબાપો પોતાનો ધર્મ છોડે તો છોકરાંઓ પણ છોડે ?

૬. આ જમાનામાં જેમ રાજભક્તિની હદ આપણે આંકવી પડે છે તેમ પિતૃભક્તિની હદ પણ આંકયે જ છૂટકો.

૭. જ્યાં રાજા વ્યભિચારી છે, જ્યાં રાજા પ્રજાને રંજાડે છે, જ્યાં તે પ્રજાને પૈસે અનેક પ્રકારના ભોગ ભોગવે છે, જ્યાં રાજા રક્ષા કરવાનો ગુણ તજી ભક્ષક બને છે, ત્યાં રાજભક્તિ એ જો પાપ નથી તો પુણ્ય એ પાપ થશે. રાજભક્તિ તે રામભક્તિ હતી; રાવણભક્તિ હોય જ નહિ. દશરથ વનમાં મોકલે અને રામ ખૂશીથી જાય એ પરવડે, પણ હિરણ્યકશિપુ

ગાદી આપે અને પ્રહ્લાદ તે ઉપર બેસે તો ધર્મનો લોપ થાય. બાપના કૂવામાં તરીએ, પણ બૂડી ન મરીએ.

૮. [ઘણાં વર્ષો થયાં હું બ્રિટિશ સલ્તનતને વફાદાર રહેતો આવ્યો છું.] ઘણાં વર્ષો થયાં સરકાર સાથે, બ્રિટિશ સલ્તનત સાથે હું સહકાર કરતો આવ્યો છું. મારાથી વધુ સારો સહકાર કોઇએ કર્યો નહિ હોય, કારણકે એથી વધુ સહકાર લગભગ અસંભવિત હતો. મારા એ સહકારમાં કાંઇ જ સ્વાર્થ નહોતો. મારે મારા ભાઇ કે દીકરાને સરકારી નોકરી અપાવવી ન હતી. મને ઇલ્કાબની આશા નહોતી. એટલે મારો સંબંધ કેવળ સ્વચ્છ હતો. હું સહકાર ધર્મ–ફરજ સમજીને કરતો હતો. એના શાસનને હું માન આપતો આવેલો છું તે એ શાસનમાં દંડ રહેલો છે તેથી નહિ, પણ એને માન આપવું જોઇએ એમ સમજીને. એનો એક દાખલો આપીશ.

૯. મને ત્રીજા પુત્રની પ્રાપ્તિ થઇ ત્યારે શીતળા કહડાવવાનો સવાલ ઉભો થયો. હું માનું છું કે ગોશીતળા કહડાવીને હું સારૂં નથી કરતો. છતાં ૧૮૯૭ માં મેં એ બાળકને ગોશીતળા કહડાવ્યા. અમુક દિવસમાં ગોશીતળા ન કહડાવાય તો દંડ થાય. આ કાયદો ચોપડીમાં જ છે. પ્રજા એને જોઇતું માન નથી આપતી. મને લાગ્યું કે મારે કાં તો એને માન આપવું કે કાં તો સરકાર સાથે ચોખવટ કરી લેવી એટલે કે સાદર નિરાદર કરવો ઘટે; કારણ આ કાયદો જે લોકમતનો સ્વીકાર કરે છે તે મને માન્ય નથી. પણ એને ફેરવું નહિ ત્યાંસુધી એને તાબે રહેવું મને ઠીક લાગ્યું અને તેથી મેં છોકરાને શીતળા કહડાવ્યા. પણ એ જ ગોશીતળાની સામે થવાનો પ્રસંગ આગળ ઉપર આવ્યો. દક્ષિણ આફ્રિકામાં અમે જેલમાં ગયા. જેલના કાયદા મુજબ શીતળા કહડાવવા જ જોઇએ. ત્યારે અમે અસહકાર કર્યો–સાદર નિરાદર કર્યો. સરકાર ચાહે તો જેલમાં વધુ વખત રાખે પણ અમે શીતળા નહિ કહડાવીએ એમ અમે કહ્યું. સરકારને આખરે હૂકમ કહાડવો પડ્યો કે એમાં ધર્મની વાત હોય તો ભલે કોઇ ન કહડાવે.

૧૦. સહકારને મેં કેટલે દરજ્જે ખીલવ્યો છે? સરકાર તરફની નાની નાની ઉપાધિઓને ગળી જવી અને તેની સાથે ચલાવી લેવું એ સુંદર ધર્મ છે એમ હું માનું છું. આપણે સ્વરાજ્ય લઇશું ત્યારે પણ પાખંડ, ચોરી અને ડાયરિઝમ ચાલશે. હું એવો ભોળો નથી કે એવો પાખંડી નથી કે

એમ કહ્યું કે સ્વરાજ્યથી સત્યયુગ થશે. આ સ્વરાજ્ય સત્યયુગનું નહિ પણ કળિયુગનું જ હશે; એ અંગ્રેજો અને આરબોના જેવું હશે; પણ એ વખતનું ડાયરિઝમ સહ્ય હશે. સત્તા આપણા હાથમાં હશે; એટલે બહુ તો એ સત્તાનો આપણે પોતે દુરુપયોગ કર્યો હશે કે કરવા દીધો હશે. પણ આજે જે થયું છે તે એવું નથી; એ આપણી મરજી વિરુદ્ધનું છે. વાઇસરૉયને આપણે નિમ્યા હોત તો જૂદી વાત હતી. આપણો વિરોધ ચામડીનો નથી, પણ રીતનો છે. મારા સાથીઓ અન્યાય કરે તો હું તેમનો વિરોધ કરૂં, અને તેમનું આપેલું દૂધ પણ ન લઉં. ભાઇ ઍંડ્રુઝ, મહમદઅલી અને શૌકતઅલી સહોદર છે, પણ સરકાર એમને વાઇસરૉય નિમે તો તે પણ મને કબૂલ ન થાય; કેમકે એ સરકારી ધોરણે નિમાયેલા હશે. આપણા પોતાના હાથમાં સત્તા હોય ત્યારે અને આપણને વિશ્વાસ પડે તો લૉર્ડ ચેમ્સફર્ડને પણ આપણે વાઇસરૉય નિમીએ, અને વિશ્વાસ ઉઠી જતાં ઉતારી પણ મૂકીએ. એક વખતે હિન્દે લૉર્ડ ચેમ્સફર્ડને કહ્યું કે તમે ઉતરો, છતાં એ બેઠાં રહ્યા. હું તો અહિં કહ્યો તેવી જ જાતનો સહકાર કરવા ઇચ્છું છું. એમ અત્યારે નથી માટે અસહકાર ઇચ્છું છું.

૧૧. મેં સરકારની સલ્તનતનો સરવાળો કહાડ્યો, તો તે સરવાળો નહિ પણ બાદબાકી જણાઈ. રિફૉર્મ્સમાં સુધારા આપવાનું નહિ, પણ લઇ લેવાનું જણાયું. સરકારની સત્તા મશીનગનથી નહિ, પણ એનામાં રહેલા આપણા મોહથી ટકે છે. એ મોહ ત્રણ પ્રકારના છે. દ્વિજેન્દ્રનાથ ઠાકુરે જેને માયામૃગ કહેલો છે તે ધારાસભાનો મોહ, અદાલતોનો મોહ અને કેળવણીનો મોહ. માન-અકરામ અને ઇલ્કાબનો તો હું છેદ જ ઉડાવી દઉં છું, કારણકે એ ધરાવનારા બહુ જ થોડા છે. પણ આ ત્રણ મોહમાં તો આપણે ઘણા ફસાયેલા છીએ. મારે મન ધારાસભામાં જવું એ પાપ છે, અદાલતમાં જવું એ પાપ છે, નિશાળમાં જવું એ મહા પાપ છે.

૧૨. કોઇ સવાલ કરશે કે આપણે જે કેળવણી લઇ રહ્યા છીએ એ શું આજ જ ઝેર સમાન થઇ પડી? સરકાર ગમે તેટલી ખરાબ હોય પણ જે જે નિશાળોની અંદર આપણે જતા હોઇએ તે નિશાળોની અંદર સારી વ્યવસ્થા હોય, સારા પ્રોફેસરો હોય, સારા માસ્તરો હોય તે આપણે શાસારૂ છોડવી જોઇએ? એ પ્રશ્ન દરેકને થાય.

૧૩. કાઠિઆવાડના લૂંટારાઓ મુસાફરોનાં નાક કાપતા, અને એક ડાક્તર એવો નિકળ્યો હતો કે એ કપાઈ ગયેલાં નાકને આખાં કરતો. પણ હિન્દુસ્થાનનું નાક જે કપાઈ ગયું, જે ચીણું થઇ ગયું એને અણિયાળું કરનાર કોઇ દાક્તર છે જ નહિ. એ નાકને અણિયાળું કરવું હોય તો તે આપણે જ કરી શકીએ તેમ છીએ. સારામાં સારા દૂધમાં સોમલ પડવાથી જેમ આપણે તેનો ત્યાગ કરીશું, તે જ પ્રમાણે સારામાં સારી કેળવણીમાં ઝેર પડવાથી એ ત્યાજ્ય છે એમ આપણે માનવું જ જોઇએ. સરકારે જે રાજ્યનીતિ બતાવી છે તેથી દૂધ જેવી એમણે આપેલી ચીજો ઝેર જેવી થઇ પડી છે, એવું જો તેમને લાગતું હોય તો તેઓ મેં કહ્યું છે એમ જ કહેશે. સરકારની કેળવણીમાં દાખલ થઇ ગયેલા ઝેરને આપણે તરત ઓળખી કહાડવું જોઇએ.

૧૪. જેમને તાવ આવી ગયો છે—માનસિક અને હાર્દિક—અને જેઓ માને છે કે આ સરકારની સલ્તનત એક મિનિટ પણ મારાથી સહન થઇ શકતી નથી, જે સલ્તનત અન્યાયના ઝેરથી વ્યાપી ગઇ છે એ સલ્તનતમાં રહેવું મારે માટે નામોશીભરેલું છે, તેમને જ નિશાળ છોડવાનો અધિકાર છે. જે લૂંટારો આપણું સર્વસ્વ હરણ કરી જાય એના હાથનું દાન આપણે ન લઇ શકીએ, તેમ સરકારના હાથની કેળવણી આપણે ન લઇએ એમાં જ માતા પ્રત્યે, પિતા પ્રત્યે અને નેતા પ્રત્યે આપણો વિનય રહેલો છે; એમાં જ આપણી અધીનતા રહેલી છે. જે કોઇને અંદરથી હૃદયનો અવાજ આવે છે કે ‘ મારે આ કામ કરવું જ જોઇએ ’ એ માણસને એમ કરવાનો હક્ક છે. એ ચીજોની પ્રતીતિ તમને પડતી હોય તો તમે આવતી કાલે જ નિશાળો અને કૉલેજો છોડો એમ હું ઇચ્છું છું.

૧૫. એક વાર હું પોતે શિક્ષકવર્ગનો જ હતો; હજી પણ હું શિક્ષક છું એવો દાવો કરી શકાય. મને શિક્ષણનો અનુભવ છે. મેં તેના અખતરાઓ કરી જોયા છે. એ કામ કરતાં કરતાં મને એમ લાગ્યું કે જે પ્રજાના શિક્ષકોએ પોતાનું પુરુષત્વ ગૂમાવી દીધું છે તેવી પ્રજા કોઇ દિવસ ન ચડે.

૧૬. તમને જો મનમાં સિદ્ધ થઇ ગયું હોય કે અંગ્રેજોએ પંજાબમાં અને ખિલાફતમાં હિન્દુસ્થાન ઉપર અત્યાચાર કર્યો છે, દગો દીધો છે, તો

તે અત્યાચારનું તેઓ પૂરૂં પ્રાયશ્ચિત્ત ન કરે, પોતાનું મલિન અંતઃકરણ પૂરૂં સ્વચ્છ ન કરે ત્યાંસુધી કોઇ પણ જાતનું દાન કે મદદ કે શિક્ષણ તેમની પાસેથી સ્વીકારવું એમાં મહા પાપ છે. રાક્ષસ પાસેથી આપણે શિક્ષણ નહિ લઇએ. મેલા હાથથી અપાતું શુદ્ધમાં શુદ્ધ શિક્ષણ પણ મેલું જ છે. અંગ્રેજો તો પોતાના મેલને પણ સ્વચ્છતા કહીને બતાવે છે.

૧૭. અત્યારે આપણામાં જે દીનતા છે, પામરતા છે, આપણે જે ભ્રમણામાં પડેલા છીએ તે અંગ્રેજી કેળવણીને લીધે જ છે. અંગ્રેજી કેળવણી મળી ન હોત તો આપણે અત્યારે કંઇ હિલચાલ કરતા ન હોત એ મિથ્યા છે.

૧૮. દેશને માટે મરવું એ વૃત્તિ આરબોમાં છે તે આપણામાં નથી. આવી પતિત દશામાંથી જ્યાંસુધી આપણે નથી નિકળ્યા ત્યાંસુધી હું ભવિષ્ય કહું છું કે હિન્દુસ્થાન સ્વતંત્ર થઇ શકશે નહિ.

૧૯. આપણી આસપાસના મુલકમાં પઠાણ, ઇરાની અને આરબોની સ્થિતિ આપણા કરતાં સારી છે. આપણા જેવું શિક્ષણ તેમને મળતું નથી છતાં આપણાથી તેઓ ચડતા છે.

૨૦. મારે સારૂ અને જેઓ અસહકારનું તત્ત્વ સમજ્યા છે તેમને સારૂં તો વર્ષ લાગો કે વર્ષોનાં વર્ષો લાગો, જ્યાંસુધી સરકાર પશ્ચાત્તાપ કરી પ્રજામતને ન અનુસરે ત્યાંસુધી તેની નિશાળો, ત્યાં સોનામહોરો વહેંચાય તોપણ ત્યાજ્ય છે.

૨૧. કોઇ કહે છેઃ નિશાળોને સારૂ વિદ્યાપીઠ પૈસા આપે. જો વિદ્યાપીઠે પૈસા આપવાના હોય તો વિદ્યાપીઠ ક્યાંથી લાવશે? વિદ્યાપીઠ તેના પ્રાંતની બહારથી પૈસા લાવીને તો તેનાં બચ્ચાંને નહિ ભણાવે? તેને પૈસા આપીએ અને પાછા લઇએ તેના કરતાં આપણે જ નિશાળ ચલાવવા જેટલા દરેક ગામમાં એકઠા કરી શુદ્ધ ગામઠી નિશાળ ન ચલાવીએ?

૨૨. હું વકીલોને નહિ સમજાવી શકું એનું કારણ છે. એમનામાં કેટલી માયા રહેલી છે તે હું જાણું છું. બચ્ચાં–કચ્ચાં, આરામખુરશી અને મોટરકારનો ત્યાગ મુશ્કેલ છે. પણ વિદ્યાર્થીને એવું કશું જ નથી. એને જેમ વાળો તેમ વળી શકે છે. જે ગુલામીની તાલીમ લે અને નોકરીને માટે શાળામાં ગયા જ કરે એને નહિ રોકું તો સલ્તનતની જડ નહિ નિકળે. હું

એ જડ કહાડવા માગું છું. વિદ્યાર્થી મારફત સલ્તનતને ખાતરપાણી મળે છે; એ જળ નાયગરા ફોલ્સ જેવાં-ગંગા, યમુના, બ્રહ્મપુત્રાના એકત્ર ધોધ જેવાં છે. તમે સાનમાં સમજી શકશો કે એ વહેમી વિદ્યા-ગુલામગીરીની વિદ્યા-આપણને નથી જોઈતી. હું ગુલામી છોડવાના અલેફ બેને-કક્કાને શીખવું નહિ ત્યાંસુધી બીજું બધું નકામું છે. મેલા પાત્રમાં દૂધ રેડ્યા કરશો તો પાત્ર નહિ સુધરે પણ દૂધ મેલું થશે. આપણે ગુલામીના પાત્રથી ખરડાયેલા હોઈશું ત્યાંસુધી કેળવણી ધૂળધાણી છે. ઉપર દેવતાઓ હોય અને તે જૂએ કે હિન્દુસ્થાન મેલું પાત્ર છે, તો કેળવણીનો વરસાદ ફોકટ છે. માટે પ્રથમ સાફ થાઓ. કાયદા, વૈદ્યકનું જ્ઞાન નહિ મળે તો હિન્દુસ્થાન રસાતાળ નથી જવાનું; પણ ગુલામીથી રસાતળ જશે. ત્યારે હિન્દ મનુષ્યના નહિ પણ જાનવરોના દેશ તરીકે ઓળખાશે. માણસ કોઈથી-મોટી સલ્તનતથી પણ-દબાઈને પોતાના શુદ્ધ ઉદ્દગાર ન બોલી બતાવે એનું નામ ગુલામી. એમાંથી નિકળવું એ આપણો પ્રથમ પાઠ. જે ધગશ મને લાગી છે તે જલિયાંવાલાના દૃષ્ટાંત તથા ઇસ્લામના અપમાનથી સૌને લાગો.

૨૩. હિન્દુઓનો બેવડો મારો છે. ઇસ્લામીઓ ગુલામો બનશે ત્યારે એ ઇસ્લામી ગુલામી મારફત હિન્દુઓને ગુલામ બનાવવામાં આવશે. એ ત્રિરાશિનો દાખલો છે. મારે હિન્દુધર્મનું રક્ષણ કરવું હોય, છાયા તળે બેસીને વિષ્ણુને ભજવો હોય તો મુસલમાનોને મદદ કરવી એ મારી ફરજ છે. મુસલમાનો કદાચ ભવિષ્યમાં જૂલમ કરે તો હું તેમને કહું: 'ભાઈ, પેલો દિવસ યાદ કરો!' તમે પણ કહી શકો કે અમારામાંનો એક ગાંધી-એ ગમે તેવો હતો પણ-અમારે માટે કાંઇક કરી ગયો છે. છતાં ન ચાલે તો તમે લડી લેજો. હું તો મર્દ થવાનું કહું છું. લાકડી ઉગામીને મરવા તૈયાર હોય તેના કરતાં લાકડી છાડીને મરે તે વધારે મર્દ છે. હિમાલય ઉપર લાકડી લઇને કે ડોળીમાં બેસીને જે ચડે તેના કરતાં લાકડી કે ડોળી વગર જાય તેનો શ્વાસ કેટલો મજબૂત હોવો જોઇએ! ઉપર ચડીને એ આખા હિન્દની સામે ખડખડ હસશે. મારા ભાઇ (મહમદઅલ્લી) એને નબળાઇનું હથિયાર માને છે. એ ખરૂં હો કે ન હો પણ તલવારનો ન્યાય પણ એમાંથી જ શીખી શકાય એમ છે. મેં ભાઇ શૌકતઅલીને કહ્યું કે મુસલમાનોમાં કુરબાનીની તાકાત નથી. મરવાની તાકાત આવશે ત્યારે તો

તેઓ જોશે કે તલવારની જરૂર જ નથી. છતાં જ્યારે જરૂર લાગે ત્યારે સુખે તલવાર કહાડજો. જે સલ્તનતે ઇસ્લામને દગો દીધો, જેણે હિન્દને પેટે ચલાવ્યું-કારણ એક પણ માણસ પેટે ચાલ્યો છે—જેણે હિન્દની સ્ત્રીઓના બુરખા ખેંચ્યા—કારણ પંજાબમાં એ થયું છે—એ સરકારની સાથે સહકાર હોય જ કેમ ? ગમે એટલા પાકા રસ્તા મળે, દેશમાં ગમે એટલી સુલેહ વર્તે, તે કરતાં લોહીની નદીઓ વહે એ કબૂલ. અરે, રેલ્વે જાય, સ્ટીમર જાય, વ્યવસ્થા તૂટી પડે, એ બધું યે એ સ્થિતિના કરતાં મારે મન બહેતર છે. મારા જેટલી જ ધગશ તમને થઇ હોય તો જે વિદ્યાર્થીને માબાપે ના કહી હોય તે પણ શાળાનો ત્યાગ કરી શકે છે. એક વિદ્યાર્થીના બાપે કહ્યું કે રાષ્ટ્રીય શાળા નિકળી છે તે કેવી ચાલે છે તે જોયા પછી થઇ રહેશે. રાષ્ટ્રીય શાળાની આવી પરીક્ષા કરીને બાળકને સરકારી નિશાળેથી ઉઠાડી લેનારથી હિન્દ સર નથી થવાનું. વિદ્યા મળે કે ન મળે તેની પરવા ન હોવી જોઇએ. ગુલામી સ્થિતિમાં રહ્યાં આઝાદીની વાત શીખવી શકાતી હોય તોપણ તેથી સ્વતંત્રતા કેળવી શકાય જ નહિ. આ હું કહું છું તે બરોબર સૂઝી જાય તો બધું છોડી દેવું. પછી સૌ મળી રહેશે. ઇશ્વરી કાયદો છે કે શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરે તો તેને સર્વ કંઇ મળે.

૨૪. [સત્ય વાતમાં જે વિદ્યાર્થીને શ્રદ્ધા આવી જાય છે તે બધું કરી શકે છે. ] સંખ્યાબંધ ઉચ્ચ આદર્શોવાળા નૌજવાનોએ સરકારે તેમની પાસે માગેલી જામિનગીરીઓ આપવામાં નામોશી માનીને તેવી જામિનગીરી આપવા ઇન્કાર કરી તેની જેલોને વહાલી કરી છે. આરબોનો જ દાખલો લો. બહાદુર આરબ જાતિ પોતાની સ્વાધીનતા પણ જાળવી રહે અને બીજી બાજુએ તેમને ગુલામ બનાવનારાઓની શાળાઓમાં શિક્ષણ પણ લેતી જાય એવા દેખાવની શું કલ્પના સરખી કરી શકાય ખરી ? એમની પાસે જઇને એમના ઉપર આક્રમણ કરનાર પરદેશીઓની શાળામાં ભણવા જવાનું કહેનારને તેઓ કેવળ હસી કહાડશે. આપણી બાબતમાં પણ એક વાર જે સરકારને આપણે ખરી કે ખોટી પણ આપણી ઇચ્છા મુજબ વર્તવાની ફરજ પાડવાનો અથવા તો તેનો નાશ કરવાનો સંકલ્પ કર્યો છે તેના આશરા હેઠળ ચાલતી શાળાઓનો ત્યાગ કરવાનું કહેવામાં એ વાત શું તેટલી જ બલ્કે વધારે જ લાગુ નથી પડતી ?

૨૫. [ સરકારની અદાલતોમાં ન્યાય નથી મળતો એમ સમજી જામિનગીરી ન આપતાં વિદ્યાર્થીઓ જેલ વહાલી કરે છે તે જ પ્રમાણે જે શાળાના માલિકોનો ઉદ્દેશ દુષ્ટ છે તેમની શાળાઓનો ત્યાગ તેઓ માથે ચડાવી શકે છે. ] શાળાઓમાંથી બધા વિદ્યાર્થીઓ નિકળી જાય તો કેવું શુભ પરિણામ આવે ? તે વખતે તો પ્રોફેસરો અને શિક્ષકો તેમને પૂછવા આવશે કે તમે કેવી શરતે રહેવા માગો છો ? તમે કહેજો કે સરકારની સાથેનો સંબંધ અને મદદ છોડીને અમે ભિક્ષા માગીને પણ શાળાના ખર્ચની જોગવાઇ કરીશું. એ અસલી ન્યાય છે. પહેલાંના વખતમાં વિદ્યાર્થીઓ ગુરુની પાસે સમિત્પાણિ થઇને જતો. ગુરુને કહેતો કે હું તમારું બળતણ લાવીશ, ગાય–ઢોરની સંભાળ રાખીશ; તમે મને ભણાવજો. પૂનામાં આવું એક અનાથ વિદ્યાર્થી આશ્રમ વિદ્યાર્થીઓ મધુકરી માગી લાવીને ચલાવે છે. તમે એમ કરજો, પણ અત્યારની તમારી શાળામાં જઇ તમારું મનુષ્યત્વ ખોઇ ન દેશો. તમારી ઉપર તો ભારે આશા છે.

૨૬. 'અમે વિદ્યા વિનાના રહીશું અથવા તો અમારી શરતે જ ભણીશું.' બધા વિદ્યાર્થીઓ એટલું બળ બતાવે તો ધારેલું થાય. છતાં બે–ચાર વિદ્યાર્થીઓને જ વસી જાય તોપણ તેઓએ તો આજે જ શાળામાંથી નિકળી જવું રહ્યું. તેવાને હું કહીશ કે તમે સ્વરાજ્યને સારૂ એક પગલું ભર્યું છે, હિન્દને માટે મોટુ ભાષણ કર્યું છે. તમને ઘેરથી મદદ ન મળે તો મજુરી કરજો, હાથપગ વાળતાં નથી શીખતા તે શીખજો, પણ ગુલામીમાં ન પડશો. વિદ્યાર્થીઓ ! જરૂર માનજો કે હિન્દને સારૂ સ્વરાજ્ય જોઈતું હોય તો શાળાનો, અદાલતોનો અને ધારાસભાનો મોહ ત્યાગવો જોઇએ. સ્વરાજ્યનું સૌથી પહેલું અને છેલ્લું પગથિયું પોતે સ્વચ્છ બનવું એ છે. જેને દાંત આપેલા છે તેને ચાવણુ આપનાર સરકાર નહિ પણ સરકારની યે સરકાર છે. આ આપણો પહેલો પાઠ છે. એ આપણે ભૂલી ગયા છીએ. હું તો શેઠ કે સરકારના ચાવણુનો સ્વીકાર નથી કરતો. સરકારની હયાતી છતાં ઓરિસ્સામાં હજારો દુકાળિયા મૂઆ. હિન્દમાં અનેક શેઠિયાઓ છતાં હજારો દુકાળિયા હરિશરણ થયા. તમે ઇશ્વરનું નામ લઇને, હિંમત રાખીને, કંઇ પણ ગણત્રી વગર–કશો પણ હિસાબ કર્યા વગર–ગુરુને અને માબાપને નોટિસ મોકલજો કે મારાથી શાળામાં નહિ જવાય; મેં કહ્યું છે તેથી ઉશ્કેરાઇને નહિ. હું તમારાં હૃદય અને બુદ્ધિને સતેજ કરી રહ્યો છું. એ

બુદ્ધિ અને હૃદય કબૂલ ન કરતાં હોય તો કોઇ બાળકને અધિકાર નથી કે વડિલની સામે થવું. એ તો એક જ બાળકને અધિકાર છે કે જેનું હૃદય મારા જેટલું જ ધગી રહ્યું હોય. દારૂડિયા માબાપને દારૂના વ્યસનમાંથી છોડાવવા સારૂ છોકરાએ તેના વારસાનો, ઘરનો, તેની છાયાનો ત્યાગ કરવો જોઇએ. તમને લાગે કે જે શિક્ષણ મળે છે તે ગુલામીની છાયામાં છે તો માબાપની આજ્ઞા સામે થઇને પણ યાહોમ કરજો.

૨૭. આપણી લડતમાં જુવાનોને સ્વચ્છંદ શીખવવામાં આવ્યો નથી. જે જુવાન મર્યાદા જાણે, જે દુઃખ સહન કરી શકે, તેવાને જ આ જ્ઞાન મળે તોપણ સરકારી નિશાળોનો ત્યાગ કરવાની સલાહ છે. ઘણા એવા છે કે જે કેવળ માબાપોને રાજી રાખવા ખાતર નિશાળોમાં પડ્યા રહ્યા છે. એવા થોડા જ છે કે જે માબાપોની ઉપરવટ થઇને નિકળ્યા છે અને તે થોડામાંના વળી એવા તેથી યે થોડા છે જેઓ નિશાળો છોડી સ્વેચ્છાચારી બન્યા છે.

૨૮. અંતરાત્માનું નામ લઇને સ્વચ્છંદને પૂજનારા ભડ દુનિયામાં પડ્યા જ છે. તેઓ તો ધર્મને વગોવશે જ. પણ તેથી શું અંતરાત્માની વાત કરતાં યે ડરીશું? રેંટિયા બાળકોના હાથમાં મૂકીને મેં પ્રજાની ભારે સેવા કરી છે, એ વિષે મારા મનમાં જરા યે શંકા નથી. એને તો હું શાશ્વત્ પ્રવૃત્તિ માનું છું. બાળકોના મનને જ કેળવવામાં માબાપો અને શિક્ષકોએ અત્યાચાર કર્યો છે. શરીરને પોષવામાં આપણો ઘણો સમય જાય છે. તે પોષવાનાં સાધનોને કેળવવાનું છોડી આપણે મહા પાપ કર્યું છે. આપણે તે કેળવણી પાછા આપતા થઇ જઇએ તો જ દેશ સુખી થઇ શકે. ઔદ્યોગિક કેળવણી આપવાની આપણી ફરજ છે. તે કેળવણી આપણે રેંટિયા વડે આપતા અનેક અર્થ સારીએ છીએ. હું તમને રેંટિયાની ભેટ કરૂં છું અને સૂચવું છું કે તેમાં હિન્દુસ્થાનની આર્થિક દુર્દશાનો ઉકેલ રહેલો છે.



# ૧૯. કાશીમાં ગાંધીજી.*



૧. હું જે ભ્રમણામાં ૧૯૧૯ ના ડિસેંબરમાં હતો તે મારી ભ્રમણા ભાંગી ગઈ છે અને તેને લીધે આજે અગાઉના કરતાં મારા મોંમાંથી બીજી ભાષા નિકળે છે. પણ જે વસ્તુ જેવી છે તેવી જ હું તેને જણાવી રહ્યો છું. જે વસ્તુને ગંદી દેખું તેને ગંદી ન કહું તો સત્યનો ભંગ થાય, અવિવેક થાય. જે વસ્તુ જેવી છે તેવી બતાવવામાં વિવેકનો ભંગ નથી, સત્યનું પાલન છે. જોકે એકાન્તિક સત્ય તો મૌનમાં જ રહ્યું છે, છતાં ભાષાનો પ્રયોગ કરવો પડે છે ત્યારે તો તેમાં સંપૂર્ણ સત્ય ત્યારે જ આવે કે જ્યારે હું સ્થિતિને જેવી જોઉં છું તેવી ને તેવી તમારી સામે આલેખું.

૨. પંડિતજી કહે છે કે બધું જોઈ વિચારી તમને તમારો અંતરાત્મા કહે તે પ્રમાણે વર્તશો. હું પણ એ જ વાત કહેવા માગું છું. અને તમને અંતરાત્માના અવાજ વિષે કાંઈ પણ શક હોય, તમારા દિલમાં તમે નિર્ણય ન કરી શકતા હો તો તમે મારું ન માનશો, બીજા કોઈનું ન માનશો, કેવળ તમારા પૂજ્ય ભાઈસાહેબ પંડિતજીનું જ માનશો. માલવિયજીથી વધારે મોટા ધર્માત્મા મેં જોયા નથી, હિંદુસ્થાનની એમની સેવાના કરતાં વધારે સેવા કરી હોય એવો કોઈ હિંદી હું આજે બીજો જીવંત જોતો નથી. પંડિતજી અને હું—એ બે વચ્ચે કેવો સંબંધ છે? હું તો દક્ષિણ આફ્રિકાથી આવ્યો ત્યારથી તેમનો પૂજનારો છું. મારાં દુઃખો મેં અનેકવાર એમની આગળ સૂણાવ્યાં છે, અને મેં એમની પાસેથી આશ્વાસન મેળવ્યું છે. એઓ તો મારા વડિલબંધુ સમા છે.

---

* ૧૯૨૦ ના ડિસેંબરમાં કાશીમાં હિંદુવિદ્યાપીઠના મકાન આગળ વિદ્યાર્થીઓ અને અધ્યાપકો સમક્ષ ગાંધીજીએ આપેલું ભાષણ.

૩. આવો અમારો સંબંધ છે એટલે હું તો તમને એમ કહી શકું કે જો તમારૂં દિલ એવો જ અવાજ કહાડે કે ગાંધી કહે છે તે જ સત્ય વાત છે તો જ હું તમને કહું છું તે કરજો. પણ તમને લાગે કે બંને આપણા આગેવાનો છે, બંનેની વાતોમાંથી એકની પસંદગી કરવાની છે, તો તમે પંડિતજી કહે તેમ જ કરજો. તમને જરા પણ અંદેશો હોય તો મારી વાત તમે ન કરશો, બલ્કે તેમ કરવામાં તમારૂં બૂરૂં છે. પંડિતજી એ વિદ્યાપીઠના ગુરુવર્ય છે. પંડિતજીએ એની સ્થાપના કરી છે. પંડિતજી એના આત્મા છે અને તેમનો આદર કરવો એ આપણો ધર્મ છે. આ બાબતમાં પંડિતજીની ભૂલ જોઇ રહ્યો છું તે વિષે તમને લેશમાત્ર પણ શંકા હોય તો તમે મારી વાત કબૂલ ન કરશો. મારી પાસે એક સજ્જન આવ્યા. તેમણે કહ્યું કે ' તમે કાશી જશો પણ પંડિતજીની તબિયત એવી છે કે તમારી મુલાકાતથી તેમને સખ્ત આઘાત પહોંચશે અને પંડિતજીને ખોઇ બેસવાનો વખત આવશે. તમારી મુલાકાત પંડિતજીનો નાશ તો ન કરે ?' ' પંડિતજીનો નાશ કરવા વાળો હું કોણ? પંડિતજીના આત્માનું હનન કરવું એ અર્થ હોય તો તે તો અશક્ય છે, પણ પેલા સજ્જનને મારા કાશી જવામાં પંડિતજીનું મૃત્યુ રહેલું લાગ્યું. તેઓએ કહ્યું: 'છોકરાઓ તમારૂં કહેલું માનશે, વિદ્યાપીઠમાંથી નિકળશે, પંડિતજીને પોતાનું જિંદગીનું કામ બરબાદ થઇ ગયેલું દેખાશે, એને તેથી તેમનો દેહ પડશે.' મને આથી કંઇક હસવું આવ્યું. મને એમ થયું કે એ સજ્જન પંડિતજીને ઓળખતા નથી. પંડિતજી કાંઇ નામર્દ નથી કે આવી વાતમાં પ્રાણ તજે.

૪. પંડિતજીનો પ્રાણ વિદ્યાલય છે એ ખરૂં. પણ મને તો એમનો પ્રાણ હિંદુસ્થાન વધારે લાગે છે. પંડિતજી આશાવાદી પુરૂષ છે. પંડિતજીનું સાચું મંતવ્ય છે કે હિંદુસ્થાનનું બૂરૂં કોઇથી નથી થઈ શકવાનું. હિંદુસ્થાનની લગામ કોઇના હાથમાં નથી પણ ઇશ્વરના હાથમાં છે, અને તેનું ભલું કરનારો ઇશ્વર બેઠો છે. છતાં પંડિતજીને મેં તો તાર કર્યો અને પંડિતજીએ મીઠા શબ્દોમાં મને કાશી બોલાવનારો જવાબ વાળ્યો.

૫. પંડિતજીને એમ લાગી ગયેલું છે કે તમે કેટલાક જણ વિચાર વિના પગલાં લઇ રહ્યા છો, અને વિચાર વિના તમે કાંઈ કરશો તો સ્થાનભ્રષ્ટ થશો. પણ તમને એમ લાગે કે આ સંસ્થામાં અભ્યાસ કરવો

એ પાપ છે તો તમે એને તરત છોડજો અને પંડિતજી તમને આશીર્વાદ આપશે. પણ તમારો આત્મા પ્રજ્વલિત ન હોય તો તમે પંડિતજીનું જ સાંભળજો.

૬. જ્યારે તમારૂં કાર્ય સ્વચ્છ હોય, તેનો હેતુ સ્વચ્છ હોય, તેનું પરિણામ સ્વચ્છ હોય, ત્યારે જ તે અંતરાત્માથી પ્રેરાયલું હોઇ શકે. પણ તેના ઉપર બીજો નિબંધ શાસ્ત્રોએ મૂકેલો છે. જે સંયમી છે, જે અહિંસા, સત્ય અને અપરિગ્રહનું પાલન કરનારો છે તે જ કહી શકે કે મને અંતરાત્માનો આદેશ થયો છે. તમે બ્રહ્મચારી ન હો, તમારા દિલમાં દયા ન હોય, મર્યાદા ન હોય, સત્ય ન હોય તો તમે કોઇ કાર્યને અંતરાત્માના અવાજથી પ્રેરાયલું નથી કહી શકતા. પણ મેં વર્ણવ્યું તેવું તમારૂં દિલ હોય, તમે પશ્ચિમી ઢંગનો ત્યાગ કરેલો હોય, તમારા સ્વચ્છ હૃદયમંદિરમાં પ્રભુનો વાસો હોય, તો તમે તમારાં માબાપનો પણ સવિનય અનાદર કરી શકો છો. તે સ્થિતિમાં તમે સ્વતંત્ર છો એટલે પગલું લઇ શકો છો. પશ્ચિમમાં સ્વેચ્છાચારનો ધો ચાલી રહ્યો છે તે મને ખબર છે. પણ હું હિંદુસ્થાનના વિદ્યાર્થીઓને સ્વેચ્છાચારી નથી બનાવવા માગતો. આ પવિત્ર કાશીક્ષેત્રમાં આ પવિત્ર સ્થળમાં હું તમને સ્વેચ્છાચારી બનાવવા માગતો હોઉં તો હું મારા કાર્યને લાયક નથી.

૭. હું છોકરાઓને કેમ સમજાવી રહ્યો છું કે શાળા છોડવાનો તમારો ધર્મ છે ? હું શું તમારૂં અભ્યાસીજીવન નષ્ટ કરવા માગું છું ? નહિ. હું આજસુધી અભ્યાસી જીવન ગાળું છું, વિદ્યાર્થી છું. પણ હું કહેવા માગું છું કે જેને સ્વતંત્રતાની તાલીમ નથી મળી—અને બચિત તે મિલકૃત Liberty ના અભ્યાસથી નથી મળતી—તે સ્વતંત્ર નથી કહેવાતો. તમારી તાલીમ અરબસ્તાનના છોકરાઓના કરતાં નપાવટ છે. એ તરફથી આવેલા એક માણસે મને કહેલું કે ત્યાંના વિદ્યાર્થીઓની તાલીમના ચોથા ભાગ જેટલી પણ તાલીમ આપણા વિદ્યાર્થીઓની નથી. અરબસ્તાનનો એક પણ વિદ્યાર્થી એવો નથી કે જે આ સલ્તનતને સ્વીકારી શકે. ત્યાં તેમને ટપાલ, તાર અને ટ્રામ આપવા કહાડ્યાં, એરોપ્લેનો દાખલ કરવાની લાલચ આપવામાં આવી, જે રેતીમાં ખીચડી મૂકેલી ઘડીમાં ચડી જાય તે રેતીને ઠંડી કરી આપીશું એવું પણ કહેવામાં આવ્યું ! તાલીમ આપવા,

તાલીમની ભારે શાળાઓ ખોલવાની લાલચ આપવામાં આવી, પણ ત્યાંના છોકરાઓ કહે છે કે અમારે એ નથી જોઇતી. ત્યાંના વિદ્યાર્થીઓમાં ભારે ધાર્મિક તાલીમ છે. તમારે એવી ધાર્મિક તાલીમની જરૂર છે. તમે જે સંજોગોમાં ભણો છો તેમાં મનુષ્યનો ડર રાખવો પડે એવી જ તાલીમ મળી શકે છે. પણ હું તો મનુષ્યનો ડર છોડી ઇશ્વરનો ડર રાખતાં શીખ્યો હોય તેને ખરો એમ. એ. કહું. તમારામાં એટલું જોર આવે કે આજીવિકા માટે તમારે કોઇની આગળ હાથ લાંબો કરવાની ખેવના ન રહે ત્યારે તમારી કેળવણી બરોબર કહેવાય. જ્યારે તમને ઉગી જાય કે આ દુનિયામાં જ્યાંસુધી મારા હાથપગ સાબૂત છે ત્યાંસુધી આજીવિકા મેળવવા મારે કયાં યે વીલું મોં કરવું નથી.

૮. અંગ્રેજ ઇતિહાસકારો કહે છે કે હિન્દુસ્થાનમાં ૩ કરોડ લોકોને દિવસમાં પેટપૂર ખાવાનું નથી મળતું. બિહારમાં સત્તુ નામનો નિઃસત્ત્વ ખોરાક ખાઇને પ્રજાનો મોટો ભાગ રહે છે. એ સત્તુ–મકાઇનો લોટ–પાણી અને લાલ મરચાં સાથે ગળે ઉતારતા જ્યારે મેં લોકોને જોયા છે તે વેળા મારી આંખમાંથી અગ્નિ વરસ્યો છે. તમને તેવું ખાવાનું મળે ત્યારે તમે કેટલા દિવસ ગુજારી શકો વારુ. એ રામચંદ્રજીની ભૂમિમાં–જનક રાજાની પુણ્યભૂમિમાં–લોકોને આજે ખાવા ઘી નથી મળતું, દૂધ સરખું નથી મળતું. આવી સ્થિતિમાં તમારાથી નિરાંતે કેમ બેગી શકાય ? આપણે દરેક જણ મૅકસ્વીની* થઇ શકીએ એવી તાલીમ આપણને ન હો તો તે તાલીમમાં કશો અર્થ નથી. તમને આઝાદીથી ખાવાનું ન મળે તો ભૂખ્યા મરી આઝાદ રહેવાની તાકાત આવે, એમ હું ઇચ્છું છું.

૯. અરેબિયા અને મેસોપોટેમિયાના છોકરાઓમાં એ તાલીમ છે તે અંગ્રેજો સામે બાથ ભીડવાવાળા છે. ત્યાં તો શસ્ત્રબળ પડેલું છે. આપણે ત્યાં તે નથી. પણ હિંદુસ્થાનની સત્યવૃત્તિમાં ભારે આત્મિક શક્તિ પડેલી છે. તેથી જ આપણે અત્યાચારને હઠાવી શકીએ એમ છીએ. અસંતનો ત્યાગ કરવાનો તુલસીદાસજીનો ઉપદેશ છે આ સલ્તનત રાક્ષસી છે એમ હું કહું છું એટલે તેનો ત્યાગ એ આપણો ધર્મ છે. ત્યાગ કરવો એટલે હિજરત કરવી એવું જ થાય. પણ તેટલું કરવાનું હું નથી કહેતો. ત્યાગ કરીને

*આયર્લંડનો વીર જેણે સ્વદેશની સ્વતંત્રતા માટે ઘણા ઉપવાસ કરી દેહત્યાગ કર્યો.

આપણે ક્યાં જઈએ ? હિંદી મહાસાગર યા બંગાળી ઉપસાગરના પેટ સિવાય તો હું ક્યાં યે આશરો નથી જોતો. પણ તુલસીદાસજીએ કહ્યું છે કે અસંતોનો સદંતર ત્યાગ ન કરી શકો તો તેનાથી થોડા દૂર રહો. રાવણનાં પકવાન્નો તથા દાસીઓનો ત્યાગ કરી અશોકવાટિકાના કેવળ ફળફૂલથી નિર્વાહ કરનારાં સીતાજીના જેવો શાંતિમય અસહકાર કરવાની તાકાત તમારામાં ન આવે તો હિંદુસ્થાન ફના થઈ જાય, ગુલામીમાં જ સબડ્યાં કરે એ વિષે મને લેશ શંકા નથી.

૧૦. આ સલ્તનત રાક્ષસી કેમ છે તેનાં કારણોમાં હું ઉતરવા નથી માગતો પણ પંજાબના અત્યાચારો કરનારી, છ છ સાત સાત વર્ષના બાળકોને તાપમાં ચલાવી મારી નાખનારી, ઓરતોની લાજ લેનારી, અને જે અમલદારોએ આ અત્યાચારો કર્યા તેણે કાંઈ ગુન્હા નથી કર્યા, તેમણે તો સલ્તનતને બચાવી એમ કહેનારી સલ્તનતના તાબાની શાળાપાઠશાળામાં ભણવું મારે મન મહામાં મહા અધર્મ છે. મારા વડિલબંધુ પંડિતજીને એ ધર્મ લાગે છે. મને મારા શાસ્ત્ર એવું નથી ભણાવતાં. રાવણના હાથથી હું ગીતા નથી શીખી શકતો, કુરાન નથી શીખી શકતો, બાઈબલ નથી શીખી શકતો. ગીતાજીનું ધાર્મિક દૃષ્ટિએ અધ્યયન કર્યું હોય તેની પાસે જ શીખું. દારૂ પીનારા પાસે કેમ શીખી શકું ? મારો આત્મા કેટલો સળગી રહ્યો છે તેનો તમને હું ખ્યાલ નથી આપી શકતો. આ સલ્તનતની મેં ૨૦ વર્ષ સેવા કરી. તેમાં કાંઈ બૂરૂં કર્યું એમ કહેવા માગતો નથી. માત્ર હવે હું એને સેવા આપી શકતો નથી. કારણ હવે મેં પંજાબના અત્યાચારો જોયા છે એટલું જ નહિ, પણ હું એ પણ જોઈ શકું છું કે એ સલ્તનત કેટલાં યે વર્ષ થયાં હિંદનું એવું નખ્ખોદ વાળી રહી છે કે જેની સરખામણીમાં પંજાબના અત્યાચાર કાંઈ વિસાતમાં નથી.

૧૧. તમારા જેવડો હું હતો ત્યારે દાદાભાઈ નવરોજજીનું 'Poverty and the UnBrtish Rule in India' મેં વાંચેલું. તેમાં જે Progressive drain–ઉત્તરોત્તર વધતું જતું દ્રવ્યશોષણ–સાબિત કરેલું છે તે આજે ઓછું થયું છે ? લશ્કરી ખર્ચ વધતું ગયું છે કે નહિ ? પેન્શનોમાં તણાતાં નાણાં વધ્યાં છે કે નહિ ? પરદેશી માલ વધુ વધુ આવતો જાય છે કે નહિ ? આનો જવાબ જો 'હા' હોય તો હું

કહું છું કે લૉર્ડ સિંહ જેવા ભલે ગવર્નર થાઓ–અરે પંડિતજી જેવાને વાઇસરૉય બનાવવામાં આવે તોપણ તેને સલામ કરવા હું ન જ જાઉં. ખરી સ્થિતિ એ છે કે આ રાજ્યપ્રથા નીચે આપણી ગુલામી વધતી જ ગઇ છે. અને ગુલામ જ્યારે ગુલામીની શૃંખલાની ચમક જોઇને મુગ્ધ થાય છે ત્યારે તેની ગુલામી સંપૂર્ણ થઇ કહેવાય. ૩૫ વર્ષ ઉપર જે ગુલામી હતી તેના કરતાં આજે આપણામાં વધારે ગુલામી છે એમ હું કહું છું. આપણે વધારે હતાશ બનતા ચાલ્યા છીએ. આપણામાં નામર્દાઇ વધતી ગઇ છે—એટલે તાત્વિક દૃષ્ટિએ કહું તો જરૂર કહું કે આપણામાં ગુલામી વધતી જાય છે.

૧૨. આપણા રાજ્યાધિકારીઓ જ્યારે વણિક્ બનીને રાજ્ય કરે, અને વણિક્ બનીને જ નહિ પણ જ્યારે ભાંગ–ગાંજા જેવાં નીશાનાં સાધનોનો વેપાર કરે, ત્યારે તે અધમ બને છે. તેમનો ત્યાગ કરવો જોઇએ. આ સલ્તનતે હિંદુસ્થાનને નાપાક બનાવી દીધું છે. આબકારી ખાતું વધતું જ જાય છે. સ્વદેશી દુકાનો પડી ભાગી દારૂની દુકાનો વધતી જાય છે. ગોખલેજી જેવાએ શાળાઓ વધારવાનો અવાજ કહાડ્યો હતો, પણ સ્થિતિ એ છે કે સને ૧૮૫૭ માં પંજાબમાં જ્યારે ૩૦૦૦૦ શાળાઓ હતી ત્યારે આજે ત્યાં ૫૦૦૦ છે. સરકારે એ શાળાઓને હઠાવી. સરકારનામાં યોજનાશક્તિ છે. આપણામાં યોજનાશક્તિ છે? પણ આપણને તો તેમણે ભ્રમણામાં રાખ્યા છે. એ લોકો આપણને સ્વરાજ્યનો શો પાઠ શીખવવાના હતા? કાઉન્સિલમાં જઇને આપણે સ્વરાજ્યનો પાઠ શીખીશું? સ્વરાજ્યશક્તિ શીખવા માગતા હો તો આરબો પાસે જાઓ, બોઅરો પાસે ચાલ્યા જાઓ. હું તો કહું આપણામાં સ્વરાજ્યશક્તિ આજે પણ છે, પણ આપણે સિંહ છતાં પોતાને બકરાં માની બેઠા છીએ. આત્મા જેનામાં છે તેને કોણ ડરાવી શકે? આ ભાવના તમારામાં ઉત્પન્ન થાય ત્યારે તમને ખરી તાલીમ મળી. એ તાલીમ પ્રથમ લીધા પછી જ તમે બીજી સામાન્ય તાલીમ લઈ શકો. આજે તો તમારી બેડીઓને વધારે જકડે એવી તાલીમ તમે લઈ રહ્યા છો. ડિગ્રીઓ ઉપર મુગ્ધ હોવાને લીધે આપણે આજે કહી રહ્યા છીએ કે આપણને ચાર્ટર જોઇએ છે. આ ઝાડો નીચે આપણે નથી ભણતા તેનું કારણ શું? આવાં ભવ્ય મકાનો આપણને શાસારૂ જોઇએ? દેશમાં જ્યાં કેટલા યે માણસોને પૂરૂં ખાવા પણ નથી

મળતું, જ્યાંની સ્ત્રીઓ બદલવાનું બીજુ વસ્ત્ર ન હોવાને લીધે દિવસના દિવસ સ્નાન કરી શકતી નથી, ત્યાં તમને જ્ઞાન મેળવવા માટે મોટી મહેલાતો જોઇએ ? જો તેમ હોય તો તમે અસહકારને ભૂલી જાઓ. તમને દેશને માટે દર્દ હોય, મારામાં જે આગ સળગી રહી છે તે તમારામાં સળગી રહી હોય તો મકાન–બકાનની વાત ભૂલી જાઓ અને હું કહું છું તેવો અસહકાર કરો. જો તમે તેમ કરશો તો જે પ્રતિજ્ઞા મેં બીજે સ્થળે કરી છે તે હું આ પવિત્ર સ્થળમાં પાકી કરૂં છું કે આપણને સ્વરાજ્ય મળશે.

૧૪. પણ ફરી ફરીને હું કહું છું કે તમે તમારા ધર્મને પિછાનો તો જ એ મળે. હર્ષનાદો કર્યે એ ન મળી શકે. હું આ વાતો કેમ કરી રહ્યો છું? મને ધનદોલત નથી જોઇતાં, માન–અકરામ નથી જોઇતાં, હિંદુસ્થાનનું તાજ નથી જોઇતું, મને તો હિંદુસ્થાનની આઝાદી જોઇએ છે. મને બધા કહે છે કે તમે બીજાની સાથે મળીને જાઓ. પણ હું મળી નથી જઇ શકતો. મારા હૃદયનો મત છોડીને હું એક નથી થઈ શકતો. અંતરાત્માનો અવાજ તરછોડીને હું એક નથી થઇ શકતો. સિદ્ધાન્તની વાતને છોડીને મળવા નથી માગતો. સિદ્ધાન્તની વાત એ છે કે સ્વરાજ્ય મેળવવું હોય તો પ્રત્યેક જણે આઝાદ થવું જોઇએ. તમે જેમ સામેના ઝાડોને જૂઓ છો તેમ તમારો અંતરાત્મા પ્રત્યક્ષ અનુભવે કે આ સલ્તનત રાક્ષસી છે, અહિં ભણવું એ પાપ છે. લેફ્ટનન્ટ ગવર્નર ભલે તેટલું કહે કે અમારો કાંઇ કબજો નથી, પણ ગુપ્ત રીતે પણ તે પોતાની અસર ચલાવી શકે છે. જો તમને એમ લાગી જાય કે આ સલ્તનતની પાસે તાલીમ લેવી એ બેવફાઈ છે તો તમે એક ક્ષણ પણ આ વિદ્યાલયમાં ન રહેજો, એની ગંધ પણ ન લેજો.

૧૫. હું તમને કહું છું કે આ ભડકતી આગમાંથી હટી જાઓ અને બધાં જોખમો ઉઠાવો. મને બીજો પ્રશ્ન ન પૂછશો. વિદ્યાર્થીઓ શું કરે એમ ન પૂછશો. પ્રોફેસરો નથી, મકાનો નથી, ક્યાં શીખીશું, એમ ન પૂછજો. તમારામાં તાકાત હોય તો તમારા ઘરમાં ચાલ્યા જાઓ. તમે વિનયી થાઓ, તમે સત્યશીલ થાઓ તો તમારૂં ઘર તમારી યુનિવર્સિટી છે. પણ તમે આ મંદિરો ( વિદ્યાલયના મકાનો

તરફ આંગળી કરીને ) સાથે મુકાબલો કરવા માગશો તો તમે પડશો. આ મંદિરોની સાથે તમને આસક્તિ થઈ હવે તો તમે ભ્રષ્ટ થયા એ મંદિરો અને આપણાં ઘરો વચ્ચે સામ્ય છે? વિલાયતમાં તો તેવું કાંઈક છે પણ અહિં તે પણ નથી. અહિં તો આ કેવળ લૂંટના પૈસામાંથી બનેલાં છે. જે સ્વતંત્ર નથી તે ઇશ્વરની પ્રાર્થના પણ સુખે નથી કરી શકતો. તમારી માનસિક, આત્મિક, શારીરિક સ્વતંત્રતા આજે જ તમે મેળવી શકો એમ છો. આ વિદ્યાલયમાંથી નિકળી નારાયણનો મંત્ર જપીશું, રામનું નામ જપીશું તોપણ તે ભારે તાલીમ છે એવો જેને વિશ્વાસ આવી જાય તેણે ઉપર કહેલી ત્રણે સ્વતંત્રતા મેળવી છે. હિંદુસ્થાનના વિદ્યાર્થીઓમાં હું આ વસ્તુ ફૂંકી શકું તો હું તેમનામાંથી સ્વરાજ્યનું લશ્કર બનાવી શકું. હું કહું છું કે આ સલ્તનતની ફૂંક જ્યાંસુધી એ પાઠશાળામાં સીધી અથવા આડકતરી રીતે અસર કરી રહી છે ત્યાંસુધી તમારે એ પાઠશાળાઓને છોડ્યે જ છૂટકો. પણ તમારામાં આત્મવિશ્વાસ ન આવ્યો હોય તો તમે છો, ત્યાં જ રહેજો.

૧૬. અહિં ૨૦૦ વિદ્યાર્થીઓએ વિદ્યાલય છોડવાની પ્રતિજ્ઞા લીધી છે, તેથી મને દર્દ થાય છે. પ્રતિજ્ઞાથી દર્દ નથી થતું, પણ તે વિદ્યાર્થીઓમાં રખેને અવિશ્વાસ હોય, એ વાતથી દર્દ થાય છે. તમે જો માનતા હો કે ગાંધી જાદુગર છે, તે આવશે એટલે વિદ્યાલય બનાવી દેશે તો તે તમારી ભૂલ છે. હું તમને કહું છું કે અનારંભ એ પ્રથમ બુદ્ધિલક્ષણ છે. તમે આટલું વિચાર્યા વિના જો વિદ્યાલય છોડશો તો હું પાપી બનીશ હું તો તમને કહું છું કે તમે વિદ્યાલય છોડીને ઘરમાં બેસો. આ આગમાંથી બચી જાઓ, તમારામાં આત્મવિશ્વાસ હશે તો આજે જ વિદ્યાલય બનાવી શકશો. પણ પંડિત જવાહિરલાલે, અને અલિગઢમાં મહમદઅલીએ કહ્યું છે તેમ શરત કર્યા વિના છોડો. તમારે છોડવી હોય તો સાત હજાર વાર છોડો નહિ તો પાછા જાઓ. પણ છોડીને પાછા જવાના હો તો છોડશો જ નહિ. આપણા ધર્મનું પાલન ન કરીએ તો આપણો દેશ આપણો નથી. તમને—તમારી પ્રાચીન સંસ્કૃતિ અને પવિત્રતાને—હું કહી રહ્યો છું તેનો ખ્યાલ કરજો. ફરી ફરીને કહું છું કે તમને જરા પણ અંદેશો હોય તો તમે માલવિયાજીનું જ માનજો. તેમણે આ વિદ્યાપીઠ બનાવવા પોતાના આયુષ્યનો ક્ષય કર્યો છે. પણ અંતરાત્મા જેમ સામેની વસ્તુ ચોકખી

જૂએ છે તેમ અહિં રહેવું એ પાપ છે એ વાત તમને સ્પષ્ટ ભાસી જાય તો તમે છોડજો. 'प्राप्ते तु षोडशे वर्षे पुत्रे मित्रवदाचरेत्' એ આપણું શાસ્ત્રવચન છે, અને તમે ૧૬ વર્ષ ઉપરના હોઇ તમને મેં આજે કહ્યું તે કહેવાનો મને અખત્યાર છે. આવી જ તાલીમ મેં મારા પુત્રોને આપી છે અને મેં તેમનું કશું નથી બગાડ્યું. અંતે તમને કહું છું કે તમને કાશીવિશ્વનાથ પવિત્રતા આપો, ધૈર્ય આપો, તપશ્ચર્યા આપો અને બીજી જોઇતી સામગ્રી આપો.

૧૭. અહિં બેસીને જે દૃશ્ય અલિગઢમાં જોયું હતું તેનું સ્મરણ કરી રહ્યો છું. અલિગઢમાં ગયો અને વિદ્યાર્થીઓ સાથે વાતો કરી ત્યારે ત્યાંના હૉલમાં મારે જે તેમને કહેવાનું હતું તે મેં કહેલું. તે પ્રસંગે મારી જુમ્મેદારી ભારે હતી એ મને ખબર હતી. તે સંસ્થા આ સંસ્થાથી વધારે જૂની છે એનું પણ મને ભાન હતું. મને ખબર હતી કે તે સંસ્થા માટે તેમની મહોબ્બત પણ બહુ ભારે હતી. મને એ પણ ખબર હતી કે એ સંસ્થા એક મહાન્ મુસલમાને પેદા કરી હતી. છતાં નિડર થઇ ત્યાંના વિદ્યાર્થીઓને કહેવાનું હતું તે મેં કહ્યું. મારૂં દિલ રુદન કરી રહ્યું હતું કે હું આ શું કામ કરી રહ્યો છું ? મારી આસપાસની ઇમારતો જોઇને આજે પણ મારૂં દિલ રોઇ રહ્યું છે. આજે વિશેષ રુદન કરી રહ્યું છે, કારણ એના પ્રાણ મારા પૂજ્યબંધુ છે—જેને હું વડિલબંધુ સમજું છું. તેમની સલાહ લીધા વિના હું કાંઇ ન કરતો. હિન્દુસ્થાનમાં મારૂં જીવન એમની સાથે રહીને વ્યતીત કરીશ એવી મારી અભિલાષા હતી. આવો મારો તેમની સાથે સંબંધ. અલિગઢમાં તેવી સ્થિતિ ન હતી અલિગઢ સંસ્થાનો પ્રાણ કોણ છે તેની મને ખબર નથી, અને એ વિશ્વવિદ્યાલયમાં બેસીને મારા મુરબ્બી ભાઇને કાંઈ દુઃખ થાય એવું રખેને કાંઇ ન કહેવાઈ જવાય એ બીકથી હું કંપી રહ્યો છું. પણ મારો ધર્મ મને સમજાવે છે કે મારા દિલમાં જે મને ધર્મ લાગે તે વાત કરવાની આવે ત્યારે મારે મારી પ્યારામાં પ્યારી વસ્તુને પણ છોડવી જોઇએ. એ જ વસ્તુ આજે હું કરી રહ્યો છું. પણ તમને કહેવા માગું છું કે અમારા તીવ્ર મતભેદ છતાં મારા પૂજ્યભાવમાં જરા પણ ઉણપ નથી પડવાની. તેમ તમે મારૂં કહેલું કરશો તોપણ પંડિતજી પ્રત્યેનો તમારો પૂજ્યભાવ તમે પ્રથમના જેટલો જ કાયમ રાખશો એવી હું આશા રાખું છું.

૧૮. મારૂં દિલ વિશ્વાસ દે છે કે પંડિતજી જે કામ કરી રહ્યા છે તે તેમનો ધર્મ સમજીને કરી રહ્યા છે, એટલે અમારી મૈત્રીમાં કાંઈ ઓછાપણું થઇ જ ન શકે. પંડિતજી અને અધ્યાપકો માટેની તમારી પૂજ્ય ભાવના એ જ રીતે કાયમ રહે એમ હું માગું. તમારી બુદ્ધિ અથવા દેશભક્તિ તેમના કરતાં વધારે છે એમ પણ ન માનશો. માત્ર વિચારનો ભેદ છે. આજે આખા હિન્દુસ્થાનના પ્રત્યેક પુરુષ અને સ્ત્રીની એક ભાવના થઇ શકે તો હિન્દુસ્થાન આજે જ સ્વતંત્ર થઇ શકે. પણ જે જે મુલકોએ આવી લડત ઉઠાવી છે તેઓમાં મતભેદો પણ રહ્યા જ હતા. એ બધામાંથી ઉગરી જઇને તેઓ સ્વતંત્ર થયેલા. તેમણે જે કષ્ટ સહેલાં તે કષ્ટ સહન કર્યા વિના આપણો દેશ પણ સ્વતંત્ર ન થઇ શકે. તમે તમારી સભ્યતા ન છોડશો, વિનય ન છોડશો, નમ્રતા ન છોડશો. તમારી સાથે ન જનારા વિદ્યાર્થીઓ તરફ ઘૃણા ન કરશો, તેમને સતાવશો નહિ. તમે એવાં કામ કરજો કે જેથી તમારે વિષે આપણા માનનીય ભાઇઓમાં જે અવિશ્વાસ રહ્યો છે તે નિકળી જાય. તમે વિદ્યાલયની બહાર નિકળી તમારૂં ધર્માચરણ વધારશો તો તેમના આશીર્વાદ મેળવશો. તમે અવિચારથી વિદ્યાલય છોડી, તમારા સ્વાર્થને સાધશો, દંભી થશો, વ્યસની થશો, સેવાધર્મ છોડશો તો તેમના આત્મા અને મારા આત્માને દુઃખ થશે. તમે કોઇની સલાહ માગતા હો તો પંડિતજીની જ માનજો. પણ તમારે કોઇની સલાહની જરૂર ન રહી હોય અને તમે નિશ્ચય કર્યો હોય, તમારૂં દિલ પોકારીને કહેતું હોય કે અસહકાર એ તમારો ધર્મ છે, તો તમે બેશક નિકળજો અને પંડિતજીનો આશીર્વાદ લઇને નિકળજો, તેઓ તમને એક ક્ષણ પણ નહિ રોકે.

૧૯. આજનું શિક્ષણ દોષોવાળું છે માટે નહિ પણ 'અધર્મીના હાથનું સુવર્ણ દાન પણ ન લેવાય, અધર્મીને હાથે વિદ્યાનું પણ દાન ન લેવાય' એ ખાતર વિદ્યાલયનો ત્યાગ કરવાનું હું સમજાવી રહ્યો છું.

૨૦. હું આ સલ્તનતનો જરૂર ત્યાગ કરૂં. પણ તેમ કરૂં તો હિંદુસ્થાનને હું જે પેગામ આપવા માગું છું તે ન આપી શકું એમ મને લાગે છે. માટે જ હું આ અસહ્ય સ્થિતિમાં મારૂં જીવન વ્યતીત કરી રહ્યો છું. રાવણરાજ્ય હોત અને તુલસીદાસ સુણાવત, તેમ હું સુણાવી રહ્યો છું કે આ આપણે માટે પણ રાવણરાજ્ય છે. હું કલાકની પ્રત્યેક પળે એ જ

જાપ જપી રહ્યો છું કે આ સલ્તનતને હું શી રીતે હઠાવી શકું યા તો સૂધારી શકું. એ જ ઇરાદાથી હું આ દેશમાં રહ્યો છું.

૨૧. બીજી વિદ્યા મળો યા ન મળો પણ આ વિદ્યા છોડો. ચાલુ સ્થિતિ માટે ખરો વૈરાગ્ય, પોતાના જેવો વૈરાગ્ય છૂટ્યો હોય તો જ, સ્વતંત્રતા માટે કશો વિચાર કર્યા વિના દેહનો ત્યાગ કરવો એ પણ ધર્મ છે એમ લાગતું હોય તો જ—છોડજો. આ વિદ્યાલયમાં ભારેમાં ભારે કેળવણી મળતી હોય, સગવડો મળતી હોય તો તેને પણ હિન્દુસ્થાનના લાભ માટે બલિદાન આપવાની જરૂર છે.

૨૨. અસહકાર પરમ સંયમધર્મ છે. તમારામાં અસહિષ્ણુતા હોય તો તમે અસહકારી નથી થઇ શકતા. પિતામાતા પ્રત્યેના ધર્મ વિષે એટલું જ કહું છું કે તમે નિશ્ચય કર્યો હોય તો અદબથી ભારે વિનયપૂર્વક તેમની પાસે ચાલ્યા જજો, તેમની સાથે દલીલ કરજો, અને તેમની વાતથી તમારૂં દિલ હાલે છે એમ તમને લાગે તો જરૂર તેમની આજ્ઞાનું જ પાલન કરજો. તમારા પ્રત્યેક કાર્યમાં વિનય માગું છું, ધર્મ માગું છું. જે પ્રતિજ્ઞા લઇને તમે પાઠશાળા છોડશો તે જ પ્રતિજ્ઞાનો તમે ધર્મપાલનને તરછોડશો તો ભંગ કરશો, માટે તમારે વિનયની તાલીમ પહેલી લેવી પડશે. અને તમારે ભારે બલિદાન દેવાં પડશે. 'ભારે' કહું છું કારણ આજની દીનદશામાં આપણે નામર્દ થઇ ગયા છીએ અને રોટીનું સાધન તજવું એ પણ મોટું બલિદાન છે.

૨૩. અંતે પણ ફરી ફરીથી કહું છું કે 'તમને જેમના ઉપર વિશ્વાસ હોય તેવા અધ્યાપકો અને માલવિયાજીને મળીને નિશ્ચય કરીને પાઠશાળા છોડશો અને તેમનો આશીર્વાદ લેશો.



# ૨૦. અસહકારનો કાર્યક્રમ.



૧. આ સલ્તનતનો નાશ કે સુધારો આપણે ટીકા કરીને નહિ, પણ આપણું કર્તવ્ય કરીને, આપણે પોતે સુધરીને જ કરી શકીશું. અસહકારના કાર્યક્રમમાં નીચેની બાબતો આવી જાય:—

(૧) સૌ સત્ય જ આચરવાનું પણ લે.

(૨) કોઈ હિન્દુ બીજાને અસ્પૃશ્ય ન માને અને બધા પ્રત્યે સમભાવ રાખે.

(૩) હિન્દુ, મુસલમાન, શીખ, ઇસાઇ, પારસી, યહુદી જે કોઈ હિંદમાં જન્મ્યાં છે તે બધા એકબીજા પ્રત્યે સગાં ભાઇબહેનની જેમ વર્તે.

(૪) શરાબી અને બીજા વ્યસની શરાબ, વ્યસન, વ્યભિચાર, ચોરી જુગાર છોડે.

(૫) તિલક સ્વરાજ્ય ફાળામાં સૌ યથાશક્તિ દાન આપે.

(૬) સરકારી જલસા, પાર્ટી વિગેરેમાં આમંત્રણ મળે તો તેનો વિનયપૂર્વક, પણ કેવળ અસહકાર એ જ કારણ બતાવી ઇન્કાર કરે.

(૭) નવી લોનો ન લે.

(૮) ખિતાબો અને માનના હોદ્દા છોડી દે.

(૯) ધારાસભાઓનો બહિષ્કાર કરે.

(૧૦) વકીલો યે વકીલાત બંધ કરે અને પ્રજાના દિવાની કજીઆ ઘરમેળે પતાવે.

(૧૧) વાદી ફરિયાદી સરકારી અદાલતોનો ત્યાગ કરે.

(૧૨) સરકારી નિશાળોમાંથી માબાપો પોતાનાં છોકરાંને ઉઠાડી લે.

(૧૩) સરકારી કે લશ્કરી નોકરીની ભરતીમાં નામ ન નોંધાવે.

(૧૪) સૌ પોતાના ઘરમાં રેંટિયો દાખલ કરી સ્ત્રીપુરુષ બધાં હંમેશાં અમુક કલાક કાંતવાનો આગ્રહ રાખે.

(૧૫) સૌ પરદેશી કાપડનો ત્યાગ કરી કેવળ હાથના કાંતેલ સૂતરમાંથી હાથે વણાયેલાં કપડાં જ પહેરે.

૨. ઉપલાં કાર્ય કરતાં અને બીજાને તે કરવાનું કહેતાં કોઇ કડવી ભાષા ન વાપરે. ઉપર ગણાવી તેવી બાબતો અત્યારે આપણે માટે અત્યંત અગત્યની છે. અત્યારે જ પ્રજાએ તેનો આરંભ કરી દેવો જોઇએ. જો આટલું આપણે ન કરી શકીએ તો આપણી હિલચાલને આખી પ્રજાની હિલચાલ બનાવવાની વાત આપણે છોડી દેવી જોઇએ.

૩. [આપણે ક્રમે ક્રમે ચડવાનું હોવાથી જે વાત આજે વ્યવહારુ લાગે તેનો જ સમાવેશ આપણા કાર્યક્રમમાં છે.] ક્ષણે પ્રજાને આ વાત વસી જશે અને અસહકાર જામશે તે જ ઘડીએ આ સરકાર તૂટી પડવાની એ સિદ્ધ વાત છે. જો આમ પ્રજા એવા અસહકારના આખા કાર્યક્રમને માટે તૈયાર છે એમ મેં જોયું હોત તો હું તેને તત્કાળ અમલમાં મૂકવાનું દેશને કહેતાં અચકાત નહિ. પણ હજુ અત્યારે કાયદાનો અમલ કરવા આવનાર સરકારી કર્મચારીઓ ઉપર આમ પ્રજાને ગુસ્સાની મારી તૂટી પડતી અટકાવી શકાય એવું નથી; હજુ અત્યારે લશ્કરમાં આપણા ભાઇઓ કોઈ પણ જાતનો દંગોફિસાદ કર્યા વગર પોતાનાં હથિયાર હેઠાં મૂકી દઈ ઉભા રહે એવું નથી. જો એ સંભવતું હોત તો આજે જ—આ જ ઘડીએ—હું અસહકારનો આખો કાર્યક્રમ એકી વારે અમલમાં મૂકવાની પ્રજાને સલાહ આપત. પણ હજુ આપણે આમવર્ગ ઉપર એટલો કાબુ નથી મેળવ્યો.

૪. અત્યારે તો દારૂની બદી અને અસ્પૃશ્યતાનું પાપ સમાજના શરીરમાંથી ધોવાઇ જવાં જ જોઇએ. અસ્પૃશ્યતાનો મેલ કહાડવા બાબત હું અહિં વિવેચન કરવાની જરૂર નથી જોતો. મને ખાત્રી છે કે પ્રત્યેક સમજુ હિંદુ એ મેલ જવો જ જાઇએ એવું માને છે. હિંદુ—મુસલમાન ઐક્ય જેટલી જ અસ્પૃશ્યતા નિવારણની વાત મહત્ત્વની છે.

૫. [ આ ઉપરાંત પ્રજામત કેળવવાની અને મહાસભાના સભાસદ મેળવવાની અત્યંત જરૂર છે. ] એક કરોડ મતદારો [ મહાસભાના સભાસદ તે અનેક વિવિધ મંડળોને સારૂ રાષ્ટ્રીય પ્રતિનિધિ ચૂંટનારા મતદારો જ છે ] એટલે સ્વરાજ્યને માટે એક વાસ્તવિક મતાધિકારીઓનું જૂથ ઉભું થયું. વિશ લાખ રેંટિયા ફરવા માંડે એટલે જગત્ જાણે કે હવે હિંદુસ્થાને દરિદ્રતાને દેશવટો આપવાનો, સ્વાવલંબી થવાનો અને આર્થિક સ્વાતંત્ર્ય પામવાનો નિશ્ચય કર્યો.

૬. હું ઇચ્છું છું કે જેમણે સરકારના ઇલ્કાબ ન છોડ્યા હોય તેઓ પોતાના ઇલ્કાબ છોડે, વકીલો વકીલાત છોડે, વિદ્યાર્થીઓ સરકારી શાળાકૉલેજો છોડે, ધારાસભાના સભ્યો ધારાસભાઓ છોડે. છતાં ઉપર મેં કહ્યું તે કામમાં અને અત્યારસુધીમાં જે કામ થયું છે તેને પાકું કરવામાં પરોવાઇ જવાનો મારો એથી યે વધુ જોરભર્યો આગ્રહ છે, અને જે રાજ્યતંત્ર કાં તો સૂધારવાનો નહિ તો મિટાવવાનો આપણે યત્ન કરીએ છીએ તેનો ત્યાગ કરાવવાના આપણા પોતાના બળ ઉપર ભરોંસો રાખવા દેશને મારો આગ્રહ છે.

૭. જ્યાંસુધી આપણે જીત ન મેળવીએ ત્યાંસુધી આપણું અસહકારનું કુંડાળું મોટું કર્યા કરવું પડશે. મારી ખાત્રી છે કે કાઉન્સિલના બૉયકૉટમાં પ્રજા સમસ્ત ભળે તો યે જીત મળે.

૮. કાઉન્સિલને વિષે ત્રણ મતભેદ બતાવવામાં આવ્યા છે.

(૧) અસહકાર ન જ કરવો.

(૨) કાઉન્સિલમાં ચૂંટણી કરાવીને અસહકાર કરવો.

(૩) કાઉન્સિલનો આરંભથી જ ત્યાગ કરવો.

૯. પહેલો પક્ષ તો એ છે કે જે અસહકારથી કેવળ વિરુદ્ધ છે. બીજો પક્ષ જ તપાસવો રહ્યો. મારી તો ખાત્રી છે કે કાઉન્સિલમાં દાખલ થવાનો પ્રયત્ન કરી પછી તેમાં ન બેસવું એ મિથ્યા મહેનત છે. પૈસા તે વખતની ખસબી છે. એનો હેતુ હું સમજી જ નથી શકતો." જો આપણે ન જઇએ તો નાલાયક માણસ જશે તેનું શું ? નાલાયક માણસો કાઉન્સિલમાં દાખલ થશે તો તેથી જાગ્રત થયેલી પ્રજાનો કારભાર સરકાર ચલાવી નહિ

શકે અને તેની હાંસી થશે. વળી ચૂંટણીની ધમાલમાં પડવાથી બહિષ્કારનું શુદ્ધ સ્વરૂપ બતાવી નહિ શકાય. પણ આપણું કર્તવ્ય તો એ છે કે પ્રજામત–વોટરોનો મત–એવી રીતે કેળવવો કે જેથી કોઇનું પણ તેમની વતી કાઉન્સિલમાં જવું અશક્ય થઇ પડે. જ્યાંસુધી રાજા–પ્રજા વચ્ચે એક દિલ ન થાય ત્યાંસુધી રાજાની સભામાં જવું એ તેની સત્તા વધારે કાયમ કરવા સમાન છે. કોઇ રાજા–પ્રજાના કોઇ ભાગને પોતાની સાથે ન ભેળવી શકે ત્યાંસુધી રાજ્ય ચલાવી જ ન શકે. તે પરથી એમ સિદ્ધ થાય કે જેમ પ્રજાનો ઓછો ભાગ તેની સાથે ભળે તેમ તેની સત્તા ઓછી હોય છે. એટલે જેઓ અસહકારનો સ્વીકાર કરે છે તેઓને સારૂ કાઉન્સિલનો સર્વથા ત્યાગ એ જ શુદ્ધ રસ્તો છે, અને મારી ઉમેદ છે કે જેઓ કાઉન્સિલમાં દાખલ થવાની ભાંજગડમાં પડી ગયા છે તેઓ હાલ તરત તો એ કામને છોડીને જે વધારે ઉપયોગનું કામ ખિલાફત અને પંજાબ બાબત લોકમત કેળવવાનું છે તેમાં પડી જશે અને બરોબર લોકસેવા કરીને જ્યારે કાઉન્સિલમાં જવાનો સમય આવશે ત્યારે તેમણે વધારે લાયકાત મેળવી હશે.

૧૦. [ધારાસભાના બહિષ્કાર ઉપરાંત અદાલતોનો પણ ત્યાગ કરવો જોઇએ] વકીલોએ હાલ તરત વકીલાત બંધ કરવી અને તકરાર કરનારાઓએ કે તકરારમાં આવી ફસાયેલાઓએ કોર્ટોનો ત્યાગ કરી પંચ નિમી પોતાની તકરારોનો ફડચો કરાવવો. મારી દૃઢ માન્યતા છે કે પ્રત્યેક સરકાર પોતાનું પશુબળ એટલે સિપાઇબળ ઢાંકીને દિવાની અને ફોજદારી અદાલતો મારફતે પ્રજા ઉપર પોતાનો કાબુ જમાવે છે. કેમકે કેવળ પશુબળથી ડરાવીને પ્રજાને વશ કરવી એના કરતાં અદાલતો ઇત્યાદિ મીઠી લાલચોથી પ્રજાને લલચાવી તેની મારફતે પરાધીન કર્યાથી પ્રજા જાણી જોઇને વશ થાય એ સોંઘું, સહેલું અને રાજ્યકર્તાને કીર્તિ આપનારૂં છે. જો લોકો પોતાના દિવાની કજીઆ ઘરમેળે પતાવે અને વકીલો પોતાનો અંગત સ્વાર્થ મેલીને પ્રજાનું હિત જાળવવા ખાતર અદાલતોનો ત્યાગ કરે તો પ્રજા એકદમ આગળ વધી શકે. હું ઘણાં વર્ષો થયાં માનતો આવ્યો છું કે પ્રત્યેક રાજ્યસત્તા વકીલોની મારફતે પોતાની સત્તા વધારે કાયમ કરે છે. એટલે જો કે આ સૂચના વિષે હું ટીકાને પાત્ર થઇશ એમ જાણું છું છતાં સૂચના કરતાં જરા યે અચકાતો નથી.

૧૧. જેમ વકીલનું તેમ જ નિશાળોનું. ખિલાફત અને પંજાબના જેવા ભારે પ્રસંગ ન હોય તોપણ હું જરૂર મારાથી બની શકે તો નિશાળોને ખાલી કરી મૂકું અને જે બાળકોની ઉપર હિંદુસ્થાનનું ભવિષ્ય રહેલું છે એ બાળકોને યોગ્ય હોય એવી કેળવણી આપું. પણ અત્યારે નિશાળો ખાલી કરવાનું કહેવામાં મારો ઉદ્દેશ બીજો છે. નિશાળો ખાલી કરીને સરકારને બતાવવા ઇચ્છું છું કે જ્યાંસુધી પંજાબ અને ખિલાફતને વિષે ન્યાય નથી થયો ત્યાંસુધી તમારી સાથે સહકાર રાખવો એ શોચભર્યું છે. હું માનું છુ કે આ સૂચના ઉપર ઘણું હાસ્ય થશે. પણ જેમ જેમ વખત જશે તેમ તેમ પ્રજા જોઇ શકશે કે જો સરકારની નિશાળો આપણે ન ભરી મૂકીએ તો રાજ્યતંત્ર ચલાવવું એ અશક્ય થઈ પડે. આખી પૃથ્વીમાં તપાસીશું તો આપણને માલમ પડશે કે રાજ્યતંત્ર સહેલામાં સહેલી રીતે ચાલી શકે એવા પ્રકારની કેળવણી બાળકોને આપવામાં આવે છે. જ્યાં રાજ્યતંત્ર કેવળ પ્રજાને ઉપકારી છે ત્યાં કેળવણી પણ તેવી જ હોય છે. જ્યાં તંત્ર મિશ્રિત છે—જેમ હિંદુસ્થાનમાં—ત્યાં કેળવણી પણ બુદ્ધિભેદ કરનારી અને હાનિકર્તા છે. મારી ઉપરની સૂચનામાં જુવાનીઆઓને કેળવણી વિનાના કરી મૂકવાનો હેતુ નથી. એક ક્ષણભર પણ હું પ્રજા-કેળવણી રોકવા ઇચ્છતો નથી. પણ મારી માન્યતા છે કે નિશાળો ખાલી કર્યા છતાં આપણે પ્રજાની કેળવણી સારી રીતે સંભાળી શકીએ છીએ.

૧૨. જે જે રાષ્ટ્રીય સંસ્થાઓ ઉભી થઇ છે તે દક્ષતાપૂર્વક ચાલશે તો જરૂર આગળ આવશે અને અનિશ્ચત મનના વિદ્યાર્થીઓને નિશ્ચયી બનાવી આકર્ષશે. વકીલોનો સાવધ અને હંમેશા હિસાબો કરવામાં તાલીમ પામેલો વર્ગ પણ જેમ જેમ આ હિલચાલને આગળ ધપતી જોશે તેમ પ્રજા-જોમ ખીલશે.

૧૩. જાગૃતિની પહેલી નિશાની તો એ છે કે આપણામાં સભાઓ ચલાવવાની, સરઘસોની વ્યવસ્થા રાખવાની શક્તિ આવે. તેને સારૂ તાલીમ જોઇએ. અગ્નિ અથવા પાણીના ધોધનો કાંઇ કરામત કર્યા વિના જેમ ઉપયોગ ન થાય તેમ તાલીમ વિનાની જાગૃતિ પણ નકામી છે. જાગૃતિની પ્રથમ શરત એ છે કે જ્યાં જે વખતે હોઇએ તે સ્થળ અને સમયનો ધર્મ આપણે સમજી લઇએ.

૧૪. [ મોટી સંખ્યામાં કામ કરતાં કે વિનય, શાંતિ અને નમ્રતાથી આપણને રહેતાં, વર્તતાં નથી આવડતું તેનું એક દૃષ્ટાંત તો એ છે કે ] સ્ટેશનો પર થતી ભીડ અને અવાજો અસહ્ય છે. અવાજો અને ભીડથી સ્વરાજ્ય મળનારૂં નથી. તેને માટેનો સમય હવે ગયો છે. જ્યારે જાગૃતિ નહોતી ત્યારે તેની જરૂર ભલે ગણાતી હોય. હવે તો જાગૃતિ જોઇએ તેટલી છે. આપણને નાયગરાનો ધોધ હાથ આવ્યો છે. તેનો ઉપયોગ પણ આપણે જાણ્યો છે. એટલે આપણું કાર્ય મૂંગે મોંએ તેનો ઉપયોગ જ કરવાનું રહ્યું છે.

૧૫. કામ કરનારા આંગળીને વેઢે ગણાય તેટલા છે. તેથી રચનાત્મક કામ જ્યારે ઢગલાબંધ કરવાનું પડ્યું છે તેવે સમયે ખંડનાત્મક કામમાં એક પણ સેવકને ગૂમાવવા હું ન ઇચ્છું. પણ ખંડનાત્મક કામ સામેની ભારેમાં ભારે દલીલ તો એ છે કે દેશમાં કદિ નહોતો તેવો અસહિષ્ણુતાનો જુસ્સો હાલમાં ફાટી નિકળેલો છે અને અસહિષ્ણુતા એ હિંસા જ છે. સહકારીઓ આપણાથી અળગા પડી ગયા છે, તેઓ આપણાથી ભડકે છે. તેઓ કહે છે કે આપણે ચાલુ નોકરશાહીના કરતાં યે ભૂંડી એવી નોકરશાહી ઉભી કરી રહ્યા છીએ. આપણે તેમની આવી ચિંતાનું દરેક કારણ જડમૂળથી કહાડવું જોઇએ. તેમને જીતી અપનાવી લેવા ખાતર થોડું ઘણું નમતું આપવું પડે તો તે પણ આપણે કરીએ. અંગ્રેજોને આપણા તરફના ભયથી આપણે મુક્ત કરી દેવા જોઇએ. અહિંસાની પ્રતિજ્ઞાને અંગે કટ્ટામાં કટ્ટા વિરોધી તરફ પણ સંપૂર્ણ નમ્રતા અને સદ્‌ભાવ રાખવાને આપણે બંધાયા છીએ એ વાત મને જેટલી સ્પષ્ટ દેખાય છે તેટલી બધાને દેખાતી હોત તો મારે આ ચર્ચામાં આટલા વિસ્તારથી ઉતરવું ન પડત. મેં સૂચવેલા રચનાત્મક કામમાં દેશ બરોબર પરોવાઇ જશે તો આ ભાવના આપોઆપ પ્રચાર પામશે.

૧૬. મારા મત પ્રમાણે સૌથી ઝપાટાબંધ પાર પડે તેવો અને ઉત્તમ કાર્યક્રમ છે તે મેં આપ સમક્ષ મૂક્યો છે. ખિલાફતની બાબતમાં અધીરો હોય તેવો માણસ પણ આથી સારો કાર્યક્રમ ઘડી શકે તેમ નથી. મારી પ્રાર્થના છે કે દેશને નિશ્ચિત ધ્યેયે પહોંચાડવા ઇશ્વર તંદુરસ્તી તથા બુદ્ધિ આપો.

૧૭. જો હિંદુસ્થાન, જો ગુજરાત એક માસમાં રચનાત્મક કાર્ય પૂરૂં કરી બતાવે તો કેદીઓને એક માસમાં છોડવે. જો ઘણા પ્રામાણિક સમજુ અને જાણીતા સેવકો મળે તો એક માસમાં રચનાત્મક કાર્ય પૂરૂં કરવું એ કંઇ મુશ્કેલ નથી.

૧૮. (૧) દરેક સ્ત્રીપુરુષે મહાસભાની પ્રતિજ્ઞા લેવી અને ચાર આના આપી મહાસભાના દફતરમાં નામ નોંધાવવું. (૨) તિલક સ્વરાજ્ય ફાળો એકઠો કરવો. (૩) રાષ્ટ્રીય શાળાઓ ચલાવવી. (૪) દારૂ પીનારાઓનાં ઘરોમાં જવું. (૫) પરદેશી કપડાનો ઉપયોગ કરનારને ખાદી પહેરવા સમજાવવા, ઘેર ઘેર રેંટિયા દાખલ કરવા. (૬) અંત્યજવર્ગને મદદ દેવી. (૭) પંચાયતો સ્થાપવી. (૮) નિષ્પક્ષપાતપણે દર્દીની કે જખમીની સેવા કરવી, ભલે તે ગોરો હોય કે કાળો.

૧૯. આ કામોમાં એક પણ એવું નથી કે જેમાં આપણને જુગના જુગ જોઇએ. હા જોઇએ, જો લોકમત આપણી પ્રવૃત્તિથી વિરુદ્ધ હોય. તોપણ આપણે અત્યારે તો દાવો એવો કરીએ છીએ કે લોકમત આપણી સાથે છે. જો લોકમત આપણી સાથે હોય તો અને આપણી પાસે સાચા કામદારો હોય તો ઉપરની બાબતોમાં એવી કઇ છે કે જેમાં આપણે તરત સફળ ન થઇએ ?

૨૦. મારે મન તો એમાં લોકોની પરીક્ષા આવી જાય છે. જો ખરેખર તેઓ શાંતિમાર્ગે જીત મેળવવા ઇચ્છતા હોય તો ઉપરનાં કામ હોંશે કરે. જો તેઓ કેવળ અશાંતિ જ માગતા હોય તો રચનાત્મક કાર્યમાં જરૂર આપણાથી વિરુદ્ધ રહેશે અને જ્યારે સવિનય ભંગ શરૂ કરીએ ત્યારે તે પોતાનો અવિનય ભંગ વિનયની ઓથે કરવા તૈયાર થઈ જશે.

૨૧. આ આપણી સમક્ષ મોટામાં મોટો ભય આવી ઉભો છે. તેથી જેઓ શાંતિમય પ્રવૃત્તિ ચલાવવા ઇચ્છે છે, તેઓએ દૃઢતાપૂર્વક પોતાને માર્ગે ચાલ્યાં જ કરવું ઘટે છે. તેથી ભલે તેઓ ખોબા જેટલા થઇ રહે, તેમની લાજ જાય, તેઓ પ્રતિષ્ઠા વિનાના થઇ રહે. આવું થાય ત્યારે તેઓ પોતાનું કાર્ય નિર્ભય થઇ ચલાવી શકે અને દૃઢતાપૂર્વક બધાં પગલાં ભરી શકે. અત્યારે તો તેઓ જ્યારે અવિનય ભંગ જેવું તીખું પગલું ભરવા ઇચ્છે ત્યારે તેઓને ઉપાધિઓ આવી પડે છે.

# ૨૧. ચોકી.



૧. શાન્ત ચોકી કરવાનો આપણો હક્ક છે એમાં તો મને જરા પણ શંકા નથી. શાન્ત ચોકી પણ હંમેશાં શાન્ત નથી હોતી એમ હું જાણું છું, તેથી એ ચોકીની સામે થયાં કરૂં છું. વળી પરદેશી કાપડનો અણગમો જ્યાંસુધી સામાન્ય ન થઇ ગયો હોય ત્યાંસુધી ચોકી કરવી અયોગ્ય લાગ્યાં કરે છે. જે રિવાજની સામે લોકમત પૂરો ન કેળવાયો હોય તે રિવાજ દૂર કરવાની ચોકીને લોકમત સહન ન કરે એવું પણ બને. આ એક પક્ષ.

૨. બીજો પક્ષ એ રહ્યો કે જ્યાં પ્રતિજ્ઞાભંગ થાય ત્યાં ભંગ કરનારને શરમાવનારો અને ભંગ કરનારથી લોકને સાવધાન કરનારા કંઇ ઇલાજ આપણી પાસે હોવા જ જોઇએ. તે ઇલાજો પૈકી બે વિવેકી ઇલાજો છે—એક ચોકી અને બીજો સંબંધત્યાગ. બન્નેમાં ભાવ એક જ રહેલો છે. જે વેપારી પાકેલી હુંડી પાછી વાળે તેની સાથે તો વ્યવહાર બંધ કરવાનો સમાજનો હક્ક છે. આ સંબંધ ત્યાગમાં જ્ઞાતિબહિષ્કાર કે સેવાબહિષ્કાર નથી આવતો પણ કેવળ વ્યાપારત્યાગ આવે છે. આવો ત્યાગ હંમેશાં શક્ય નથી હોતો, તેથી ચોકી એ જ એક વ્યવહારુ અને સરળ રસ્તો રહે છે. બધા પ્રતિબંધોને વિષે એટલું યાદ રાખવું જોઇએ કે પ્રતિબંધો શાન્તિ જાળવવાને ખાતર મૂકવામાં આવે છે. જ્યાં શાંતિભંગ થવાનો લેશમાત્ર પણ ભય નથી ત્યાં ચોકીનો પ્રતિબંધ હોવા છતાં ચોકી કરાય. જે ચોકીમાં હેતુ ભય ઉપજાવવાનો નહિ પણ શરમ ઉપજાવવાનો જ છે તેમાં ચોકીદારો અનેક ન હોય પણ બે ચાર જ હોય; જાણીતા હોય અને ચારિત્ર્યવાન્ હોય.

૩. જે લાલચમાં પડીને માણસ પોતાની ઇચ્છા વિરુદ્ધ પાપ કરવા પ્રેરાય છે તેને તેની સામેથી ખસેડવામાં મને કશું અજુગતું નથી દેખાતું. રોગી માણસ ઘણી વાર તેની પોતાની મરજી સામે જવામાં મદદ કરવી પડે છે.

જો મારા દીકરાને જુગારનો છંદ વળગ્યો હોય અને કોઇ જુગારખાનાવાળો તેને લલચાવવા મારા ઘરની સામેનું જ મકાન રાખી લઇને ત્યાં પોતાનું જુગારખાનું ઉઘાડે તો કાં તો મારે એ જુગારખાનું બળ વાપરીને તોડી પાડવું રહ્યું, અગર તો બને તો મારો છોકરો એમાં જતાં શરમનો માર્યો પણ અટકે એવું કરવા મારે એ જુગારખાનાની આસપાસ મારા માણસોની ચોકી બેસાડવી રહી. મારા ઘરથી થોડે જ દૂર બીજાં જુગારખાનાં હોય, ત્યાં પણ મારો છોકરો જઇને બગડી આવી શકે એ બધું સાચું; પણ તે ઉપરથી હું મારા ઘર સામેનાં જુગારખાનાંને ફરતી મારા માણસોની ચોકી મૂકવામાં કોઇ રીતે ગેરવ્યાજબી ઠરતો નથી. મારે તો મારા છોકરાને માટે બને તે બધા પ્રયત્નો કરીને જુગાર ખેલવું મુશ્કેલ કરી મૂકવું રહ્યું.

૪. પણ આપણને જો રાજ્ય તરફથી દારૂની અટકાયત થવાને લગતો સિદ્ધાંત માન્ય હોય તો તો રાજ્ય જ્યાંસુધી લોકમતને છાપરે ફગાવીને પ્રજા ઉપર કેવળ જૂલમનો દોર ચલાવનારી જ એક સંસ્થા છે, ત્યાંસુધી એવી દારૂની બદી અટકાવવાને સારૂ પીઠાં પર પહેરા કરવાની વાતને પણ એ જ સિદ્ધાંતની રૂએ અનાયાસે જ સ્વીકારવી રહી. દાખલા તરીકે કાલે સવારે ઉઠીને કોઈ સરકાર પોળે પોળે અને મહોલ્લે મહોલ્લે સરકારી મકાનો બાંધીને તેમાં વ્યભિચારખાનાંઓ ખોલે, અને તેમને તેમનો ધંધો ચલાવવાના પરવાના આપવા કહાડે, તો પ્રજાએ શું કરવું ? જો એવાં વ્યભિચારખાનાંને જમીનદોસ્ત કરવાનું પગલું તેઓ ન લે તો શું તેવાં મકાનોની ચોમેર 'ક્વૉરેન્ટાઇન' મૂકીને એવી બળજોરીભરી રીતે પાથરેલા લાલચની એ બળતી આગમાં પડવામાંથી લોકોને બચાવવાનો બંદોબસ્ત કરવાની પ્રજાની ચોકખી ફરજ નથી ? આ કાર્યને માટે ચારિત્ર્યવાન્ સ્ત્રીપુરુષોએ જ રોકાવું જોઇએ અને જે લોકો પહેરો કરનારાઓની વિનવણી–આજીજીઓની ઉપરવટ થઇને જબરાઇથી પીઠાંમાં પીવા જાય તેમની કશી જ સતામણી ન થાય એ વિષે પૂરેપૂરી સંભાળ રહેવી જોઇએ, એ મને મંજુર છે. લોકોને વ્યસનથી દૂર રાખવાના પ્રયત્નમાં જ્યારે રાજ્ય આગેવાની ન કરતું હોય ત્યારે આવી જાતના પહેરા કરવા એ પ્રત્યેક શહેરીનો, પ્રજાના પ્રત્યેક સમજુ સભ્યનો ધર્મ છે. પોલિસનો સિપાઇ જ ચોરની સામે પહેરો કરનાર નહિ તો બીજું શું છે ? ચોર જ્યારે બીજાના ઘરમાં પેસવાનો ઇરાદો દેખાડી આપે છે ત્યારે

પોલિસ પોતાની બંદુકનો ઉપયોગ કરીને તેને અટકાવે છે, અને પીઠાં પર પહેરો કરનાર નાગરિક કે સ્વયંસેવક પોતાના એવા દારૂ પીવા જનાર દુર્બળ બંધુને કેવળ શરમનું, ખાનદાનીનું, પ્રેમનું દબાણ રજુ કરીને ચેતવે છે, અટકાવવાને પ્રયત્ન કરે છે.

૫. શરાબનાં પીઠાંવાળાઓને સમજાવીને જ, બંધ રાખે તો રખાવાય. તેઓનો બહિષ્કાર ન કરાય, તેમનાં હુક્કાપાણી બંધ ન થાય. તેમની તથા શરાબ પીનારાની પાસેથી જેટલું કામ પ્રેમપૂર્વક લઇ શકાય તે જ લેવું. તેઓની ઉપર બળાત્કારની ગંધ પણ ન હોવી જોઇએ. તેઓ તદ્દન નિર્ભય થવા જોઇએ.

૬. [ જે પ્રમાણે શરાબખાનાં ઉપર ચોકી કરવાની છે તે જ પ્રમાણે ધારાસભાઓ પર પણ ચોકી કરવાની જરૂર છે. ] ધારાસભામાં જનાર ઉમેદવારને આપણે દલાલીથી હરાવી રોકીએ, લોકમતની પ્રબળતાથી રોકીએ, પ્રેમથી મનાવીએ. બળાત્કાર કરીને રોકીએ તો આપણને કશો ફાયદો થવાનો નથી એવી મારી ખાત્રી છે. એથી નુકસાન જ છે.

૭. [ધારાસભા અને નિશાળો ઉપર સરકારની ઇજ્જતનો ઘણો આધાર રહે છે. તેથી ધારાસભાના બહિષ્કારની જેટલી અગત્ય માનીએ તેટલી શાળા-કૉલેજના બહિષ્કારની પણ માનવી જોઇએ. આ બહિષ્કાર ચોકી કરવાથી સારી રીતે થઇ શકે છે. ] પણ નિશાળો ખાલી કરાવવા સારૂ સ્વયંસેવકોનું દળ ન જાય, ગામોમાં જઈ ભાષણ ન કરે. રીતસર લોકોની બુદ્ધિ જાગ્રત થઇને તેઓ સમજીને પોતાનાં બાળકોને સરકારની નિશાળોમાંથી ઉઠાડી લે એ જ સાચું ગણાય.

૮. [ ચોકી કરવાનું કામ ફક્ત પુરુષોનું જ છે એમ કંઇ નથી. સ્ત્રીઓ પણ પોતાનો ધર્મ ગણી આ કામમાં મદદ કરી શકે છે. ] બહેનોને મારી પ્રથમ સૂચના તો એ છે કે ખાદી વેચવા નિકળી પડે. શુદ્ધ ખાદી બધી ખાદીની દુકાનોમાં મળતી નથી. વળી જેઓએ સ્વદેશીનો વિચાર નથી કર્યો તેઓ શુદ્ધ ખાદી લેવા દુકાનો પર જતા નથી. તેઓને તો ઘેર જઇને અપાય તો જ તેઓ પહેરે. બહેનોએ જો ખાદી પાસે રાખી હોય તો તેઓ પરદેશી કપડાં કે મીલનાં પણ કપડાં પહેરેલાં હોય તેમને ખાદી દેખાડી

લલચાવી શકે છે. તેઓએ ઘેર ઘેર ફરી ખાદી વેચવી જોઇએ. ખાદીની ટોપીઓ સાથે રાખે અને તે પણ વેચે.

૯. પણ મારી તે વેપારી માત્રને દીન વિનંતિ છે કે તેઓ પ્રજાને કે મહાસભાના સેવકોને ચોકીની ઉપાધિમાં કે જવાબદારીમાં ન જ રોકે. પરદેશી કાપડનો ત્યાગ દેશમાં ખૂબ થઇ રહ્યો છે. દેશના લાખો રૂપિયા તેથી બચી રહ્યા છે; ગરીબોના ઘરમાં તેમાંના હજારો પેસી રહ્યા છે. આવી અર્થ અને ધર્મલાભની પ્રવૃત્તિને તેઓ પોતાના સ્વાર્થને ખાતર વચનભંગ કરીને કેમ રોકે? તેમની ચોકી કરવી પડે એ તેઓથી જ કેમ સહ્યું જાય? વેપારી અને પતિવ્રતા નાર એક સ્થિતિમાં હોવાં જોઇએ. બંનેએ પોતાની ચોકીથી લજ્જિત થવું જોઇએ. જેમ પતિવ્રતા નાર પોતાના શિયળનો ભંગ કરે ત્યારે પ્રજા ઉપર ભારે આઘાત પહોંચે છે, તેમ જ વેપારી જ્યારે વચન ભંગ કરે ત્યારે પ્રજા ઉપર ભારે પ્રહાર કરે છે. વેપારીઓ આ ધર્મયજ્ઞમાં શું પોતાના વચનો પાળવાજોગો પણ ભાગ નહિ લે?



# ૨૨. સ્વયંસેવક ધર્મ.



૧. દેશને અત્યારે સ્વયંસેવકોની જરૂર પડી છે. જેની શક્તિ નથી, જેને કંઇ ધંધો સૂઝતો નથી એવાઓએ અરજી કરવી હોય તો ભલે કરે; પણ જેની અરજીની હું આશા રાખું એ તો એવાની કે જે પોતાનું સર્વસ્વ આપીને દેશ જેટલું આપી શકે તેટલાથી પોતાનો ગુજારો કરે અને તેમ કરવામાં ગૌરવ માને. બીજું કાંઇ પણ ન સૂઝે ત્યારે જેઓ સ્વરાજ્યના સેવક થાય તેવાનાઓને આપણે આ મહા ધર્મયુદ્ધમાં કદિ પણ જીત મેળવવાના નથી. તેથી હું ઉમેદ રાખું છું કે જે ભાઇઓએ ત્યાગ કરેલો છે તેમનો ચેપ બીજા ઘણાને લાગશે અને ગુજરાતમાંના ત્યાગનું વર્ણન કરવાને બદલે ગુજરાતના ત્યાગનું વર્ણન કરવાનો શુભ પ્રસંગ મને પ્રાપ્ત થશે.

૨. જેઓ સ્વયંસેવક થાય તેમણે પોતાના ભરણપોષણનો બંદોબસ્ત પોતાની મેળે કરી લેવો. સમિતિ પાસેથી ભરણપોષણ મેળવવાનો વિચાર ન રાખવો. જેઓ દેશસેવા કરવા ધારે તેમને એવો એક પણ મિત્ર ન મળે, કે જે તેમની હાજતો આવે સમયે પૂરી પાડે. તેવા દેશસેવા કરવા યોગ્ય ન હોઇ શકે એમ મારી માન્યતા છે. એવા માણસનું ખર્ચ વધારે હોય નહિ ને હોય તેટલું કોઇને ભારે ન જ પડે.

૩. સ્વયંસેવક એ કે જે પગાર લઇ સેવા કરતો હોય એના કરતાં વધારે વૈતરૂં કરે, વધારે પ્રામાણિક હોય, વધારે શક્તિ ધરાવે, વધારે નમ્ર હોય, હુકમને તાબે રહેવાની શક્તિ વધારે ધરાવે. એવા સેવકને માત્ર તેના પેટપૂરતું જ આપેલું હોય. એ ભિક્ષા ઉપર નથી નભતો, પણ એ દેશની સાચી સેવા કરે છે. એ વધારે આપે છે અને થોડું લે છે. જે પોતાની પાસે દ્રવ્ય રાખીને દેશની મફત સેવા કરવાનો દાવો કરે છે એ પેલા સર્વસ્વ આપનારના કરતાં ઓછો યોગ્ય છે. જો સામાન્ય અનુભવ

એથી ઉલટો હોય તો એનો અર્થ એ છે કે સર્વસ્વ આપનારે ચોરી કરી; એટલે કે તેણે પોતાનું દ્રવ્ય તો આપ્યું છે પણ પોતાનું મન, પોતાનું શરીર નથી આપ્યાં એટલું જ નહિ, પણ સર્વસ્વ આપવાનો દાવો કરી વધારે લે છે અને ઓછું આપે છે. હું મારી પાસે રહેલા લાખ આપીને દેશને લાખોના ખર્ચમાં ઉતારૂં, મારો વખત ચોરૂં, મારૂં મન ચોરૂં, તો હું અવશ્ય ભીખારી બન્યો; ભીખારીથી પણ નપાવટ બન્યો. એવા આપભોગનું વર્ણન હું નથી કરી રહ્યો. જે આપભોગની માગણી હું કરૂં છું તેમાં ભીખારીપણાને અવકાશ જ નથી. એ આપભોગ છૂપાવ્યો છૂપી શકતો નથી. જ્યાંસુધી એવી સ્થિતિ દેશમાં ઉત્પન્ન નથી થઇ ત્યાંસુધી સ્વરાજ્યનો વિચાર કરવો નિરર્થક છે. જ્યારે કેટલાંક સ્ત્રીપુરુષો સર્વસ્વ હોમવા તૈયાર થશે ત્યારે જ સ્વરાજ્યસેના ઉભી થશે ત્યારે જ તેની પાછળ સામાન્ય ત્યાગ કરનારા નિકળી પડશે અને તેઓ શોભશે.

૪. એવા ત્યાગનો આ સમય છે.

૫. સ્વયંસેવકો માટેની શરતો કઇ? પહેલી શરત તો એ કે શાંતિનું પાલન પોતે કરવું અને બીજા પાસે કરાવવું. સ્વયંસેવક હાથ ન ઉગામે એટલું જ નહિ, પણ તે કોઇની સામે આંખ સરખી લાલ ન કરે. આંખ લાલ કરે તો તે સ્વયંસેવક થવાને લાયક નથી. સ્વયંસેવક ન હોય એવો માણુસ આંખ લાલ કરે તો તેથી હિંદુસ્થાનને નુકસાન નહિ થાય, પણ સ્વયંસેવક થયેલો આંખ લાલ કરશે તો તેથી હિંદુસ્થાનને ખસૂસ નુકસાન થશે. સ્વયંસેવક તો આંખ લાલ ન કરે એટલું જ નહિ, પણ હુંકારો સરખો ન કરે, ગાળ ન દે, મલિન વિચાર સરખો પણ મનમાં ન પેસવા દે.

૬. શાંતિનું પાલન કરે, પગથી તે માથા સુધી ખાદી જ ધારણ કરે, હિંદુ-મુસલમાન વચ્ચેનું ઐક્ય જાળવે, અને અસ્પૃશ્યતાનો ત્યાગ કરે; એટલી પ્રતિજ્ઞાનું પાલન કરવા ઉત્સુક હોય એવાને જ જેલ જવાનો અધિકાર મળે.

૭. મન વચન અને કાયાથી હંમેશને સારૂ શાંતિ પાળવાનો પાઠ તમારે શીખી લેવો જ જોઇએ. હંમેશને સારૂ તમે શાંતિ પાળો તો તમારા, મારા અને હિંદુસ્થાનના જેવું કોઇ નસીબદાર નહિ.

૮. હિંદુ, મુસલમાન, પારસી, યહુદી, ખ્રિસ્તી વિગેરે એકતા જાળવવાને શાંતિ વિના બીજો ઉપાય છે જ નહિ. નાની કોમો સાથે વિશેષ એકતાની જરૂર છે. હિંદુ–મુસલમાનની સાથે એકતા રાખે છે તે સ્વાર્થની દૃષ્ટિએ રાખે છે. મુસલમાનની સાથે એકતા ન રાખે તો તે ગાયને ન બચાવી શકે. મુસલમાન હિંદુની સાથે એકતા રાખે તેમાં તેનો પણ સ્વાર્થ હોય છે. પણ હિંદુ અને મુસલમાન, પારસી, ખ્રિસ્તી અને યહુદી સાથે એકતા રાખે તેનું પરિણામ તો સુંદર જ આવે. નબળાને ખવડાવીને ખાવું, સૂવાડીને સૂવું, ચાકરી કરીને આનંદ માનવો એ પાઠ નહિ શીખીએ ત્યાંસુધી સ્વરાજ્ય નહિ મળે. બીજા મુલકમાં ભલે મળતું હોય, હિંદુસ્થાનમાં તો નહિ જ મળે.

૯. ત્રીજી શરત સ્વદેશીની છે. સ્વદેશીમાં અધકચરા હોય તે કેમ ચાલી શકે ? જો તમે પોતે જ રેંટિયો ન લો, સ્વદેશીનું પાલન ન કરતા હો તો લોકોને ખાદી પહેરવાનું, રેંટિયા ફેરવવાનું અને શાંતિ રાખવાનું શી રીતે કહી શકશો ? સ્વયંસેવકોથી ખાદી સિવાય બીજું કપડું ન જ પહેરી શકાય. અંગ્રેજ જેવા વસ્ત્રો પહેરીને જ સેવા થઇ શકે એવું નથી. લોકો ઉપર તમારે પ્રેમથી, સદ્વર્તનથી અસર પાડવાની છે. જો વિલાયતી પાટલુનથી લોકો ઉપર અસર પાડવાની હોય તો તેનો ત્યાગ કરો. સ્વરાજ્ય મેળવવા નિકળેલા હિન્દી તરીકેના આપણા મરતબા ખાતર પણ એ પોષાકનો ત્યાગ કરવો જોઇએ. હું તો સ્વયંસેવકોને દરરોજ બે કલાક રેંટિયો ચલાવવાની સલાહ આપું. તમારા કાંતેલા સૂતરનાં કપડાં વણાવીને તમે પહેરો ત્યારે જ તમે સાચો સ્વયંસેવક બનો. સ્વયંસેવક તો મરવાની તૈયારીની પ્રતિજ્ઞા લેવા ઇચ્છે છે, તે ખાદી પહેરતાં અચકાય અથવા તો પાંચ દશ રૂપિયાની ખાદી લેવી પડે તે ન લે એવું ન જ બને. એટલા પૈસા ઉછીના લઇને પણ માણસ સ્વયંસેવક બને. પોતાના વ્યસનને પોષવા ખાતર કેટલા માણસો કરજ નથી કરતા ? તો સ્વયંસેવક બનવાનું આપણને વ્યસન કાં ન લાગે ?

૧૦. ઢેડભંગીને અડવામાં પાપ છે એમ જો તમે માનતા હો તો તમારે માટે મહાસભામાં જવું એ પણ પાપ છે. મહાસભામાં આવવાનો એમને પણ હક્ક છે, તેઓ આવે જ છે. જેટલા ભાવથી તમે મારી સેવા

કરો તેટલા જ ભાવથી ભંગી પ્રતિનિધિની સેવા કરવા તત્પર ન હો તો સ્વયંસેવક થવાને નાલાયક છો.

૧૧. તમારા મનમાં હજુ ઢેડભંગી પ્રત્યે તિરસ્કાર હોય તો તે કહાડો, તેમનાં છોકરાંને તમારી નિશાળોમાં પ્રેમપૂર્વક રાખો, નોતરો, તેમના વાડા તપાસો, ત્યાં પાણી વિગેરેની સગવડ ન હોય તો કરો, તેમને એઠા અન્નની ભિક્ષા ન આપો, તેને બદલે પગાર વધારજો અથવા કાચું વગરરાંધેલું અનાજ આપજો.

૧૨. પણ મહાસભા વેળાનો તમારો વિશેષ ધર્મ હવે કહું છું. એ સંબંધમાં હું તમને ૧૯૦૧ ની કલકત્તાની મહાસભાની વાત કરવા માગું છું. હું ત્યાં ડેલિગેટ તરીકે ગયેલો. હું તો રહ્યો સ્વયંસેવક ડેલિગેટ. વાસીદુ વાળવામાં તો મને મગરૂરી ચડે છે. પાયખાનાં સાફ કરવાની મને છીટ નથી. પાયખાનાં રસોડા જેટલાં સાફ ન હોય તો મને ગમતાં નથી. મારી મહેમાનગીરી કરનારને બકરીના દૂધની જેટલી ચીવટ રાખવી પડે તેટલી જ ચીવટ પાયખાનું સાફ રાખવાની પણ રાખવી પડે. કલકત્તાનો પુરાતન દાખલો હું તમને આપું છું મહાસભાનો એ મારો પહેલો અનુભવ હતો. રિપન કૉલેજમાં હું અને તિલક મહારાજ એક જ ઓરડામાં ઉતર્યા હતા. તિલક મહારાજની સાથે ઉતરવા જેટલો હું ભાગ્યશાળી હતો એવું મને તે વેળા ભાન ન હતું. દક્ષિણ આફ્રિકામાં કામ કરનાર એક ગુજરાતી વાણિયા તરીકે તે વખતે લોકો મને ઓળખતા. પરસાળમાં દશ–પંદર પથારીઓ હતી. સવારમાં મોતીબાબુ તિલક મહારાજ પાસે આવી ખાટલા પર બેઠા. હું એમની વાતો સાંભળતો બેઠો. પણ હું તમને એ વાત કરવા નથી માગતો. પણ હું તમને પાયખાનાં વિષે વાત કરવા ઇચ્છું છું. પાયખાનામાં હું ગયો ત્યાં તો મારાથી જોવાય જ નહિ. હું પાયખાનું સાફ કરીને બેઠો. પણ હું તે સાફ કયાં સુધી કરૂં ? મેં સ્વયંસેવકોને ભેગા કર્યા. એક સ્વયંસેવક બીજાને કહે, બીજો ત્રીજાને કહે, ત્રીજો ચોથો કયાં ગયો એમ પૂછે. મારી પાસે તો ઠીક પણ તિલક મહારાજની તહેનાતમાં રહેનારા સ્વયંસેવકો પણ એકબીજાની ઉપર હુકમ કર્યા કરે. મેં સ્વયંસેવકોને ભાઇબંધ બનાવ્યા, તેમની સાથે વિનોદ કર્યો અને કડકાઇ પણ વાપરી અને બોધ દેવો [illegible]

કર્યો. હિંદુસ્થાનમાં રોજ આપણે નહાનારા છીએ છતાં ગંદા પણ છીએ.

૧૩. રિપન કૉલેજના કઠેડામાં કોઇ પાયખાનું કરી જતું હતું. કેટલાક બુઢ્ઢા માણસો હતા તે રાત્રે ડિસેમ્બરની ટાઢમાં નીચે ન ઉતરી શકે તેથી કઠેડાને જ પાયખાનું બનાવતા હતા. એ બગડેલું કોણ સાફ કરે ? સ્વયંસેવકને કહ્યું. તેઓ કહે કે અમારૂં કામ નહિ. ફરી પાછો હું ભંગી બન્યો. આ બધું હું મગરૂરી ખાતર નથી કહેતો. પણ સાફ રહેવા ઇચ્છતો હોય તેણે શું કરવું ? સ્વયંસેવક તો સાફ ન કરે, પણ મારાથી જીવતોજોતો છતાં નરકમાં કેમ સૂવાય ? મારાં વાસણો પણ મેં સાફ કર્યાં.

૧૪ ત્યારથી સ્વયંસેવકો વિષે મનમાં હું વિચાર ગોઠવતો રહ્યો. દક્ષિણ આફ્રિકામાં મેં સ્વયંસેવકો પર ખૂબ પ્રહારો કર્યા. કલકત્તાની મહાસભા પછી મેં મહાસભાના મંત્રી સર દીનશા વાચ્છા [ તે વેળા સર નહોતા ] ને એક લાંબો કાગળ લખ્યો કે મહાસભામાં આપણે પહેલો પાઠ તંદુરસ્તીનો શીખવવાનો છે, અને તેથી તે પર ધ્યાન અપાવવું જોઇએ. એના પર ધ્યાન ન અપાયું. તે વખતે મારી પ્રતિષ્ઠા શી ? અને એ અઘરો વિષય હાથમાં કેમ લઈ શકાય, જેને આજે પણ આપણે પાર નથી ઉતારી શક્યા ? ત્યારપછી મહાસભાની ઘણી બેઠકો થઇ. હું ગયો તેમાં ગોબરું અને ગંદુ મેં ખૂબ જોયું. છેલ્લું નાગપુરમાં મેં જોયું. ત્યાં મેલા પાણીની નદીઓ વહેતી હતી. ઠામ ઠામ પાણી તો ભરાઇ જ રહે. હું તો એવી જગાએ જવા જ ન ઇચ્છું. ચાલીને પગ તો ધોવા જ પડે. હું વૈષ્ણવ કુટુંબમાં ઉછેરેલો અને તંદુરસ્તીના નિયમનું પાલન કરવાની ચીવટવાળો તે આ ગંદકી કેમ સહન કરી શકું ? મને તો મોટર મળે, પણ બીજા પ્રતિનિધિઓને જવાનું કેમ ? સ્વયંસેવકોનું એ કામ હતું કે નીક કરીને પાણીને કહાડી નાખે. પાયખાનામાં તો હું નહોતો જતો પણ મારી પત્ની જતી. તેણે આવીને મને કહ્યું કે જો તમે હો તો તો આ મેલાં પાયખાનાં જોઇને કજીઓ જ કરો. પાયખાનાં સાફ ન થતાં એમ નહિ, ભંગીઓ તો રાખેલા જ હતા. પણ સ્વયંસેવકની ફરજ બરોબર અદા નહોતી થતી.

૧૫. આપણે સ્વચ્છતા પૂરેપૂરી જાળવવી જોઇએ. સ્વયંસેવકો માને કે તેમને તંદુરસ્તીની ટેવો શીખી લેવાની આ સુંદરમાં સુંદર તક મળી છે.

પાયખાનાનું મેલું જોતાં જોતાં સુગ શાને આવે ? જે નરક શરીરમાં છે તે ન જોવાય ? નરકને જોતાં શીખશે તે નરકમાંથી છૂટશે. દાક્તર મેલું ન જૂએ તો ચિકિત્સા કેમ કરે ?

૧૬. પાયખાનાં સાફ કરવાનું તો આપણે પોતે જ કરીએ, ઢેડભંગી મારફત ન કરાવીએ. સાબરમતી આશ્રમમાં શરૂઆતમાં તો આશ્રમવાસીઓ જ પાયખાનાં સાફ કરતા. પછી વખત ન મળે એટલે તે કામ ભંગીને સોંપાયું. એમાંથી કંટાળ્યા એટલે પછી પાછું હાથોહાથ સાફ કરવાનું આરંભાયું. ધનવાનોનાં રોજ ધોવાનારાં પાયખાનાં ન ગણીએ અને ગરીબ માણસોનાં પાયખાનાં જોઇએ તો આશ્રમનાં પાયખાનાં ચોકખામાં ચોકખાં અને નમૂના રૂપ ગણાય એવાં છે. એમાં ઝાઝી મહેનત નથી પડતી. અમે પાયખાનાં સાફ કરવાં એને શાસ્ત્ર ગણીને કામ કરીએ છીએ એટલું જ. હિંદુસ્થાનમાં હું જ્યાં ગયો છું ત્યાં સ્વયંસેવકોનો પ્રેમ મારા જેટલો કોઇએ ભોગવ્યો નથી. મેં તમને વારંવાર કડવાં વચનો પણ સંભળાવ્યાં છે. મારી સેવામાં તેમણે કંઇ પણ મણા રાખી નથી. એનો બદલો હું કઇ રીતે વાળું ? તમે હાવકા છો એમ કહીને ? ના. મિત્રભાવે, મુરબ્બીભાવે, સખાભાવે. તમારામાં જે જે ત્રુટિઓ જણાય તે બતાવી દેવી એ તમારી સેવાનો યત્‌કિંચિત્ બદલો આપ્યો ગણાય.

૧૭. હું નાનો હતો ત્યારે મારા બાપ કાકાએ નાખી દીધેલાં બીડીનાં ઠુંઠાં મેં પીધેલાં. બીડીનો સ્વાદ પણ કેવો હોય એ હું જાણતો નથી. સ્વયંસેવક બીડી ન જ પીએ એમ તો હું ઇચ્છું પણ એ વ્યસન પડ્યું હોય તો એ જેની સામે અદબ રાખતા હોય તેમના દેખતાં તો ન જ પીવાય. ન રહેવાય તો એકાંતમાં જઇને પી આવવી. એમ કરતાં કરતાં આખરે બીડીનું વ્યસન પણ નિકળી જશે.

૧૮. શ્રીયુત દાસને એટલી બધી બીડી જોઇતી હતી કે જેનો સુમાર જ નહિ. પણ અસહકાર સ્વીકાર્યા પછી તેઓએ બીડી છોડી દીધી. તેઓ મને વિનોદમાં કહેતા કેઃ " હું દારૂનિષેધનો ઉપદેશ કરૂં, સાથે બીજાઓ બીડી છોડવાની વાત કરે, અને હું સંમત થાઉં; પછી મારાથી બીડી પી જ કેમ શકાય ? મારે કાં તો બીડી અને દારૂ છોડવાં જોઇએ કાં તો અસહકાર છોડવો જોઇએ."

૧૯. શ્રીયુત દાસને દારૂ પીવાની પણ ટેવ હતી. તેમણે દારૂ છોડવા માંડ્યો. ડૉક્ટરોએ કહ્યું કે તમારૂં મગજ નહિ ચાલે. શ્રીયુત દાસે કહ્યું હું દિવાનો થઇ જઇશ પણ દારૂ તો નહિ જ પીઉં. અસહકારીથી કંઈ દારૂ પીવાય? શ્રીયુત દાસે બીડી છોડી ત્યારે કેટલાક દિવસ સુધી તો તેમનું મોં ખરાબ રહેતું. તેમણે એ સહન કર્યું અને બીડી છોડી જ. પછી તો તેમણે માંસાહાર પણ છોડ્યો. જો એશઆરામમાં રહેલા એ ૫૦ વર્ષના માણસ એ બધાં વ્યસનો છોડી શક્યા, તો તમારા જેવાઓને એ વ્યસન છોડવું એમાં શી મુશ્કેલી?

૨૦. જેઓએ આત્મશુદ્ધિ નથી કરી, જેઓએ શરાબ ઇત્યાદિ નથી છોડ્યાં, તેઓ આ ધાર્મિક યુદ્ધમાં નહિ જોડાય તો તેથી તેઓ દેશસેવા કરશે, કેમકે તેઓ પોતાની મર્યાદા સમજ્યા ગણાશે.

૨૧. [ જ્યારે તમે દારૂના ચેપથી અળગા રહો ત્યારે જ તમે દારૂ ન પીવાનો ઉપદેશ આપી શકો છો. જે બદીને વિનયથી અટકાવવા પ્રયત્ન કરીએ તેનું નામ ચોકી. ] સભ્ય ચોકી આપણને કંઇ ને કંઇ લાભ તો આપે જ. જે વસ્તુ આજને સારૂ કે હંમેશાંને સારૂ ત્યાજ્ય છે તેની જ ચોકી કરીએ, એટલે તેમાં નીતિ અને યોગ્યતા રહેલાં છે. આપણી ચોકીમાં બળાત્કાર ન હોય ત્યાંસુધી બધી નિન્દ્ય વસ્તુને વિષે ચોકી કરવાનો આપણને અધિકાર છે. પણ બધી વસ્તુને વિષે આપણે તે અધિકારનો ઉપયોગ એકાએક ન કરીએ. જ્યાં મોટો મતભેદ હોય ત્યાં ચોકી કરવાથી એક પ્રકારનો બળાત્કાર ઉભો થાય છે. આપણને ગમે પણ બીજાને જે ન ગમે તે વિષે બીજો આપણી ચોકી કરે તો તે આપણને કેવું નઠારૂં લાગે? તેથી સામાન્ય દષ્ટિએ જોતાં ચોકી તો તેની જ કરીએ, કે જેને વિષે લોકમત ઠીક ઘડાઇ ગયો હોય.

૨૨. [ સામાન્ય રીતે પ્રજાને દારૂ તરફ તિરસ્કાર છે. તેની તરફેણમાં બોલનારાને મેં થોડા જોયા છે. એટલે આની ચોકી કરવી સર્વથા લાભકારક છે. ] તમારા ગામમાં દારૂ પીનારા હોય તો તેમને વિનવીને, સમજાવીને તેમની આ બૂરી આદતથી તેમને છોડાવજો. ન જ માને તો ભલે દારૂ પીએ.

તમારા ગામમાં પીઠું હોય તો પીઠાવાળાને પણ નમ્રતાપૂર્વક સમજાવજો. તેની ઉપર રોષ ન કરજો. તેની દયા ખાજો.

૨૩. તમે દારૂ પીવાની ટેવવાળાઓને વિનવી કહો કે 'દારૂ પીવા કરતાં ગટરનું પાણી પીવું બહેતર છે. ગટરનું પાણી ગંદુ છે, તેનાથી રોગ થાય છે એટલું જ, પણ દારૂથી તો આત્મા મલિન થાય છે, એમ સમજાવી દારૂ છોડવાનું કહો. પીઠાવાળાને દારૂ ન વેચવા વિનવો, ઈજારો લેવા ઇચ્છનારને તેમ ન કરવા વિનવો. પણ ક્યાંયે જબરદસ્તી ન કરતા.

૨૪. દારૂ પીનારને સમજાવવાની જેટલી આપણી ફરજ છે તેટલી જ ફરજ તેઓના શરીરની રક્ષા કરવાની પણ છે. દારૂડિયાઓ પાસે દારૂ છોડાવવામાં જો આપણે જબરદસ્તીનો ઉપયોગ કરીશું તો દારૂ છૂટવાનો નથી એટલું જ નહિ, પણ આપણી લડતને ધક્કો પહોંચશે. દરેક જગ્યાના સ્વયંસેવકોએ જાણવું જોઇએ કે તેઓને કોઈની ઉપર જબરદસ્તી કરવાનો હક્ક છે જ નહિ. તેઓએ રીતસર વિનયપૂર્વક જે પ્રયાસો કરવા યોગ્ય હોય તે જ કરવા. એટલે કે દુકાનો નજીક ઉભા રહી દારૂ પીનારને વિનયપૂર્વક સમજાવવા, તેમના કુટુંબીઓને સમજાવવા, તેમની ન્યાતવાળાઓને કહેવું. આ ઉપરાંત આપણને કંઈ પણ દબાણ મૂકવાનો અધિકાર જ નથી. પ્રજાને મારીને પુણ્યવાન્ પણ ન બનાવાય. જેઓને પાપી થવું હોય તેને પાપ કરવાનો અખત્યાર છે જ. પાપ કરવાની છૂટ હોવા છતાં જે પાપ નથી કરતો તે જ પુણ્યવાન્ કહેવાય અને તેવાઓથી જ દેશને ફાયદો થાય. જો પાપને મટાડવા જબરદસ્તી કરવાનું તત્ત્વ દાખલ કરીએ, તો જે દોષને સારૂ આપણે સરકારને રાક્ષસી માનીએ છીએ તે જ દોષ આપણામાં આવી જશે અને આપણે પણ રાક્ષસી બનીશું

૨૫. સરકારને વિષે 'સેતાન' શબ્દ પણ તમે ન વાપરો. પંજાબ વિષે પણ રોષ ન કરો. એ ટીકા કરવાનું મને એકલાને સોંપો. શરાબ બંધ કરાવવાનો તમે પ્રયત્ન કરો પણ તેમાં કોઇની નિન્દા ન કરો, ગાળો ન દો. આજ સખ્ત શબ્દોનો જમાનો ચાલ્યો ગયો છે. હવે તો કામ કરવાનો વખત આવ્યો છે. આપણે બોલવા માટે કેદ જઇએ તેના કરતાં કાર્ય કર્યાને

સારૂ જોઇએ—ભલે દારૂ ન પીવો એને સરકાર પાપ ગણે—ત્યારે સરકારનું પોગળ તદ્દન ખુલ્લું થઇ જશે. ત્યારે તે એનીમેળે નાશ પામશે.

૨૬. [બીજાનું ભલું કરવા માટે પણ આ લડતમાં બળાત્કારને સ્થાન નથી.] જો કોઈનાં પણ કપડાં બળાત્કારે પડાવ્યાં હોય તો તેની માફી માગો. સહકારીઓ તરફ મનમાં પણ ગુસ્સો ન રાખો. તેમના દુઃખમાં તેમની સેવા કરો. અમલદારોની ખુશામત ન કરો. તેમ તેમનાથી ડરો પણ નહિ. પોલિસનો ડર ન રાખો, તેઓ પણ આપણા ભાઇઓ છે એમ સમજી તેમની ઉપર પ્રીતિ રાખો. હજુ પણ તમારાં છોકરાં સરકારી નિશાળોમાં જતાં હોય તો તેમને તેમાંથી ઉઠાડી લો, અને અસહકારને વધારતાં બળાત્કાર ન વાપરો. તમારાં ગામોમાં એક પણ સહકારી હોય તો તેના પ્રત્યે વેરભાવ ન રાખો, પણ એમ સમજો કે જેટલો હક્ક તમને તમારો મત ધરાવવાનો છે તેટલો જ તેને તેનો મત ધરાવવાનો છે.

૨૭. તમારાં ગામોમાં એકબીજા વચ્ચે દુશ્મનાવટ હોય તો તેને પતાવી દ્યો. સત્યાગ્રહી ગામોમાં વેરવિખવાદને સ્થાન જ નથી.

૨૮. તમારા ગામમાં કોઇ મવાલી, ડાંકુ કે ચોર રહેતા હોય તેમનાથી પણ ન ડરજો કે ન તેમને ડરાવજો. તેમને પણ ભાઇ ગણી ભેટજો અને તેમની આદતોથી તેમને બચાવવા તેમની સ્થિતિ સમજજો અને એવા ચોર લૂંટારાનાં મન ફેરવવા પ્રયત્ન કરજો; અને સાથે તેમના ત્રાસથી બચવા અને તમારાં બાળબચ્ચાંને બચાવવા મિલ્કતનું રક્ષણ કરવાની શક્તિ મેળવજો. એ શક્તિ મેળવવા સારૂ તમે તમારા જ ચોકીદાર નિમજો. તેઓને ચોરની સાથે લડવાની જરૂર નહિ પડે. ચોકી થતી હશે તો ચોર નહિ આવે. જાગતાને ભય નથી, એ કહેવત તદ્દન ખરી છે. છતાં કોઇ મારી જાય એમ બને, તો તેથી નિડર રહેજો. તમારા તાલુકાના દુર્જનોની તમને ખબર હોવી જ જોઇએ.

૨૯. હું ઘણી વાર કહી ગયો છું કે અસહકારનું મૂળ પ્રેમમાં છે, વેરમાં નથી જ. આત્મબળ એ પ્રેમબળ છે અને જગત્ તે બળને વશ છે. તમારા બળથી તમારે હિન્દુસ્થાનને મુક્ત કરવું હોય તો તમે પ્રેમ વરસાવો.

તમારે પરદુઃખભંજન કહેવાવું હોય તો તમારામાં સહનશીલતા, શૌર્ય, સત્ય ઇત્યાદિ મૂર્તિમંત થવાં જોઇએ. દેખાવમાત્રથી કંઇ સ્વરાજ્ય મળવાનું નથી.

૩૦. પણ તમારે સ્વરાજ્ય મેળવવું હોય તો તમારે હાલ છે તેના કરતાં ઘણી જ વધારે આત્મશુદ્ધિ કરવી પડશે. એટલે તમારે સાચા હિન્દુ, સાચા મુસલમાન, સાચા પારસી, સાચા ખ્રિસ્તી બનવું જોઇશે.

૩૧. રખેને ભૂલતા. તમારી વચ્ચે રહેલા પારસી-ખ્રિસ્તીઓને ભેટજો. તેમને તમારા શુદ્ધ પ્રેમથી નિર્ભય કરજો.

૩૨. મારી આશા તમે ન છોડજો. તમારી આશા મારે ન છોડવી પડે એમ ખચિત કરજો.



# ૨૩. ઢીલનાં કારણ.



૧. [ જે કામ આપણે એક મહિનાનું કે એક વર્ષનું ગણીએ તેને માટે વર્ષોનાં વર્ષ વીતી જાય અને કામ અધુરૂં જ રહે એટલે શું સમજવું રહ્યું ? આ લડતમાં જેવા ગુણોની જરૂર છે તે આપણામાં નથી અથવા આપણે તે નથી કેળવ્યા એમ કહેવું રહ્યું. પણ એમ કહેવામાં આપણા દરેકની નામોશી છે. તેમાં પોતાનો ભાગ કેટલો છે તે દરેક જાણી શકે છે. ]

૨. આ ધાર્મિક લડતમાં દંભ ઘર કરે તો ધર્મને ઝાંખપ લાગે અને પ્રજાને નુકસાન થાય. તેમ થાય તો ધર્મના નામ માત્રથી લોક દૂર નાસે અથવા તો ધર્માંધપણાને ધર્મ માની સંતુષ્ટ રહે. કેટલાંક પાખંડ આ લડતમાં પણ પેસી ગયાં હશે એમ હું જરૂર માનું છું. દંભી લોકો અસહકારને નામે સ્વાર્થ સાધવા નિકળી પડ્યા છે એમ હું જાણું છું. છતાં મારી માન્યતા એવી છે કે આ લડતમાં દંભે પ્રધાનપદ નથી ગ્રહણ કર્યું. જો દંભ પ્રધાનપદ લે તો આપણી આજની સ્થિતિ છે તેના કરતાં પણ આપણી માઠી દશા થશે, કેમકે આપણી ભીરુતાને તેથી પોષણ મળશે. જ્યાં બીક છે ત્યાં જ દંભને અવકાશ છે. પાપનું જોખમ ઉપાડવાથી ડરનારો પાપી પુણ્યવાનનો વેષ લઇ ફરે છે અને બેવડો પાપી બને છે. પોતાની નાસ્તિકતાને ઢાંકવા ઉદર પોષણને અર્થે મોટાં ટીલાં તાણે છે અને ચંદન બગાડે છે એટલું જ નહિ, પણ પાપમાં પાપ વધારે છે. આવા લોક આ લડતમાં દાખલ ન થાય તેને સારૂ એક પામર મનુષ્ય જેટલા ઉપાયો લઇ શકે તેટલા લેવાયા છે એમ મારી માન્યતા છે, અને તેથી જ મેં મારી છેવટની સ્વતંત્રતા જાળવી રાખી છે. જ્યારે મને ચોમેર દંભ જ જોવામાં આવશે ત્યારે હું લડતમાંથી દોટ મૂકીને ભાગવાનો જ, કેમકે દંભી કંઇ અસહકારી નહિ હોય, અને હું તો અસહકારીઓનો દાસ બન્યો છું.

૩. [ દંભના વાતાવરણમાંથી હજુ આપણે મુક્ત નથી થયા. પ્રતિપક્ષીના દુર્ગુણો પોતામાંથી કહાડવાનો પ્રયત્ન કર્યા વગર અસહકારીઓ તેમાંથી મુક્ત હોવાનો દાવો ન કરી શકે. ] અંગ્રેજી પ્રજા અથવા તો અંગ્રેજી પ્રધાનમંડળ આપણા કરતાં ભારે ઉતરતા છે અને આપણે ગુણોનો ભંડાર છીએ એવી મારી માન્યતા નથી. અંગ્રેજી પ્રજાની ઉપર હું પોતે તો આશક છું. એ પ્રજા શૂરવીર ભોળા દિલની અને કાંઇક ઇશ્વરનો ડર રાખનારી છે, એકાએક ધર્મથી વિમુખ નથી. એ પ્રજા જેમ પશુબળને પૂજનારી છે તેમ જ નીતિબળને ઓળખનારી છે. એ પ્રજાથી અનેક દોષો થયા છે, તેમ અનેક પુણ્ય કર્મો પણ થયાં છે. એ પ્રજામાં ખરેખર કેટલાક યોગીજનો પેદા થયા છે અને તે ઉપાસવાલાયક છે. તેનામાં જે યોજનાશક્તિ છે, જે ધૈર્ય છે, જે કળા છે એ અનુકરણ કરવા લાયક છે. તેનામાં રોષ જોવાથી હિંદુસ્થાન પ્રત્યેના તેના અન્યાયોથી હું મારી ન્યાય વૃત્તિને ખોઇ દેવા કે ઢાંકવા તૈયાર નથી. જેટલું અંગ્રેજોના ગેરઇન્સાફની સામે હું ઝૂઝયો છું તેટલે દરજ જે બીજા કોઇ ભાગ્યે જ ઝૂઝયા હશે. પણ એ ઝૂઝવાની પાછળ ઉંડે ઉંડે એ પ્રજાની પ્રત્યે મારો ભાવ અથવા મોહ કહો તો મોહ પણ રહેલો છે. નીતિબળને જેટલી ત્વરાથી અંગ્રેજો પારખી લે છે, તેટલી જ ત્વરાથી હિન્દુસ્થાનની પ્રજાને છોડીને બીજી પ્રજા નહિ પારખતી જ હોય એવી મારી માન્યતા છે. અને તે પાયાની ઉપર મેં મારી ઘણી લડતો ચણેલી છે. પણ કદાચ મારી ગણત્રીમાં ભૂલ હશે તો એ મને પશ્ચાત્તાપનું જરાયે કારણ નહિ રહે. કેમકે કોઇ લડતનો મારો આધાર બાહ્ય વસ્તુ ઉપર નથી, પણ પ્રત્યેક લડત અને તેને વિષે લેવાયલા સાધનોની કેવળ નિર્મળતા ઉપર રહેલો છે. સત્યને કાળની બાધા આવતી જ નથી. સત્યમાં ધીરજને પુષ્કળ અવકાશ છે. રાહ જોવામાં જરા યે ભય સત્યને આચરનાર માને જ નહિ.

૪. દંભ તો આપણી લડતમાંથી નિકળે જ. પણ આપણી લડતમાંથી તિરસ્કાર સુદ્ધાં નિકળી જવો જોઇએ. આપણી લડતનું મૂળ પ્રેમ છે, દ્વેષ કે રોષ નથી. આપણે દુશ્મનને પણ મિત્ર બનાવવા માગીએ છીએ. અને મારી ખાત્રી છે કે જો આપણે આપણું કાર્ય દ્વેષરહિત થઇને કરીએ

તો આપણી સહનશક્તિથી પત્થર જેવાં હૃદય પણ પીગળે. જેટલી ઢીલ થાય છે તેનું કારણ આપણી ખામીઓ જ છે. આપણે જો શાંત ચિત્તે દુઃખોની બરદાસ કર્યા જ કરીએ તો આપણો સંપૂર્ણ વિજય ઘણા જ થોડા સમયમાં મેળવી લઇએ.

૫. આપણે અંગ્રેજો પ્રત્યે ક્રોધ કરીને, માનવજાતનો અવિશ્વાસ રાખીને, એકબીજા પક્ષો ઉપર આક્ષેપો ઢોળીને, અરસ્પરસ તિરસ્કાર રાખીને દેશનો ઉદય નથી જોવાના. તિરસ્કાર, દોષદર્શન એ બધાં રોગનાં–નબળાઇનાં લક્ષણ છે. નબળો બધે નબળાઇ જ જૂએ છે. દુષ્ટ બધાને દુષ્ટ જ માને છે. સર્પ કે વીંછી સહુથી ડરે છે. આ જગતનો કાયદો છે, તેને આપણે કેમ ભૂલીશું? 'આપ ભલા તો જગ ભલા.'

૬. આપણાં દર્દો અને આપણી ઉપર થતા અન્યાય ટકે છે, કારણ આપણે તેની સામે માત્ર નામના જ ઝૂઝવા નિકળીએ છીએ. જો આપણે સાચા હોવાનો દાવો કરતા હોઇએ તો આપણા કાર્ય પાછળની આપણી કુરબાનીઓથી જ એ દાવો આપણે સિદ્ધ કરી શકીએ. આપણામાં ઉદ્યમ ક્યાં? આપણે સાચા અને ઉદ્યમી થવું જોઇએ. આપણા સાધન વિષે આપણને પૂરો ભરોંસો હોવો જોઇએ. આપણે સાવધાન રહેવું જોઇએ.

૭. [આપણે કેવા છીએ તે આપણે તપાસી લઇએ અને પછી પૂછીએ કે લડતમાં ઢીલ કેમ? સરકારી અદાલતોનો મોહ હજુ આપણામાંથી ક્યાં ગયો છે?] વકીલોનું તો પૂછવું જ શું? ઘરમેળે કજીઆ પતાવતા આપણે ક્યાં થયા છીએ? ન્યાય મોંઘો ન હોવો જોઇએ એ ક્યાં જાણ્યું છે? હજુ તો મોટા ધર્મના સ્થંભ રૂપે ગણાતા સાંપ્રદાયિક નેતાઓ ધાર્મિક ઝઘડાઓનો ફેંસલો પ્રીવી કાઉન્સિલ મારફતે મેળવવાની આશા રાખે છે. વકીલોને મોટી ફીનો મોહ હજી છૂટ્યો નથી તેથી ન્યાય હજુ સોનામહોરોથી જોખાય છે. જો આજે સમાધાની થઇ જાય તો અદાલતોમાં આત્મા રેડવાનું રહી જાય અને સમાધાની થયા પછી કોણ કોનો ભાવ પૂછવાનું છે? અદાલતો જેવી આજે ચાલે છે તેવી જ ચાલવાની. પછી રામરાજ્ય ક્યાં રહ્યું? રામરાજ્યમાં ન્યાય વેચાય જ નહિ.

૮. [ન્યાય વેચવો એનો અર્થ અન્યાય કરવો. જેમ ન્યાયને નામે અન્યાય થાય છે તેમ સત્યને નામે અસત્ય ચાલ્યું જાય છે.] જેમ ખાદીનો

દુરુપયોગ થાય છે તેમ અસહકારનો દુરુપયોગ પણ થાય છે એ આપણે જોયું છે. અસહકારના ઠરાવમાં લાંબો હાથ કર્યો એટલે સહકાર કરનારને ગાળો ભાંડવાનો જાણે આપણને પરવાનો મળ્યો હોય નહિ એમ પણ કેટલાક કરી રહ્યા છે. ખરૂં જોતાં તો ખાદીનો, અસહકારનો દુરુપયોગ આ શુદ્ધ હિલચાલને દૂષિત કરે છે અને સ્વરાજ્યનો સમય દૂર લઇ જાય છે. આ મેલા કાળમાં એક જગ્યાએથી મેલ કહાડવા જતાં બીજી જગ્યાએ તે આવી જતો જોવામાં આવે છે. આવી મુશ્કેલીઓ છતાં જેણે સત્યને જોયું છે તેને સારૂ તો એ જ માર્ગ રહ્યો છે.

૯. [ જેને સત્યનો માર્ગ હાથ નથી લાગ્યો તે અવળે રસ્તે જાય છે, પણ સત્ય ઓળખતાં તે તેને ઝોડની માફક પકડી રાખે છે. સત્ય ઓળખવું એટલે મગજમાં ભરી રાખવું એ નહિ; પણ સત્ય ઓળખવું એટલે તેનું પૂરૂં જ્ઞાન અને મન, વચન, શરીરની એકતા. આપણા બધા પ્રાંતોમાં કેટલાકે એક કર્યું છે તો બીજું નથી કર્યું અને કેટલાકે તો કંઇ નથી કર્યું. આ પ્રસંગે હું મહારાષ્ટ્રની વાત કરવા ઇચ્છું છું. મહારાષ્ટ્રને અસહકારની લડતનું સત્ય હૈયે નથી બેઠું. ] આ હિલચાલમાં પૂરો વિશ્વાસ બેસશે ત્યારે હું જાણું છું કે મારૂં કાર્ય પૂરૂં થશે. જેટલું બલિદાન અને જ્ઞાન મહારાષ્ટ્રમાં રહેલાં છે તેટલાં મેં બીજે કયાં યે નથી જોયાં. જ્યાં જ્ઞાન અને બલિદાનનો સમાગમ થાય છે ત્યાં યજ્ઞ સંપૂર્ણ થાય છે. તે યજ્ઞ જ્યારે મહારાષ્ટ્ર ખરા ઉત્સાહથી આરંભશે ત્યારે મારા જેવા પ્રાકૃત મનુષ્યોની આ દેશને અને આ હિલચાલને અપેક્ષા નહિ રહે. જ્યાંસુધી તે જાગ્રત નથી થયું ત્યાંસુધી જ મારે કરવાપણું રહે છે. મને ઘણા કહે છે કે મહારાષ્ટ્ર પાછળ છે. હમણાં તે સાચું છે. મહારાષ્ટ્રમાં જ્યારે થોડી વધારે શ્રદ્ધા આવી જશે ત્યારે તેની શક્તિ આપોઆપ સિદ્ધ થશે. સૂર્યના ઉદયનો જેમ ઢંઢેરો નથી પીટાતો તેમ જ મહારાષ્ટ્રની જાગૃતિ પોતાની મેળે જણાઇ આવશે. મારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે કે તે મહારાષ્ટ્રને શક્તિ દે કે જેથી તે પોતાનો પૂરો યજ્ઞ આપે. મહારાષ્ટ્રવાસીઓને મારે કહેવું ઘટે કે તમારા જેટલી લોકમાન્યની પૂજા કોઇ નથી કરતું. તેઓ સ્વરાજ્ય માટે જ જીવતા હતા, સ્વરાજ્ય માટે જ જેલમાં ગયા અને સ્વરાજ્યનું જ કામ કરતાં તેમણે દેહત્યાગ કર્યો. તમે તેમના સાચા વારસ છો એમ સિદ્ધ કરી બતાવશો તો આપણે સ્વરાજ્ય

લઈશું અથવા તે લેતાં લેતાં મરી જઈશું. તેટલું કરી શકશો તો હું કહીશ કે તિલક મહારાજ તમારામાં ભલે જન્મ્યા. નહિ તો તમે તિલક મહારાજને માટે નાલાયક ઠરશો એમ કહેવા હું રજા લઉં છું.

૧૦. [ જ્યાંસુધી નબળાઈની ભાવનાઓ આપણા માર્ગમાં નડતર કરી રહી છે ત્યાંસુધી આપણે ઝડપથી આગળ ક્યાંથી વધી શકીએ ? તે ભાવનાઓ આપણામાંથી કહાડી નાખવી એ તો દરેકનું પોતાનું કર્તવ્ય થયું. જ્યાંસુધી દરેક જણ પોતાના મનનો મેલ ધોઇ ન નાખે, પોતે જ સારા થવાનો નિશ્ચય ન કરે ત્યાંસુધી આખા સમાજમાં સાત્ત્વિક ભાવના આવે એવી આશા રાખવી ફોગટ છે. છતાં ચારિત્ર્યવાન્ સ્વયંસેવકો સારી સંખ્યામાં બહાર પડે તો ધાર્યું કામ પાર પાડવામાં વિલંબ ન થાય એ તો સ્પષ્ટ છે. એટલે કે ] મુખ્ય ખોટ કામદારની છે. જો પ્રામાણિક, વિશુદ્ધ જાગ્રત અને અસહકારના દરેક પગલાને વિષે અચલિત શ્રદ્ધાવાળા કામદારો મળી આવે તો પ્રજાને તૈયાર થતાં જરા યે વાર લાગે એમ નથી. તેથી અસહકારનો વિજય થવાને સારૂ પ્રથમ કાર્ય કામદારો શોધવાનું છે. તેવા કામદારોની ખામી હોવી ન જોઇએ. મારી ઉમેદ છે કે દરેક ગામમાં એવા કામદારો મળી આવશે.

૧૧. હું જાણું છું કે દક્ષિણ આફ્રિકામાં હિન્દી મવાલીઓને પણ કાબુમાં રાખતાં મને બહુ મુશીબત પડી ન હતી. હું તેમને સાચવી શક્યો, કેમકે હું દરેક જણની પાસે પહોંચી શકતો. જેમને રૂબરૂમાં ન પહોંચી શકતો તેમને મારા સાથીઓની મારફત પહોંચવામાં હું ફાવ્યો હતો. જ્યારે દક્ષિણ આફ્રિકામાં મવાલીવર્ગમાં સત્યાગ્રહની પ્રવૃત્તિ ફેલાવી શકાઇ અને તેમની ઉપર કાબુ મેળવી શકાયો તો હિંદુસ્થાનને ખણેખાંચરે પણ જાગૃતિ આણવાના અને વિચાર કેળવવાના કાર્યમાં હું નિરાશ કેમ થાઉં ?

૧૨. તોફાની વાતાવરણમાં સુધારો થવો સહેલ છે, પણ આપણા માર્ગમાં વિઘ્નો છે. આપણા દેશમાં હાલ છ મત વર્તે છેઃ—

(૧) જેઓ માને છે કે ખૂનરેજી વિના સ્વરાજ્ય મળવાનું જ નથી. તેથી તેઓ શાંતિનો ઉપયોગ અશાંતિ પ્રવર્તાવવા સારૂ કરે છે.

(૨) જેઓ શાંતિ અશાંતિ બન્ને સાથેલાગાં ચાલવાથી જ કલ્યાણ છે એમ સમજનારા છે, તેથી અશાંતિને પણ વધાવે છે.

આવાનો હેતુ આત્મશુદ્ધિ નથી, પણ સરકારને પજવવી એ જ છે.

(૩) જેઓ અશાંતિને રોકતાં છતાં તે ચાલ્યા જ કરે તોપણ શાંતિના કોઇ પ્રયોગને બંધ કરવાને ઇચ્છતા જ નથી.

(૪) જેઓ સરકારની સાથે રહીને જેટલું કામ થઇ શકે તેટલું જ કરવા યોગ્ય છે એમ માનનારા છે.

(૫) જેઓ શાંતિને અખતરા રૂપે પૉલિસી તરીકે માની તેનો ફેલાવો કરે છે અને જ્યારે તે અખતરો ચાલે છે ત્યારે તેઓ મનથી દુઃખી થાય છે.

(૬) જેઓ શાંતિ જ હિંદુસ્થાનની મુક્તિનો અને હિંદુ-મુસલમાનની એકતાનો માર્ગ છે એમ જાણી કામ કરે છે અને તેથી જાણ્યે અજાણ્યે પણ લોકો તરફથી થતા ઉપદ્રવ પસંદ નથી કરતા.

૧૩ સહજ વિચાર કરતાં પણ આપણને માલમ પડવું જોઇએ કે પાંચમો અને છઠ્ઠો વર્ગ જ આપણને મદદ કરનારો છે અને આપણું કામ કેવળ પાંચમા અને છઠ્ઠા વર્ગથી જ ચાલી શકે. બીજા બધા વર્ગ આપણને નુકસાન કરનારા છે. તેઓને આપણે વિનયથી, દલીલથી, સેવાથી આપણા કરી લેવા રહ્યા. પણ ચોથો વર્ગ સહકારીઓનો એવો ભયાનક નથી કે જે આપણને બહુ નુકસાન કરી શકે. વળી તે વર્ગને આપણે ઓળખીએ છીએ, તેનો સંઘ છે, તેની પ્રવૃત્તિ જાહેરમાં ચાલે છે. પહેલા ત્રણ વર્ગને સંઘ નથી, તેઓને કોઇ સંસ્થા નથી, તેઓનું મંડળ નથી, તેઓ દેશમાં સર્વત્ર છૂટાછવાયા પડ્યા છે અને જ્યારે લાગ ફાવે ત્યારે અને ઉપજાવી શકે ત્યારે લોકો પર અસર પાડે છે. આ લોકો છૂટાછવાયા રહેવાથી તેમને પહોંચવું મુશ્કેલ છે. પણ જ્યારે જ્યારે ઉપદ્રવ થાય ત્યારે ત્યારે તેઓ મેદાનમાં આવે છે અને લોકોમાં અશાંતિ ફેલાવે છે. આમાંના કેટલાક શુદ્ધ હેતુથી પણ અજ્ઞાનપણે અસહકારી મંડળોમાં દાખલ થઇ પોતાનો મત ચલાવવાનો પ્રયત્ન કરે છે ત્યારે તેઓની પ્રવૃત્તિ વધારે નુકસાનકારક નિવડે છે, [ એટલે જે જે કોમોમાં કે વર્ગમાં તોફાની તત્ત્વો કુદરતી રીતે કે બિનકુદરતી રીતે રહેલાં છે તે તે કોમો ઉપર આપણે અસર પાડવી રહી. સામાન્યવર્ગ જ્યારે સંયમ, શાંતિ

અને ઉત્સાહથી આપણા કામમાં ભળી જશે ત્યારે પાછું વાળીને જોવાનું નહિ રહે. ]

૧૪. હજુ તો આપણામાં સંપૂર્ણ શાંતિ નથી ફેલાઇ. આપણી જીભ ચોક્ખી નથી થઇ, આપણું હૃદય ચોક્ખું નથી. આપણામાં રોષ છે, ગુસ્સો છે; તેથી આપણી શાંતિની પૂરી છાપ પડતી નથી. જ્યારે આપણી લડતમાંથી કટુતા માત્ર નાશ પામશે, જ્યારે કાર્યવાહકો તદ્દન શુદ્ધ થશે, તે જ દહાડે સ્વરાજ્ય છે. સામાન્યવર્ગ આપણે કરીએ તેમ કરે છે. શ્રેષ્ઠને પગલે ઇતરવર્ગ ચાલે છે.

૧૫. શાંતિ જાળવવાની શક્તિ આપણામાં આવે ત્યારે જ આપણે સરકારથી ચઢ્યા ગણાઇએ, ત્યારે જ આપણે સ્વરાજ્યને સારૂ લાયક થયા ગણાઇએ. પોલિસની ઉપર વાંક ઢોળી આપણે પોતાને ફોસલાવતા રહીશું તો આપણે હારી જવાના. દુશ્મન જ્યારે આપણને પજવી નાખે, અણધાર્યાં પગલાં ભરે ત્યારે આપણે એમ કહીએ કે ‘ દુશ્મન તો જીતવા જ નથી દેતો, આપણને શ્વાસ ખાવા જ નથી દેતો ’ ,તો આપણે લડવૈયા મટ્યા. દુશ્મન ગમે તેમ કરે તોપણ આપણામાં લડવાની શક્તિ છે એમ આપણે સિદ્ધ કરીએ ત્યારે જ જીતવાની આશા રાખીએ. સરકાર બધું કરી શકે છે તોપણ આપણે શાંતિ જાળવી શકવાના છીએ, એમ આપણે ન કરી શકીએ ત્યાંસુધી આપણે જીત મેળવવાની આશા જ મેલવી.



# ૨૪. શ્રદ્ધા અને પ્રયત્ન.



૧. અસહકારના કાર્યક્રમની સાદાઇ જેને સમજાઈ છે તે આ લડતની ખરી ખૂબી સમજી ગયા છે. રેંટિયો ચલાવી સૂતર કાંતવું અને જેલ માગી લેવી અને જેલમાં પણ તેઓ કાંતવા દે તો કાંતવું. આમ આપણે કાંતતા હોઇએ કે જેલ જતા હોઇએ, ગમે તે સ્થિતિમાં પણ આપણે એક જ મનોવૃત્તિ–અહિંસા અને સર્વ ધર્મો પ્રત્યે મૈત્રીભાવના–રાખવી જોઇએ. જો આપણે અંગ્રેજોનો, સહકારીઓનો અને આપણી જોડે મળતા ન થનારા બીજાઓનો દ્વેષ કરતા અટકીએ, જો આપણે એકબીજાનો અણુવિશ્વાસ રાખતા અગર તો એકબીજાથી બીતા અટકીએ અને જો આપણે આખી પ્રજાના ગુજરાનને સારૂ પરસેવો વાળવાનો અને ખપવાનો નિશ્ચય કરી રેંટિયો પકડીએ, તો આપણી સામે ટકવાની દુનિયાની કઈ સત્તાની ગુંજાશ છે? અને આપણામાં આવો આત્મવિશ્વાસ હોય તો પછી આપણે ખોબા જેટલા છીએ કે ઝાઝા અગર તો આપણે પકડાયા કે ગોળી ખાઇ મૂઆ એની શી ફીકર છે? વળી કોઇ એમ ન માને કે ગાંધી ગયો એટલે અંધારૂં. એમ માનવું એ ધર્મ નથી; એમ માનવું એ નબળાઇ છે. સ્વરાજ્યને સારૂ આપણે લાયક હોઇએ તો કોઇ પણ નેતાની આપણને એવી જરૂર ન લાગવી જોઇએ કે તેના વિના ન ચાલે. દેશનો સ્વાર્થ સમજવાની અને તે સાચવવાની દરેકનામાં શક્તિ હોવી જ જોઇએ.

૨. તેમ છતાં એકને મુખી નિમવો જ જોઇએ. તેથી જેનો મત, જેની ઢબ, જેનું ચારિત્ર્ય, ઘણાને પસંદ પડે તે માણસને તરત મુખી નિમી લઇ પ્રસંગે તેની સાથે વઢતાં અને તેને સમજાવતાં છતાં સંપૂર્ણ તાલીમ બતાવી આપીને છેવટે તે જેમ કહે તેમ જ કરવું. સ્વરાજ્ય મેળવવાનાં સાધનો જાણ્યા પછી, ખિલાફતની સેવા કેમ થાય એ જાણ્યા પછી, આપણને

ક્યાંય મૂંઝવણુ આવે તેમ નથી. નવું જાણવાનું નથી રહ્યું. માત્ર કરવાપણું જ રહ્યું છે. હિંદુસ્થાન કરશે તેવું ભરશે.

૩. હું આગળ જણાવી ગયો તે કાર્યક્રમ* તો કોઇ પૂર્ણ પુરુષોને સારૂ નહિ પણ ભલા, સાચા અને બહાદુર એવા હરકોઇ દુનિયાદારી માણસોને સારૂ છે. જો આપણાથી આટલા ભલા, સાચુલા અને બહાદુર પણ ન થવાય તેમ હોય તો પછી સ્વરાજ્ય કે ધર્મ એ શબ્દો પણ આપણા મોંમાં શી રીતે શોભશે? આપણે કયે મોંઢે આપણને હિંદુ–મુસલમાન–ખ્રિસ્તી–યહુદી–શીખ અગર પારસી કહેવડાવવાના? અને જો આપણે સાચા હિન્દુ–મુસલમાન–શીખ–પારસી ઇત્યાદિ ન હોઇએ તો ખિલાફત અને પંજાબની ભરપાઇની વાત પણ આપણે મોંઢે શી?

૪. તેથી જો આપણને આપણા કાર્યક્રમને વિષે શ્રદ્ધા હોય, તો પછી સરકાર પોતે આપણી જોડે દરેકે દરેક વાતમાં અસહકાર આદરે તોપણ આપણે તેની ફીકર ન કરવી જોઇએ. શ્રીયુત રાજગોપાલાચારી તરફથી તેમ જ આગા સફદર સાહેબ તરફથી મેં સાંભળ્યું કે તેમના આખા તારો જવા દેવામાં આવતા નથી. મને તો એ જ નવાઇ લાગે છે કે સરકાર આપણો એક પણ તાર કેમ જવા દે છે અગર તો આપણને મુસાફરી કરવા કે એકબી નને મળવા કેમ દે છે? મેં તો મારા મનને બરામાં બૂરી સ્થિતિને માટે પણ તૈયાર કરી રાખ્યું હોવાથી સરકાર આપણી પ્રવૃત્તિઓને અટકાવવાને અગર તો મોળી પાડવાને જે જે કંઇ કરે છે તેમાંના કશાથી જ હું ચકિત થતો નથી, તેમ ગુસ્સે પણ થતો નથી. સરકાર પોતાની હસ્તીને માટે હવાતિયાં મારી રહી છે અને મને લાગે છે કે હું પોતે એની જગ્યાએ હોત તોપણ એથી બીજું શું કરત? કદાચ હું એનાથી પણ ભૂરૂં કરત

૫ આપણે શામાટે માનીએ કે સરકાર પોતાની પાસે જે કંઇ બળ છે તે બધું ન વાપરે? માત્ર આપણી બાજુએથી આપણે એની કશી મદદ વગર આપણા અસહકાર ચલાવ્યે જઇએ અને તેનો મર્મ આપણા જીવનમાં ઉતારી શકીએ એવો રસ્તો શોધી કહાડવો જોઇએ. સરકાર આપણો પ્રાંત પ્રાંત વચ્ચેનો વહેવાર અટકાવે તોપણ આપણે આપણો મિજાજ

* આ માટે 'અસહકારનો કાર્યક્રમ' નામનો લેખ આ ભાગમાં જુઓ.

હાથ રાખવો જોઇએ. આપણો કાર્યક્રમ નક્કી થઇ ગયા પછી હવે તો દરેક પ્રાંત પોતપોતાની પ્રવૃત્તિ ઉપાડી લઇ તે ધપાવ્યે જવા શક્તિમાન્ હોવું જોઇએ. ઉલટું એવી સ્થિતિ તો આપણને લાભદાયક જ નિવડવી જોઇએ, કારણ એમ એકબીજા પ્રાંતો વચ્ચેનો વહેવાર તોડી નાખે તેને પરિણામે તો એક પ્રાંતમાં દૈવજોગે ગમે તેટલું પાછા પડવાનું થાય તોપણ બીજો પ્રાંત એની અસરથી બચી જવાનો. દાખલા તરીકે, ગુજરાત હારી જાય અને તનમનથી સરકારને શરણે જાય અગર તો આસામ નરાતાળ પાગલ બની જાય અને એકાએક તોફાન કરી બેસે તોપણ પંજાબ પર તેની અસર થાય નહિ. પણ વાંચકે આવી કશી જ બીક મનમાં આણવાની નથી. કારણ આસામ ભારે પજવણી વચ્ચે સુદ્ધાં નમૂનેદાર સંયમ જાળવી રહ્યું છે અને ગુજરાત મને ઉમેદ છે કે પોતાનું પાણી બતાવી આપ્યા વગર રહેશે નહિ. મુંબઇની સરકાર પોતાનું કામ ખૂબ સમજતી જણાય છે. એ બીજા પ્રાંતોની સરકારોના કરતાં અલબત્ત વધુ સહિષ્ણુ અને વધુ ચકોર છે. એ અસહકારીઓને જેમ બને તેમ લાંબુ દોરડું આપવા (ગળેફાંસો ખાવા) રાજી છે. અને અસહકારીઓ પણ પોતે મેળવવા મથી રહ્યા છે તે ન મળતું હોય તો સરકારને દોરડે લટકવા આતુર હોવાથી તેઓ પણ સરકાર જેટલું દોરડું મૂકતી જાય છે તેટલું લઇ રહ્યા છે. પણ આ જૂદી વાત થઇ. હિંદુસ્થાનની હવામાં હથેળી જેવડું વાદળું ઘડી વારમાં ભયાનક કદનું થઇ પડે છે એમ કહેવાય છે. મારા કહેવાનો મુદ્દો એટલો જ છે કે આપણે દરેક જાતના ગુંચવાડાને માટે તૈયાર થઇ રહેવું જોઇએ અને કશાથી પણ હારવું ન જોઇએ, અગર તો અણધાર્યું કંઇ આવી બને ત્યારે ચાહે તેમ થાય તોપણ દિંગમૂઢ ન જ બનવું જોઇએ.

૬. જો તારોનું સુખ આપણી પાસેથી ખૂંચવી લેવામાં આવે તો આપણે ટપાલથી કામ ચલાવવું જોઇએ. જો ટપાલનો વહેવાર પણ આપણે માટે બંધ કરવામાં આવે તો આપણે ખેપિયાથી કામ લેવું જોઇએ. આપણને જોઇતી દિશામાં જતા આવતા મિત્રો તો આપણને આમાં અલબત્ત મદદ કરવાના જ. જ્યારે રેલ્વેનો ઉપયોગ કરતાં આપણને અટકાવવામાં આવે ત્યારે પણ આપણે બીજાં વાહનોથી કામ લેવાની તયારી રાખવી જોઇએ. એ રીતે આપણા કામમાં ગમે તેટલો વખત જશે તોપણ તે, જો

આપણે અંદરથી સાબૂત હોઇશું તો આપણા કામમાં કશો અંતરાય આણી શકશે નહિ.

૭. શત્રુ માગે તે ન કરીએ. અત્યારે શત્રુ ઇચ્છે છે કે આપણે વધારે ગુસ્સો કરીએ. આપણને તે ચીડવી રહ્યો છે. આપણી સામે પોતાની મુઠ્ઠી ઉગામી રહ્યો છે. આપણી સામે તે પોતાની આંખ લાલચોળ કરી રહ્યો છે. આપણને ધૂરકાવી રહ્યો છે. પોતાની કેશવાળી ફફડાવી રહ્યો છે. તેના ચીડવ્યા ચીડાઇએ તો આપણે પડીએ. તેનું હથિયાર મંદ છે, દંભ છે, અમર્યાદાપણું છે, ધમકી છે. આપણું હથિયાર શાંતિ અને નમ્રતા છે. આપણને શત્રુ બીધેલા ગણે કે કહે તે આપણને પોષાય પણ આપણે પ્રતિજ્ઞાભંગ કર્યો સિદ્ધ થાય તે ન પોષાય.

૮. જો આપણે આપણું સર્વ મમત્વ છોડી ઇશ્વરનું જ શરણ ખોળીશું અને એને જ આપણો એકમાત્ર આધાર માનીશું તો સરકાર આપણી જે કંઈ કસોટી કરવા માગશે તે એકેએકમાંથી આપણે નિષ્કલંક બહાર નિકળીશું. જો એની ઇચ્છા સિવાય સૂકા ઝાડનું પાન પણ ખરતું નથી તો આજની આપણી આ પરીક્ષા પણ એ જ સર્વશક્તિમાન્ પરમેશ્વર આ સરકારને નિમિત્ત કરીને કરી રહ્યા છે એમ આપણે શાસારૂ ન માનીએ ? આપણે એની જ પાસે આપણી ફરિયાદ કાં ન લઇ જઈએ અને આપણી આવી નિર્દય કસોટી કરવાને સારૂ એની જ સામે ગુસ્સે કાં ન થઇએ ? અને જો આપણી શ્રદ્ધા સાચી હશે તો સાચે જ એ આપણને દિલાસો આપશે જ અને આપણને માફ કરશે.

૯. અસહકારીઓના હાથમાં તો કીમિયો પડ્યો છે. આપણે કોઇની સાથે ઝઘડો કર્યા વિના આપણું કામ કહાડી શકીએ છીએ. આપણે નથી ગુરુદ્વારાનો કબજો લેવાની જરૂર કે નથી કોઈ મસ્જિદ કે મંદિરનો કબજો લેવાની જરૂર. આપણે જે વસ્તુ લેવા માગીએ તે મરીને લઇ શકીએ છીએ. જેટલી સેતાનિયત આપણા પ્રતિપક્ષીમાં છે તેટલી મેળવવા બેસીએ તો તો આપણને સો વર્ષ જોઇએ. જાલિમની સામે ટટ્ટાર ઉભા રહેવાનો માર્ગ તેનો તિરસ્કાર કરવો કે તેને મારવો એ નથી, પણ નમ્ર બનીને આપણે ઇશ્વરને

શરણે જવું અને આપણી પીડાની ઘડીમાં એ દયાધનની કરુણા ભાખવી એ છે.

૧૦. આપણું લક્ષ્ય હરઘડી દૂર અને દૂર જાય છે. જેમ જેમ આપણે આગળ વધીએ છીએ, તેમ તેમ આપણી અપૂર્ણતાનું આપણને વધારે અને વધારે ભાન થાય છે. પ્રયત્ન કરવામાં જ સંતોષ માનવાનો છે; ફળ મેળવવામાં નહિ. પૂરેપૂરો પ્રયત્ન એ જ પૂરી જીત છે.



# ૨૫. સવાલજવાબ.



૧. સ૦—અસહકારનો તાત્કાલિક હેતુ તો અન્યાયની સામે વિરોધ કરવો એ જ છે ને ?

જ૦—ના, વિરોધ નહિ; શુદ્ધિકરણ. અમારા પોતાના શુદ્ધિકરણ વડે સામાનું શુદ્ધિકરણ.

૨. સ૦—અને પાપનો સંગત્યાગ ?

જ૦—બરોબર, પાપનો સંગત્યાગ.

૩. સ૦—ત્યારે શું તમે આવું શુદ્ધિકરણ કાંઇ ઉપજાવી શક્યા છો એમ તમને લાગે છે ?

જ૦—મેં જે દેશનું પર્યટન કર્યું છે, તેમાં લોકોને નિગ્રહ, સ્વાશ્રય શીખતા જોઇને હું તો આશ્ચર્યચકિત થઇ ગયો છું. ખેડુતવર્ગમાં પણ આ બંને વસ્તુ ખીલી રહી છે અને બ્રિટિશ અમલદારો પણ આની અસરથી અસ્પૃષ્ટ છે એમ મને નથી લાગ્યું. તેઓનાં મન પણ સ્વચ્છ થતાં જાય છે.

૪. સ૦—આ શુદ્ધિકરણ ઉત્પન્ન કરી અંગ્રેજ પાસે તમે શું કરાવવા માગો છો ? અંગ્રેજના વર્તનમાં શો ફેર ઇચ્છો છો ?

જ૦—હું દરેક અંગ્રેજ દરેક હિંદીને પોતાના સરખો સમજતો થાય એવી સ્થિતિ ઉત્પન્ન કરવા ઇચ્છું છું. અંગ્રેજ અભિમાનના શિખરે ચડીને વાતો કરે છે તેને હું નીચે ઉતારી હિંદના સામાન્યમાં સામાન્ય મજુરને પણ પોતાના સરખો માનતો કરવા માગું છું. કોઈ પણ વ્યવહારમાં તે હિંદીની અવગણના ન કરે, સર્વ વ્યવહારમાં તેને તે પોતાના સરખો ભાગીદાર સમજે, એવી સ્થિતિ હું ઉપજાવવા માગું છું. બીજી કોઇ પણ શરતે હિંદમાં તેને સ્થાન નથી. અંગ્રેજ અને હિંદી બંનેમાં આ

સરખાપણાના ભાગનો અનુભવ થાય, સાક્ષાત્કાર થાય—એટલે લાગલું જ મારા દેશને સ્વાતંત્ર્ય મળ્યું એમ સમજવું. અને આ પરિણામ લાવવા માટે પ્રતિષ્ઠા અને ઇજ્જતની જે જૂઠી પ્રતિમાપૂજા ચાલુ છે તેનો નાશ થયો એટલે બસ છે. આજે જ્યાં જોઇએ ત્યાં શું જોવાનું મળે છે? અંગ્રેજથી ડરતા હિંદીઓ—પોતાના વિચારને બીજાથી સંતાડતા હિંદીઓ—આના કરતાં વધારે અવનતિજનક દશ્ય બીજું શું હોઇ શકે?

૫. સ૦— તમે કહો છો કે દરેક અંગ્રેજ હિંદી મજુરને પણ પોતાના સરખો સમજે એ વધારો પડતું નથી? દરેક હિંદી ગૃહસ્થ શું મજુરને પોતાના સરખો સમજે છે? તમે એટલું માગો તો તે વ્યાજબી છે કે દરેક અંગ્રેજ બીજા અંગ્રેજ તરફ વર્તે છે તેવી રીતે હિંદી તરફ વર્તે. કોઇ અંગ્રેજ ' સ્કવાયર ' પોતાના ખેડુતો તરફ વર્તે તે રીતે અંગ્રેજ હિંદી મજુર તરફ પણ વર્તે.

જ૦—વાહ, એ તો તમે મારા કરતાં પણ સુંદર ભાષા વાપરી દીધી, મારૂં કહેવાનું તાત્પર્ય એ જ છે.

૬. સ૦—ત્યારે અત્યાચારી સરકાર સાથે અસહકારનો તાત્કાલિક હેતુ પણ શુદ્ધિકરણ જ કહો છો? પછી શુદ્ધિકરણથી બીજા ઐહિક લાભો પ્રાપ્ત થાય યા ન થાય તેની ચિંતા નહિ?

જ૦—અમારી શુદ્ધ તપસ્યા પૂરી થશે એટલે ઐહિક લાભો તો એનીમેળે જ અંદરથી ફલિત થવાના. દાખલા તરીકે પંજાબના અત્યાચાર વિષે કશું કરવાપણું રહેશે નહિ. પંજાબના એક પણ ગુન્હેગારને પછી હિંદુસ્થાનમાં ઉભા રહેવાનું સ્થાન ન હશે એટલું જ નહિ, પણ કોઇ પણ ગુન્હેગારનો પગાર કે પેન્શન તો આપણી તિજોરીમાંથી આપી શકશે જ નહિ.

૭. સ૦—ત્યારે સજા શું અંગ્રેજને માટે જ તમે રાખી છે. હિંદીઓ—સામાન્યવર્ગમાંના હિંદીઓએ પણ ગુન્હા તો કર્યાં હતા; તેમનું શું?

જ૦—આ સવાલ આશ્ચર્યકારક છે. અમારા ગુન્હા કરતાં અમને હજાર દરજ્જે વધારે સજા મળી ચૂકી છે. હું ખાત્રીપૂર્વક કહું છું કે જેણે ગુન્હા કર્યાં હતા તે તો સજા પામ્યા એટલું જ નહિ, પણ બિનગુન્હેગાર

પણુ સેંકડો માર્યા ગયા છે. નિર્દોષ માણુસોને જેલ જવું પડયું છે. બચ્ચાંઓને પણુ સહન કરવું પડ્યું છે. નિર્દોષ ઓરતોનું અપમાન થયું છે. જલિયાંવાલાની કતલ પણુ બિનગુન્હેગારોની હતી. આથી વધારે સજા કઇ હોઇ શકે ? પણુ મેં અંગ્રેજી અમલદારોની સજાની તો વાત નથી કરી. તેઓને હજુ હિંદુસ્થાનના પૈસા ન મળ્યાં કરે, ઇલ્કાબ તેઓ ન રાખે, હોદ્દા ન રાખે, એટલી જ વાત કરી છે. તેઓની સજા તો તેમાંના કેટલાકને તો ફાંસીની જ હોય. એને મારા ધર્મમાં સ્થાન નથી. હિંદુસ્થાન શું માગે તે હું જાણુતો નથી.

આ જ પ્રસંગે મને એક વાત યાદ આવે છે. મી. એન્ડ્રુઝે ' જલિયાંવાલા બાગની કતલને 'ગ્લૅંકોની* કતલ'ની સાથે સરખાવી ત્યારે તરત જ મેં તો 'યંગ ઇન્ડિયા'માં ગ્લૅંકોની કતલનું વર્ણુન પણુ પ્રગટ કર્યું. મી. એન્ડ્રુઝના મનમાં જલિયાંવાલાના ઘાતકીપણા વિષે કેટલી ધૃણા હશે તે દર્શાવવા માટે જ મેં એ છાપ્યું, પણુ મને ફરી વાંચી ગયા પછી લાગ્યું કે એન્ડ્રુઝે કાંઇક અન્યાય કર્યો છે અને મને તે વિષે બહુ દુઃખ થયું. હું પ્રિન્સિપાલ રૂદ્રને મળ્યો, તેમની સાથે વાતચિત થઈ, અને તેમનો વિચાર પણુ મારા જેવો જ હતો. પણુ આજે મને એન્ડ્રુઝની સરખામણીની યથાર્થતાનો ખ્યાલ આવે છે. ગ્લૅંકોની કતલના કરતાં પણુ જલિયાંવાલાની કતલ વધારે બૂરી, વધારે નિંદ્ય હતી એમ મને હવે લાગે છે, કારણુ ગ્લૅંકોના કાળના અને આજના કાળના સુધારામાં તો આસમાન-જમીનનું અંતર છે.

---

* ગ્લૅંકોની કતલઃ-૧૬૯૨ નાં ફેબ્રુઆરી માસની ૧૪ મી તારીખે સ્કૉટલાંડમાં આવેલા લેકઈટીવ નામના સરોવર આગળ ગ્લૅંકો નામના ઘાટમાં આ કરપીણુ બનાવ બન્યો હતો.

મેકડોનાલ્ડ નામના સ્કૉટલાંડના એક ઉમરાવને તેની ટોળી સાથે ઈંગ્લાંડના રાજા બીજા વિલિયમ સમક્ષ વફાદારીના સોગંદ લેવા હાજર થવાનું હતું; પરંતુ વિશ્વાસઘાતથી તેને વખતસર ખબર આપવામાં ન આપવાથી નિમેલે દિવસે રાજાની કચેરીમાં તે લોકો હાજર થઈ ન શકયા એટલે તે બધાને મારી નાખવા, કેંપબેલ નામના સરદારને હૂકમ કરવાનું રાજાને કારણ મળ્યું.

આ ઉપરથી તેણે બિચારા મેકડોનાલ્ડની ટોળીનાં માણસોને સૂતાં જગાડી બાંધ્યાં. ઉપ કત ઘાટમાં ખસેડયાં અને ત્યાં જ કડકડતી ટાઢમાં ગોળીથી વિંધી નાખ્યાં.

૮. સ૦—સરકારે ધર્મની ઉપર હૂમલો કર્યો છે એમ તમે કેમ કહો છો ? સરકાર તો વિજયી મિત્રરાજ્યોના મોટા મંડળમાં એક હિસ્સેદાર જ છે.

જ૦—તમારા જેવાના મોંમાંથી છેક આજની ઘડીએ આવો સવાલ નિકળે છે તે જોઇને હું ચકિત થાઉં છું. ટુકડીનો નાશ યોજવામાં ઇંગ્લાંડનો મુખ્ય ભાગ છે. મુખ્ય પ્રધાનને હાથનાં કર્યાં હૈયે વાગે છે. તેણે નૉનકનકૉમિટન્ટ કૉન્શ્યન્સને છોડી હવે તેને સંતોષવા ખાતર તેને વચનભંગ કરવો પડ્યો છે અને તેથી તેમણે મુસલમાનોનાં દિલને જખમ કર્યા છે.

૯. સ૦—હું તમારો સિદ્ધાન્ત સમજું છું, પણ તમારા અનુયાયીઓની જબાનમાં તો નર્યું ઝેર વર્ષે છે.

જ૦—હા, હા, પણ મારૂં કહેવું તો એ છે કે કોઇ ઉદાર કામ પ્રીતિથી કે અપ્રીતિથી કરો, તેનું ફળ આવ્યા વિના રહેતું નથી. સત્ય બીકથી બોલાય કે સમજપૂર્વક બોલાય તોપણ તેથી સત્યનું ફળ આવ્યા વિના રહે ?

૧૧. સ૦—તમારો સિદ્ધાન્ત 'પાપને તિરસ્કારો, પણ પાપીને તિરસ્કારો નહિ' એ છે. ત્યારે તમારા અનુયાયીઓનો સિદ્ધાન્ત તો આથી ઉંધો લાગે છે: 'પાપીને તિરસ્કારો, પાપને તિરસ્કાર કરવાની જરૂર નથી'.

જ૦—તમે અન્યાય નથી કરતા? કેટલાક પાપ અને પાપી બંનેને તિરસ્કારે છે. પાપને તિરસ્કારે છે એટલે જ તો તેઓ આટલો ત્યાગ કરી રહ્યા છે, ભારે ભારે ભોગો આપવાને તૈયાર થયા છે. કેવળ પાપીનો તિરસ્કાર કરનારથી આટલા ભોગો અપાય ? કોઇ કાળે નહિ.

૧૧. સ૦—પણ તમારો મૂળ સિદ્ધાન્ત તો પાપીઓની સાથે ન ભળવાનો છે તો પછી તમે નાપાક સાથીઓ સાથે કેમ કામ કરી શકો ? તમારા જેવી ઉંચી કક્ષાએ ઉભા રહીને કાર્ય કરનાર પુરુષ મલિન હથિયારો વડે કામ કેમ લે ?

જ૦—તમે સરકારની નાપાકતા અને સાથીઓની અપૂર્ણતાની સરખામણી કરશો ? તમે જરા વધારે વિચાર કરી જૂઓ તો સમજશો. કોઇ પણ સુધારક—હું સુધારક છું—પોતાને મળે તેવા હથિયારોથી કામ લેવાને બંધાયલો છે—મલિન હથિયારો નહિ, પણ અધુરાં હથિયારો કહો.

૧૨. સ૦—અસહકાર નિષ્ફળ જશે, કેમકે તેમાં પૂરા ઉત્સાહથી લોકો જોડાશે નહિ; અને પછી જે પ્રત્યાઘાત થશે તેથી હાલ કંઇક આશામય સ્થિતિ છે તે પણ નષ્ટ થશે.

જ૦—ધાર્મિક દૃષ્ટિથી જોતાં આ વાંધામાં કંઇ પણ વિચારવા જેવું નથી. અસહકારની હિલચાલને લોકો વધાવી લે એ શોચનીય છે, પરંતુ તેથી કરી સારૂ કામ ન કરવું એમ નથી. હાલની આશામય સ્થિતિ આત્મબળ તેમ જ જ્ઞાનને આભારી નથી. પણ તે અજ્ઞાન અને વહેમથી જ કલ્પાયેલી છે એમ મને જણાશે.

૧૩. સ૦—અંગ્રેજો વિના હજુ કેટલાંક વર્ષ સુધી આપણે ચાલે તેમ નથી.

જ૦—અંગ્રેજો વિના આપણને કેટલોક કાળ ન ચાલી શકે એવો ખ્યાલ એ જ આપણી દુર્દશા અને તેમાંથી આપણે નિકળવું એ સ્વરાજ્ય. અંગ્રેજો આવ્યા પહેલાં આપણી શી માઠી દશા હતી? અને તેઓ જશે કે તરત આપણે લડવા બેસી જઇશું એમ માનવું એ આપણને નામોશી પહોંચાડનારૂં છે. પણ ધારો કે તે ભય ખરો હોય તો યે આપણે અરસ્પરસ ઝઘડાનું જોખમ વહોરીને પણ અંગ્રેજી સરદારીમાંથી મુક્તિ મેળવવી જ જોઇએ.

૧૪. સ૦—આપણામાં ઐકય તો છે જ નહિ; અસહકાર શી રીતે થવાનો?

જ૦—અસહકાર સુન્દરમાં સુન્દર રેવણ છે. એનાથી સમાજનાં છૂટાંછવાયાં અંગોને સરસ રેવણ દેવાશે, અને એ અંગો એક થશે. ઘણું કાર્ય કરવાનું બેશક બાકી છે; પણ પ્રજા કેટલા પ્રમાણમાં દરરોજ ચડતી જશે એનો કોને ખ્યાલ છે? હું તો ભારે આશાવાદી રહ્યો, તેમ જ શૌકતઅલી. તમને હસવું આવશે પણ હું સાચું કહું છું કે ધર્મચુસ્ત માણસો ભારે આશાવાદી હોય છે. એટલે મને તો શંકા જ નથી કે આપણામાં સત્વર ઐકય થતું જશે. પૃથ્વીના પડ ઉપર ફાટનારા જ્વાળામુખીઓ કાંઇ નિયમ વિના જેમ તેમ નથી ફાટી નિકળતા. દરેક કોઇ નિયમને આધારે જ

ફાટે છે. અને આપણે ત્યાં ફાટેલો જ્વાળામુખી પણ તેજ રીતે નિયમને અધીન હોઇ આપણને એક કરશે.

૧૫. સ૦—આપણે લશ્કર અને આરમાર વિના શી રીતે કામ લઇ શકીશું ? બ્રિટિશ સંબન્ધ તોડીને તમે તો દેશને રક્ષણ વિનાનો કરી મૂકવાના !

જ૦—( હસીને ) તમે તો બધી જ રીતે હારીને બેઠા છો એટલે શું ? આપણે બધું યે કરી શકીશું. આપણા હાથમાં અખત્યાર આવ્યે આપણે તૈયારી ન કરી શકીએ ? અરે, વખત આવ્યે શૌકતઅલીને જ આપણે આપણા કમાન્ડર–ઇન–ચીફ કરીશું, અને મને ખાત્રી છે કે જનરલ મનરોથી એઓ ઓછા ઉતરશે નહિ. અહિં શૌકતઅલી પણ કહેવા લાગ્યાઃ ' કરોડો સિપાઇ બનાવવાની હું તાકાત રાખું છું. '

૧૬. સ૦—અસહકારનો જે ઠરાવ મહાસભામાં સર્વાનુમતે પસાર થયો તેમાં પોતાનો હિસ્સો આપનાર દરેક પ્રતિનિધિ તે ઠરાવનો પ્રત્યેક મુદ્દો રફતે રફતે નહિ પણ તરત જ અમલમાં મૂકવા બંધાયેલો નથી શું ?

જ૦—અવશ્ય છે જ.

૧૭. સ૦—જો બંધાયેલો હોય અને જો તેમ ન કરે તો તેવા પ્રતિનિધિ અસહકાર એક રમકડું છે, એમ ધારતા ન હોય ? આવા લોકો પોતાને તેમ જ બીજાને છેતરતા નથી ?

જ૦—અવશ્ય છેતરે છે એટલું જ નહિ, પણ તેઓ અસહકારની લડતને ધક્કો પહોંચાડે છે. તેઓ પોતાની સિપાઇગીરીની શરત પાળતા નથી. જ્યાં પાંચ ફૂટ ઉંચા માણસની જ ભરતી થતી હોય ત્યાં ચાર ફૂટ ઉંચો કામ ન આવે તેમ જ અસહકારના સૈન્યમાં રહીને જેઓ તેની શરત નથી પાળતા તે અસહકારના કાયદાનો અવિનયી ભંગ કરે છે અને ગુન્હેગાર બને છે.

૧૮. સ૦—જો ઘણા ખરા અસહકારીઓ આ કોટના હોય તો શું ? આપને નિરાશા ન ઉપજે ? આપનું અજબ આશાવાદીપણું ઘસાય નહિ ?

જ૦—હજું તો પ્રજાની કસોટી થાય છે. પણ જો ઘણા ખરા અસહકારીઓ તેવા જ રહે તો મને ઘણું દુ:ખ થાય ખરૂં તથાપિ મારો આશાવાદ ઘસાય નહિ. જ્યાં સુધી મને મારી પોતાની આશા છે ત્યાંસુધી મારો આશાવાદ તૂટે તેમ નથી; અને બધાને મારા જેવા જ કલ્પનારો હું એમ જ માનું છું કે જે મને સહજ લાગે છે અને જે કરવા યોગ્ય છે તે બધા માણસો કરશે જ. છેતરનારા પોતાની મેળે નિકળી જવાના.

૧૯. સ૦—જે ન્યાય પ્રતિનિધિને લાગુ પડે તે આપના અનુયાયી અથવા આપનાં સૂત્રોની પ્રશંસા કરનારને લાગુ ન પડે ?

જ૦—મને અનુયાયી કોઈ છે જ નહિ. અથવા જેઓ મારાં સૂત્રોને પસંદ કરે અને તેને અનુસરે તે મારા અનુયાયી. એટલે અનુયાયી સૂત્રોને ન અનુસરે એ કહેવું જ અર્થ વિનાનું છે; મારા 'અનુયાયી'ને સારૂ પ્રમાણપત્રની જરૂર જ ન હોય. સહુ તેવાઓને ઓળખી લે. જે સાચું ન બોલે, ન આચરે, જે દયાનું કાયાથી, વાચાથી અને મનથી પાલન કરવા પ્રયત્નવાન્ ન રહે, જે ખાદી ન પહેરે, પરદેશી કાપડનો સર્વથા ત્યાગ ન કરે, જે ભંગીને પોતાના સહોદર ભાઇ સમાન ગણે, જે પરસ્ત્રીને પોતાની માબહેન સમાન ન ગણે, જે ધર્મને ખાતર, દેશને ખાતર, સત્યને ખાતર મરવા તૈયાર ન હોય, જે પોતાની તુચ્છતા સમજી નમ્રપણે ન વર્તે, તે મારો 'અનુયાયી' નથી. સૂત્રોના પ્રશંસકને પણ હું તો એ જ કાયદો લાગુ પાડું. કહેણી અને રહેણીમાં તફાવત રાખવાની અને તે સહન કરવાની આદત આપણામાં એટલી પડી ગઇ છે કે તે એક રોગ જેવું થઇ પડ્યું છે. જેઓ બોલે તે જ પ્રમાણે કરવા તૈયાર ન હોય તે જે બોલવાનું જો બંધ કરે તો હું જાણું છું કે જગત્ ઘણા વિતંડાવાદમાંથી, ઘણાં વ્યાખ્યાનોમાંથી અને ઘણા ફિસાદોમાંથી બચી જાય.

૨૦. સ૦—આવા પ્રતિનિધિનો જાહેર રીતે તિરસ્કાર થવો જરૂરનો નથી ?

જ૦—જો હું જનરલ ડાયરનો એ તિરસ્કાર ન કરૂં તો પછી હું નબળા પ્રતિનિધિઓનો તિરસ્કાર કેમ કરૂં ? આ લડત આત્મશુદ્ધિની હોઇ તેમાં કોઇના તિરસ્કારને અવકાશ જ નથી. પણ તેવાઓનો બહિષ્કાર

થાય ખરો. એટલે કે તેવાને પ્રતિનિધિપણું ન મળે, તેવાઓ સ્વયંસેવક ન બની શકે, તેવાઓ ઓદ્દેદાર ન બની શકે. હું માનું છું કે આપણું વાતાવરણ દિવસે દિવસે ચોકખું થતું જાય છે. હવે થોડી જ સમિતિઓમાં વકીલાત ન છોડેલા વકીલો હોદ્દો ભોગવે છે. સરકારી નિશાળોમાં ભણતા વિદ્યાર્થીઓ ભાગ્યે જ સ્વયંસેવક બને છે. સહુ પોતપોતાની મર્યાદા સમજતા થઇ જતા જણાય છે.

૨૧. સ૦—' ધારો કે મહાસભાએ દોરી આપેલા અસહકારના કાર્યક્રમમાં તેને પ્રજા તરફથી જોઇતા પ્રમાણમાં જવાબ ન જ મળ્યો તો તેટલે દરજ્જે શું સ્વરાજ્યપ્રાપ્તિ મોકુફ રાખવામાં આવશે ? '

જ૦—આવી મોકુફીનો વિચાર કરતાં હું કમકમું છું, કારણ એમાં પ્રજાનો પોતાને વિષેનો અણવિશ્વાસ પ્રગટ થાય છે. મને તો એમ જ લાગ્યાં કરે છે કે પ્રજા વખતસર ઘટતો જવાબ આપ્યા વગર નહિ જ રહે. છતાં ઉપલા સવાલનો એક દલીલ તરીકે તો એ જ જવાબ આપવો રહ્યો કે જો નક્કી થયેલા કાર્યક્રમને પ્રજા તરફથી ઘટતા પ્રમાણમાં જવાબ ન મળે તો આપણું ધ્યેય પ્રાપ્ત કરવામાં ઢીલ થાય ખરી.

૨૨. સ૦—અસહકારનો પ્રજાકીય ચણતરને લગતો અંશ આપણું પોતાનું રાજ્યતંત્ર સ્થપાય નહિ ત્યાંસુધી સફળ થઈ શકે એવો છે ખરો ?

જ૦—આ સવાલના મૂળમાં આપણી પ્રજાકીય નાદારીની ભાવના રહેલી છે. આ અશ્રદ્ધાને લીધે જ આપણા ધ્યેયને પ્રાપ્ત કરવામાં વિલંબ થઇ રહ્યો છે. એ ભાવના જ્યારે આપણામાંથી સમૂળ નષ્ટ થશે અને આત્મવિશ્વાસ આવશે ત્યારે જ આપણે સ્વરાજ્ય મેળવીશું. પ્રજાકીય રાજ્યતંત્ર પણ પ્રજાને પોતાને જ હાથે રચવું પડવાનું; સરકારને હાથે પ્રજાકીય ચણતર થોડું જ બનવાનું હતું ? દારૂની બદી સરકારની મદદ સિવાય આપણે કાં ન બંધ કરવી.? પરદેશી કાપડ સરકારી મદદ સિવાય આપણે કાં બંધ ન કરી શકીએ ? અસહકારથી આપણે જોઇ શકીએ છીએ કે મુદ્દાની ઘણી ખરી બાબતોમાં આપણે આપણા જ પ્રયત્નથી સરકારથી સ્વતંત્ર થઇ શકીએ તેમ છે. સરકાર એટલે પ્રજાએ પોતાનાં કામ ચલાવવા ઉભી કરેલી એક આદત નહિ તો બીજું છે શું ? આડતિયો

વિશ્વાસને અપાત્ર નિવડે ત્યારે શેઠને તેની જોડે વહેવાર બંધ કરવાનો સંપૂર્ણ હક્ક છે. એથી ઉલટું શેઠ જ્યારે પોતાને નિરાધાર અને નાદાર સમજવા લાગે છે ત્યારે તે આડતિયાની મુઠ્ઠીમાં જાય છે અને તેનો ગુલામ બને છે. આપણી અત્યારની સ્થિતિ એવી જ છે અને તેમાંથી ચાહે તે ભોગે પણ મુક્ત થયે જ આપણો છૂટકો છે.

૨૩. **સ૦**—દારૂનિષેધ ઠીક છે પણ અફીણ વિગેરે આત્મશુદ્ધિ માટે પ્રયત્ન કરવો જોઇએ.

**જ૦**—આ પ્રશ્નથી એમ લાગે છે કે અફીણ ઇત્યાદિ નિષેધ નથી ચાલી રહ્યા. બધાં વ્યસનો છોડાવવાની પ્રવૃત્તિ ચાલી રહી છે. દારૂનિષેધ હું કરી રહ્યો છું. દારૂના પીઠા પાસે માણસે જવા લલચાય છે તેથી તો યે પહેરો થઇ શકે છે. વળી કેટલાક પારસી ભાઇઓ દારૂનો વ્યાપાર કરે છે તેથી મારી તેમને વિનંતિ છે કે તેઓ એ વ્યાપારને છોડે. અફીણના વ્યાપારીને પણ હું વિનવી રહ્યો છું. પણ અફીણનું વ્યસન ન છૂટે તો યે દારૂનું છૂટી શકે તો છોડવું એમ હું તો દલીલ કરૂં.

૨૪. **સ૦**—અસહકાર તમને તો એકમાત્ર ઇલાજ લાગે છે કેમ? અને એ જ રામબાણ ઇલાજ લાગે છે? અમને તો એની શક્યતા વિષે સવાલ રહે છે. એ શક્ય નથી લાગતો તેમ જ વ્યવહારુ નથી લાગતો.

**જ૦**—આના કરતાં કોઇ વધારે સત્વરપરિણામી ઉપાય હોત તો શાસારૂ તે અમે છોડત? એ તરત અમલમાં મૂકાય એવો પણ છે અને વ્યવહારુ પણ છે. વ્યક્તિપરત્વે કહું તો એ એક અમોઘ અસ્ત્ર છે. દરેક વ્યક્તિ પોતાનું કર્તવ્ય કરીને બેસી જઇ શકે છે. તેના કર્તવ્યનું પાલન એ જ તેનો સંતોષ. અનેક વ્યક્તિઓ કરે તો એ જ ઇલાજ સંપૂર્ણ રીતે વ્યવહારુ થઈ પડે છે. વ્યક્તિપરત્વે બોલતાં શૌકતઅલી અને મારો બન્નેનો જ દાખલો હું આપીશ. અમારા બન્નેનાં મન એટલાં બધાં નાજુક છે કે કાંઈ પણ વિષમતાથી એની ઉપર અસર થયા વિના રહેતી નથી, છતાં અમે તો આઝાદ આલમગીરોની માફક ફરીએ છીએ. તેનું કારણ શું? કર્તવ્યપાલનનું ભાન. એ જ આઝાદી દરેક વ્યક્તિ ભોગવી શકે છે. સમશેરનો ઉપાય આની સાથે સરખાવો. એ શક્ય છે, પણ વ્યવહારુ નથી.

એની અવ્યવહારુતાના શૌકતઅલી જ જીવતાજાગતા દૃષ્ટાન્ત છે શૌકતઅલી તો ભારે તાલીમબાજ છે, મોટા પહેલવાન છે, આપણા જેવા અનેકને ચપટીમાં મસળી નાખે એવા છે. પણ તેઓ સમજે છે કે તેઓ એકલા તલવાર લઈને ઝૂઝી શકે નહિ, ઝૂઝે તો તેમાં કાંઈ સાર નથી, ત્યારે અસહકારમાં તો દેશ પણ ઉતરી શકે અને એકલશૂરા લડવૈયાઓ પણ નિકળી શકે. દેશજાગૃતિ થતી જવાની એટલે એ ઉપાયની વ્યવહારુતા વધતી જવાની.

૨૫. સ૦—અસહકારની હિલચાલ અંગ્રેજો અને હિંદીઓ વચ્ચે એક જાતનો જાતિદ્વેષ પેદા નથી કરતી ? અને એવો દ્વેષ અગર કડવાશ વિશ્વપ્રેમ અને વિશ્વબંધુત્વની ઈશ્વરી યોજનાને અનુસરીને છે શું ?

જ૦—જવાબમાં હું કહીશ કે આ હિલચાલ જાતિદ્વેષ અને અંગ્રેજો પ્રત્યે ઝેર નથી વધારી રહી. અસહકાર તો પ્રજાના મનમાં ધૂંધવાતા ઝેરવેરને નજોખમી રીતે વહી જવાનો માર્ગ કરી આપે છે. અધર્મ તરફ આંખ બંધ કર્યાથી અધર્મનો નાશ નથી થતો. મારે વિશ્વબંધુત્વની સ્થાપના જોવાની ઇચ્છા છે તેથી જ મેં અસહકારની પ્રવૃત્તિ હાથ ધરી છે, કે આત્મશુદ્ધિ કરીને હિંદુસ્થાન દુનિયાને ચડાવે.

૨૬. સ૦—‘ રાક્ષસી ’ ‘ સેતાની ’ અને એવા એવા શબ્દોનો ઉપયોગ બંધુભાવના વિરોધી અને દ્વેષ-ઝેરની લાગણીનો ઉશ્કેરનારો નથી શું ?

જ૦—‘ સેતાની ’ અને ‘ રાક્ષસી ’ એ શબ્દો અવશ્ય સખ્ત છે, પણ એ સત્યને ભારોભાર સૂચવે છે. એ તંત્રને વર્ણવે છે, વ્યક્તિઓને નહિ. અધર્મથી બચવું હોય તો અધર્મને આપણે ધિક્કાર્યે જ છૂટકો. અસહકારથી તો આપણે અધર્મ અને અધર્મી વચ્ચેનો ભેદ ઓળખતાં શીખીએ છીએ. મારા ભાઈની એકાદ પ્રવૃત્તિને રાક્ષસી કહેતાં હું નહિ અચકાયો હોઉં; પણ તેની જાત સામે ધિક્કારની વૃત્તિ મારામાં કદિ નહિ થઈ હોય. અસહકાર આપણને મનુષ્યના દોષ તરફ આંખ મીંચીને અગર દુર્લક્ષ કરીને નહિ પણ તે તરફ જાગતા રહીને પણ તેની જાત તરફ પ્રેમવૃત્તિને પોષતાં શીખવે છે.

૨૭. સ૦—અસહકાર કરીને સરકારને તમે શામાટે ત્રાસ આપો છો?

જ૦—આપણે કોઇને જ્ઞાનપૂર્વક દુઃખ નથી આપી શકતા, પણ આપણા અનિવાર્ય કાર્યથી કોઇને દુઃખ થાય તેને સારૂ આપણે જવાબદાર નથી. સરકારની નોકરીનું રાજીનામું અપવાનો મને સદાય હક્ક છે, તે રાજીનામું આપતાં સરકારને દુઃખ થાય તેમાં હું હિંસા નથી કરતો. મારા પિતાના ઘરમાં હું રહું, તેની હું કેટલીક સેવા પણ કરતો હઉં, પણ પિતાને હું અન્યાય કરતો જોઉં તે વખતે તેના ઘરનો ત્યાગ કરી સહકાર બંધ કરૂં તેથી તે અવશ્ય દુઃખી થશે છતાં મારે એ ઘરનો ત્યાગ કરવો એ જ મારી ફરજ હોઇ શકે. એ દુઃખ પિતા પોતાને હાથે વહોરી લે છે. જો આ પ્રમાણે આપણે વર્તન ન રાખીએ તો જગતમાં જૂલમગાર માત્રને જૂલમ કરવાનો રૂક્કો મળે.

૨૮. સ૦—આ લડત તો હિન્દી સરકારની સામે ઉઠાવેલી છે. હિન્દી સરકારે શો ગુન્હો કર્યો? એ તો બાપડી બ્રિટિશ સરકારના હૂકમ ઉઠાવનારી આડતિયાની પેઢી છે.

જ૦—હિન્દી સરકારનો ગુન્હો તો જબરો છે. ખિલાફતના પ્રશ્નનો સંતોષકારક નિવેડો કરવા માટે એ તો અનેક વાર વચન આપી ચૂકી છે. જાહેરમાં તેમ જ ખાનગી રીતે મારી રૂબરૂ, એક નહિ પણ અનેક અમલદારોએ કહ્યું છે કે મુસલમાનોની લાગણી અને માગણી માટે તેમને ભારે દિલસોજી છે. એ દિલસોજીનું આપણે કશું ફળ દીઠું નથી. મુખ્ય ગુન્હો કરનાર વડી ગુન્હેગાર હિન્દી સરકાર ન હોય, પણ ગુન્હો શરૂ થયા પછી તેમાં મળતિયા થઇ ગુન્હેગાર બનાવનાર તો હિંદી સરકાર છે જ. હિંદી સરકારની ચોકખી ફરજ છે કે તેણે મુસલમાનોની સ્થિતિમાં પોતાને કલ્પી લેવી અને મુસલમાન પ્રત્યેની લાગણી કૃત્યમાં બતાવવી. વાઇસરૉય અને તેના જોડીદારો બધા યે એકે સામટા રાજીનામાં આપી શકતા હતા. તે તેઓએ ક્યાં આપ્યાં છે?

વાઇસરૉયને તમે નોકર અને આડતિયો કહો છો. વાઇસરૉયને પોતાના શેઠના ગુન્હામાં ભાગ લેવાનો કશો હક્ક નથી. શેઠે ગુન્હો કર્યો છે એ તેને ખબર છે. એ ગુન્હાથી પોતે જે દેશના હાકેમ છે ત્યાં ખળભળાટ ઉપજી રહ્યો છે એમ પણ તેને ખબર છે. જાણીબૂજીને શામાટે તે ગુન્હાને ટપેરી

આપે છે ? હિન્દમાં રાજ્ય કરવા આવનાર દરેક વાઇસરૉયે લોકમત સમજી લેવો જોઇએ; અને લોકોના મતને અમલમાં મૂકાવવો જોઇએ. તેમ ન કરે તો લોકોનો વિરોધ સાંખી લેવો જોઇએ. પણ તેમ ન કરતાં કડવી ઝેર ગોળીને ગોળમાં વીંટાળીને આપણને આપવાનો તેમણે અને તેમની સરકારે પ્રયત્ન કર્યો છે. કેવી સુન્દર ધારાસભાઓ તમને મળશે, ત્રણ ત્રણ હિન્દીઓ તો ધારાસભામાં બેસશે–એ બધી મલામણી ગોળના પડ જેવી છે; પણ એ પડ નીચે તો હલાહલ ઝેર ભર્યું છે. ક્યાં છોડી છે તેમણે તેમની કડવાશ, ક્યાં કોઈ પણ પ્રકારે ન્યાય આપવાની છે તેમની દાનત ? કોઇ પણ અમલદારે એમ કહ્યું છે ખરૂં કે મુસલમાન લોકોની લાગણીને ભારે ધક્કો નથી પહોંચ્યો ? મને બોઅર લડાઇ પછીની સ્થિતિ યાદ આવે છે. બોઅરોને આપવાની રાજ્યવ્યવસ્થા વિષે વાટાઘાટ થવા માંડી, આટલું જ અપાય અને આટલું ન અપાય એવા વાંધાસાંધાઓ નિકળવા માંડ્યા, ત્યારે લૉર્ડ મોર્લીએ કહેલું કે 'સાઉથ આફ્રિકાની સાથે પાછી લડાઇ તો તમારે નથી મંડાવવીને ?' વાઇસરૉય પણ બ્રિટિશ સરકારને સ્પષ્ટ કહી શકે છે કે 'તમારે હિન્દુસ્થાન સામે લડાઈ તો નથી જાહેર કરવાની ને ?' હિન્દુસ્થાન સરકાર આપણી વતી આપણો મત રજુ કરનારી છે એ વાતની તો તે ના પાડતી નથી, તો તેની જવાબદારી પણ ચોકખી જ છે. મને શંકા નથી કે હિંદુસ્થાનમાં તેની આંખ ઉઘાડવા જેટલી શક્તિ છે. એ શક્તિનું તેને ભાન નહિ હોય, પણ ભાન આવવા જેટલી જ વાર છે. ભાન થશે કે હિંદુસ્થાન બતાવી આપશે.

૨૯. સ૦—અસહકારથી બીજી બધી ચળવળો–સુધારાનું કાર્ય પણ–બંધ થશે તેથી પ્રગતિનો કાંટો પાછો ફરશે નહિ ?

જ૦—જો ખરા સ્વરૂપમાં અસહકાર શરૂ થાય તો સુધારા આદિ સર્વ હિલચાલ બંધ થઇ જાય ખરી, પણ તેથી પ્રગતિ જ અટકી પડે એવું અનુમાન તો નથી નિકળતું. હું તો ઉલટું અસહકારને એવું નિર્દોષ પણ બળવાન્ શસ્ત્ર માનું છું કે તેના યથાર્થ ઉપયોગથી ઇશ્વરનું સામ્રાજ્ય કે જેમાં બધાં સુખ આવી જાય છે, તે પણ મળી શકે છે. લોકોને ત્યારે પોતાની સત્ય શક્તિનો ખરો ખ્યાલ આવ્યો હશે. ત્યારે તેમને મર્યાદાની,

મનોનિગ્રહની, સહકાર્યની, શાંતિની, વ્યવસ્થાની, અને પ્રજાને કેવળ મહાન્ નહિ પરંતુ મહાન્ અને ઉદાત્ત બનાવે તેવા ગુણની હિંમત સમજાઇ હશે.

૩૦ સ૦—એક માણસ પણ સંપૂર્ણ અસહકાર કરે તો તેની અસર થાય અને સ્વરાજ્ય મળે એ બરોબર છે ?

જ૦—મારી ખાત્રી છે કે એ બરોબર સંપૂર્ણતાને પામેલો તો એક અસહકારી પણ બસ થાય. પણ મારા જેવા પ્રયત્નવાનની અસર પણ હું ઘણી સમજું છું. જગતના બધા સુધારાનું મૂળ એક જ વ્યક્તિ નાખે છે.

૩૧. સ૦—શું તમારી ચળવળ અવ્યાવહારિક અથવા અશક્ય નથી? તમે મદ્રાસમાં કહ્યું હતું કે જો સંતોષકારક જવાબ ન મળે તો ચળવળ નિષ્ફળ પણ જાય. તો પછી જેઓએ તમને ટેકો આપ્યો છે તેમનું શું ? આખા હિંદુસ્થાનની કેવી અવનતિ! સત્યાગ્રહની માફક આ ચળવળને પણ અધવચથી પ્રણામ કરો અને તમારા કહેવા મુજબ હિમાલયમાં વાસ કરો તો ?

જ૦—ચળવળ અવ્યાવહારિક નથી એમ દિવસે દિવસે સિદ્ધ થતું જાય છે. સીધો રસ્તો કદાચ પ્રથમ અગમ્ય લાગે તોપણ અવ્યાવહારિક તો નથી જ. સત્યના જેવો દુનિયામાં બીજો વ્યાવહારિક પદાર્થ નથી. સીધી લીટીના જેવી ટૂંકી લીટી બીજી જગતમાં કોઇ દોરી શક્યું જ નથી. મદ્રાસનું ભાષણ આખું વાંચવું જોઇએ. ટાંકેલા વાક્યનો અર્થ એટલો જ છે કે જો પૂરો ઉત્તર ન મળે તો ચળવળ નિષ્ફળ જવાનો આભાસ પ્રજાને આવે. પણ સારા કામમાં નિષ્ફળતા હોતી જ નથી. કાર્ય પ્રમાણે ફળ મળ્યાં જ કરે છે. પણ એક માણસ કરે તેનું ફળ પ્રજા ન જોઇ શકે એ સંભવિત છે. પ્રજા જોઇ શકે તેવું ફળ મેળવવા સારૂ અનેકે તે કાર્ય કરેલું હોવું જોઇએ. બાકી જેણે કર્યું છે તેણે તો પૂરૂં ફળ મેળવ્યું જ છે. જેઓએ અભ્યાસ છોડ્યો છે, વકીલાત છોડી છે, તેઓને પુણ્ય ફળ મળી ચૂક્યું છે. ચળવળનું ગમે તે થાઓ, તેથી છોડનારને કઇ હાનિ થવાની ? તેઓને છોડ્યાનો પશ્ચાત્તાપ થાય તો દુ:ખ ખરૂં. તેથી જ હું કહી રહ્યો છું કે ત્યાગ વૈરાગ્ય વિના નહિ ટકે. જેઓ આ સરકારથી

તદ્દન ન થાક્યા હોય તેને અસહકાર કરવાની સલાહ મેં આપી જ નથી. આ ચળવળ ધર્મ્ય છે, કેમકે તે એકે પણ કરવા યોગ્ય છે. પુણ્ય કર્મ કરતાં નથી રોકાવાની કે નથી સાથી શોધવાની જરૂર. પાપકર્મ કરતા પહેલાં હજાર જોષીને પૂછવું અને હજારો સાથીને શોધવા. સમય અને સાથી મળી રહે તોપણ અટકવું. અસહકારથી જેમ વ્યક્તિને કશો ગેરલાભ થવાનો નથી તેમ હિંદુસ્થાનનું પણ સમજવું. સત્યાગ્રહને મેં અધવચથી છોડ્યો જ નથી. તેણે બીજું રૂપ પકડ્યું છે. કાયદાના સવિનય ભંગ રૂપે ચલાવતાં લોકો નહોતા શીખ્યા તેથી તે રૂપે સત્યાગ્રહ બંધ રહ્યો. તેથી હિંદુસ્થાનને પારાવાર લાભ થયો છે એમ હું માનું છું. મારી ખાત્રી છે કે કાયદાના સવિનય ભંગને રોકીને મેં સત્યાગ્રહના મારા જ્ઞાનને સિદ્ધ કર્યું, મારી સત્યાગ્રહના નાયક તરીકેની લાયકાત બતાવી. મેં કાયદાનો ભંગ રોક્યો તેથી જ સર માઇકેલ ઓડવાયરે પંજાબને પછાડવાનો નિશ્ચય કર્યો છતાં તે ચક્યું. તેવું જ મારા હિમાલય જવા વિષે સમજવું. મારી દૃઢ માન્યતા છે કે પશ્ચિમનો પશુન્યાય હિંદુસ્થાનને નહિ ભાવે-નહિ સદે. છતાં ધારો કે હિંદુસ્થાને તે ગ્રહણ કર્યો તો પછી હિંદુસ્થાનમાં મારૂં રહેવું હું નિરર્થક સમજું. તે વેળાએ હિમાલયનો એકાંતવાસ મને સ્વર્ગીય લાગે. પશુબળનો પ્રયોગ કરવામાં હિંદુસ્થાનને મારો ઉપયોગ નિરર્થક થાય. હિંદુસ્થાન પણ તેવે સમયે મને આશીર્વાદ આપીને હિમાલય તરફ વળાવે.

૩૨. સ૦—અસહકારની નીતિ અરાજકતાની જ નેતા નહિ નિવડે?

જ૦—જે ધીરજ, શાન્તિ અને ડહાપણથી અમે કામ લઇ રહ્યા છીએ તેમાં જ તમે કહો છો તે પ્રમાણે ન થવાની બાંહેધરી રહેલી છે. તમે જોતા નથી મૌલાના શૌકતઅલીને? તેઓ કેટલે ઠંડે મગજે કામ લઇ રહ્યા છે! તેઓ તેમના દિલમાં આવે તેમ કરતા હોય તો તો આજે તેઓ ધડ પરથી શીશ ફેરવીને ફરતા હોત. પણ તેઓ સમજે છે એટલે જ ધડ પર શીશ રાખીને ફરે છે. તેઓ સમજે છે કે હિંસારહિત અસહકાર હિંસા અથવા અરાજકતામાં ચાલી ન જ શકે. તમે પૂછો છો કે કદાચ પોલિસ પોતાના કામ પરથી ફારગત થઇ જશે તો રક્ષણ કોણ કરશે? જેઓ કામ પરથી નિકળશે તે નકામા નહિ બેસી રહે. તેઓ આપણા

વધારે સાચા રક્ષકો બની રહેશે. અને તેઓ નહિ બને તો ' મામલામાં માટી ' એ કહેવત પ્રમાણે આપણામાંથી માણસો નહિ તૈયાર થાય ? ૧૯૧૯ માં લાહોરમાં અને અમૃતસરમાં જ્યારે પોલિસ ત્રણ દહાડા સુધી ઉઠાવી લેવામાં આવેલી ત્યારે શું થયું હતું તે તમને ખબર છે ? અમૃતસર તો ચોર–ધાડપાડુનો વાસ છે. ત્યાં સામાન્ય રીતે જાનમાલ મુશ્કેલીથી સુરક્ષિત છે. છતાં ત્યાં ત્રણ દિવસમાં ચોરી કે લૂંટફાટનો એક દાખલો બન્યો ન હતો. અશસ્ત્ર સ્વયંસેવકોએ રાતદિવસ પહેરા ભર્યા અને લોકોના જાનમાલની રક્ષા કરી.

૩૩. સ૦—કોઇ પણ સંયોગમાં તમારે અસહકારની હિમાયત કરવી જોઇએ નહિ, કેમકે સાચું કહો તો ભલે તે શાંત હોય તો પણ હુલ્લડ સમાન છે.

જ૦—અસહકારને હું બળવો માનતો નથી, કેમકે તેમાં ખૂનખરાબો નથી. વિશાળ અર્થમાં તો સરકાર સામેની બધી હિલચાલનો બળવામાં સમાવેશ થઇ શકે. આ અર્થમાં તો વ્યાજબી કારણોને લીધે બળવો એ ફરજ થઇ પડે છે, અન્યાય પ્રમાણે ઉપાયનો નિર્ણય થઇ શકે છે.

૩૪. સ૦—અસહકારની અસર સરકારની વિરોધી નહિ થાય !

જ૦—અસહકારની અસર સરકારની વિરોધી જરૂર થશે, પણ અસહકાર એ સજા રૂપે નથી કલ્પાયો એટલે સરકારના ગુન્હાનો સવાલ ઉઠી શકતો નથી. એમ છતાં સરકારે જેટલું કરવું જોઇએ તેટલું નથી કર્યું. જો ઇંગ્લાંડની સરકાર ન્યાય ન મેળવે તો હિંદુસ્થાનની સરકાર રાજીનામું આપી શકે છે. હિંદુસ્થાનની સરકાર આવે સમયે માત્ર 'પ્રોટેસ્ટ' કરી સંતુષ્ટ નથી રહી શકતી, એ તેમની ત્રુટિ છે, અને તેથી એ સરકારનો સહકાર બંધ કરી પ્રજા પોતાનો અણગમો દર્શાવી શકે છે.

૩૫. સ૦—અસહકાર એ સરકારની વિરુદ્ધની હિલચાલ નથી એવી મારી દલીલ બરોબર નથી; કારણકે સરકારની નોકરી ન કરવાનો અને તેને કર ન આપવાનો અધિકાર એ ખરૂં જોતાં તો વિરોધી પ્રવૃત્તિ જ ગણાય.

જ૦—હું નમ્રતાપૂર્વક એથી જૂદો વિચાર ધરાવું છું. જો મારે મારા સગા ભાઇની સાથે મતભેદ હોય અને જો તેની સાથે એકમત થવાનું પરિણામ એવું આવતું હોય કે તેના અન્યાયમાં મારે ભાગ લેવો પડે, તો હું ભાઇ તરીકેની મારી એવી ફરજ સમજું છું કે મારે તેને સહાય કરવાનું છોડી દેવું અને મારી કમાણીમાંથી તેને હિસ્સો આપતો હોઉં તો તે બંધ કરવો. આમ હંમેશાં બન્યાં જ કરે છે. જ્યારે હિરણ્યકશિપુની પરમેશ્વરની સામેની ગાળો પ્રહ્લાદ નહિ સાંખી શકયા અને તેનો ત્યાગ કર્યો ત્યારે કંઇ એ પોતાના પિતાના દુશ્મન નહોતા થયા. વળી જ્યારે ઇશુએ ફેરિસીની સામે અવાજ ઉઠાવ્યો ત્યારે એ કંઇ યહુદીઓનો વિરોધી ન બન્યો. એટલે શું આનો અર્થ એવો નથી કે અમુક કૃત્ય કેવું છે તેના નિર્ણયનો આધાર કર્તાના ઇરાદા ઉપર રહે ?

અસહકાર કરવાથી રાજ્યસત્તા અશકય થઇ પડે છે એવી સૂચના ભાગ્યે જ વ્યાજબી ગણાય. પણ એટલું ખરૂં છે કે એવા અસહકારથી અન્યાય અશક્ય થઇ પડે છે.

૩૬. સ૦—આગલા અનુભવ પ્રમાણે આવી ચળવળ વખતે દેશમાં ઢંકાયેલાં તોફાની તત્ત્વને અંકુશમાં રાખવાં એ મનુષ્ય શક્તિની બહાર નથી શું ?

જ૦—મારા અનુભવ પ્રમાણે હિન્દુસ્થાનમાં છૂટાછવાયાં તોફાનો થયા છતાં, પણ સમગ્ર દેશમાં તો શાંતિ જ હતી. સત્યાગ્રહની અસર ઘણી સારી થઇ હતી. જે તોફાનો થયાં હતાં, તેમાં ઘણે ભાગે સ્થાનિક કારણો જવાબદાર હતાં. સાથે સાથે એટલું પણ કહીશ કે જે તોફાન થયાં તે પણ ન જ થવાં જોઇએ. મારી ભૂલ ભરેલી ગણત્રી માટે મેં પુષ્કળ પ્રાયશ્ચિત્ત કર્યું છે. આ કડવા અનુભવ છતાં પણ સત્યાગ્રહમાં અથવા તો એ અનુપમ શસ્ત્ર હિંદુસ્થાનમાં વાપરવાની શકયતા વિષે મારી શ્રદ્ધા જરા પણ ઓછી નથી થઇ. થયેલી ભૂલો પૂરી ન થવા પામે તે માટે પૂરી કાળજી રખાશે. શાંતિ જાળવવા અસાધારણ પ્રયત્ન કર્યા છતાં પણ અણધાર્યું તોફાન થઇ જાય, તેટલા ખાતર જ આપણું કાર્ય અટકાવી શકાય નહિ. વળી મારી સ્થિતિ પણ સ્પષ્ટ કરી દઉં. અધિકારીના ભયથી

સત્યાગ્રહી પોતાનો ધર્મ ચૂકતો નથી. જરૂર પડે તો ભલે સ્વેચ્છાથી લાખો નિર્દોષ અને નિષ્કલંક જીવોનો ભોગ અપાય. સત્યાગ્રહની લડતમાં લોકોની જ ભૂલો નડે છે. બળવાન્ અને સત્તાધીશ ભૂલો કરે અને ગાંડા પણ થાય. જે સમયે સત્તાના મદની સામે થયા સિવાય સ્વેચ્છાથી માનપૂર્વક અને શાંતિથી તેના હૂકમને તાબે થઇએ છીએ—અન્યાયમાં સામેલ થયેલા અધિકારીની ઇચ્છાને નહિ—તે સમયે આપણો વિજય થયો જ સમજવો. માટે દરેક અંગ્રેજની—સરકારના દરેક અમલદારની પોતાના વહાલાંની પેઠે પ્રાણરક્ષા કરવી એ આપણી ફત્તેહની ચાવી છે. મારા ચાળીસ વર્ષના અનુભવથી હું કહી શકું કે જીવદાન જેવું બીજું કોઇ દાન નથી. અંગ્રેજોની નાની સંખ્યા જે પોતાને શસ્ત્રબળથી નિર્ભય સમજે છે, અને અન્યાય કરે છતાં પણ હિંદીઓ તેમને કદિ પણ હણનાર નથી, એવી જે ઘડીએ અંગ્રેજોને ખાત્રી થશે તે ઘડીએ તેમનો સ્વભાવ ફરી જશે અને જીવલેણ અસ્ત્રશસ્ત્રો કટાવા માંડશે એ હું છાતી ઠોકીને કહું છું. આ સ્વપ્ન પ્રત્યક્ષ થતાં ઘણો કાળ જશે પણ તેથી શું ? મારૂં કામ તો એ છે કે સત્ય જાણવું અને તે પ્રમાણે ચાલવું. આ સત્યમાર્ગમાં મને સોબતી મળી જાય તો બીજું શું જોઇએ ? અંગ્રેજ મિત્રો સાથેની ખાનગી વાતચિતમાં મેં જણાવ્યું છે કે શાંતિના ચાલુ ઉપદેશથી, તેમ જ તેની શાંતિની વ્યાવહારિક ઉપયોગિતા સિદ્ધ કરી આપવાથી તોફાની અંશો સંપૂર્ણ કાબુમાં આવી ગયા છે.

૩૭. સ૦—આ હિલચાલ હાથ બહાર જતી રહેવાનું અને ખૂનામરકીમાં ઉતરી પડવા ધાસ્તી નથી શું ?

જ૦—આ હિલચાલ ખૂનામરકી તરફ વળી જવાનું જોખમ અવશ્ય છે પણ એ જોખમથી ડરીને અસહકારની હિલચાલને જ પડતી મૂકવાનો વિચાર કરવો તો પછી સ્વતંત્રતા મેળવવાનો પ્રયત્ન પણ એ સ્વતંત્રતાનો ભવિષ્યમાં કોઇ દુરુપયોગ કરી શકશે એ બીકે કાં ન પડતો મૂકવો ?

૩૮. સ૦—તમારો હેતુ ગમે તેવો નિર્દોષ હોય પરંતુ મુસલમાનો તો વેર વાળવાને જ તત્પર જણાય છે.

જ૦—મુસલમાનો કરતાં મારો હેતુ વધારે પવિત્ર હોય એ માનવાનો મને હક્ક છે તેવું હું માનતો નથી. પણ તેઓને શાંતિના સૂત્રમાં મારા જેટલી શ્રદ્ધા નથી, એ હું કબૂલ કરૂં છું. અસહકારને તેઓ નબળાનું ઉપયોગી શસ્ત્ર માને છે. કંઈ પણ વ્યાવહારિક કાર્ય કરી બતાવવું હોય તો શાંતિપૂર્વક અસહકારથી જ થઇ શકે છે એમ તેઓ સમજે છે. હું જાણું છું કે તોફાનથી તેઓને કોઇ જીતાડનાર હોય તો તત્ક્ષણ તેમ કરે. પણ તેઓને ખાત્રી છે કે આમ થવું તદ્દન અશક્ય જ છે. તેથી તેઓને અસહકાર માત્ર ધર્મ છે એટલું જ નહિ, પરંતુ વેર રૂપ પણ છે. મેં જે સરકાર સામે અસહકાર ઉઠાવ્યો છે તે મારા કુટુંબીઓની સામેના અસહકારથી કંઇ વધારે નથી. બ્રિટિશ મહારાજ્ય માટે મને માન છે. અંગ્રેજ તરફ મને દ્વેષ તો મુદ્દલ નથી જ, પરંતુ તેમના કેટલાક અનુકરણીય ગુણોની તારીફ કરૂં છું. ઘણાઓને મારા મિત્ર તરીકે ગણાવી શકું. કોઇને પણ દુશ્મન ગણવાની મારો ધર્મ સાફ ના પાડે છે. મુસલમાનો તરફ પણ મારી આજ ભાવનાઓ છે. મને તેમનો હક્ક પવિત્ર અને ન્યાયી જણાય છે. આથી જોકે તેમનું દષ્ટિબિન્દુ મારાથી જૂદું છે છતાં હું તેમની સાથે મળતાં અને મારા પ્રયોગનો અખતરો કરવાનું કહેતાં અચકાતો નથી, કેમકે ખોટા હેતુથી પણ નિર્દોષ શસ્ત્રનો ઉપયોગ સારૂં પરિણામ લાવી શકે છે. દષ્ટાંત તરીકે અમુક સંયોગમાં કવશે પણ સત્ય બોલવું જ ઇષ્ટ હોય ત્યારે સત્ય તેટલે અંશે પણ સારૂં પરિણામ લાવી શકે છે.

૩૯. સ૦—અહિંસાનો તમારો ઉપદેશ હાસ્યજનક લાગેછે. તે કેવળ જૈનને જ માન્ય છે; અને તે પ્રમાણે વર્તનારે આપઘાત જ કરવો જોઇએ. વળી તમારી પ્રવૃત્તિ–હડતાળાદિ–તો હિંસા જ કરાવી રહ્યાં છે.

જ૦—અહિંસાનો મારો ઉપદેશ હાસ્યજનક લાગે. તેમાં હિન્દુધર્મ રહેલો છે. તેના જ વત્તાઓછા પાલનમાં બધા ધર્મની જડ છે. જેટલી દયા તેટલો જ ધર્મ છે. દયાની સીમા ન હોય. હદ બાંધવી એ મારૂં કામ નથી. હદ પોતપોતાની સહુ બાંધી લે છે. વૈષ્ણવધર્મમાં અહિંસા પ્રધાન છે. જૈન ગ્રંથોમાં તેનો સવિશેષ વિચાર છે એ મને માન્ય છે, પણ અહિંસાનો ઇજારો જૈન કે બીજા કોઇ મતને નથી. અહિંસા એ

સર્વવ્યાપક, અચલિત નિયમ છે. જૈન દર્શનમાં અપવાસાદિના નિયમો છે. તેને આટમ ઘાટના પોષાક કહેવા એ જૈન દર્શનને ન સમજવા જેવું મને લાગે છે. પણ અહિંસાના અંતિમ લક્ષણની ચર્ચાની અહિં જરૂર જ નથી. તેનો સ્વીકાર ન કરાય તો યે અત્યારે આપણું કર્તવ્ય શાંતિપૂર્વક–સહન કરીને જ–યુદ્ધ કરવાનું છે એ સહુને સ્વીકાર્યા વિના ન જ ચાલે. અસહકારના ઉપદેશથી વેર વધે છે, હડતાળથી લોકોને નુકસાન પહોંચે છે. તે હિંસા છે એ માન્યતા બરોબર નથી. અહિંસાનો મુદ્દો એ છે કે ઘાતકીનું ઘાતકીપણું જાણવા છતાં તેના પ્રત્યે દ્વેષ ન કરવો. પંજાબનો અત્યાચાર કે ખિલાફતનો દગો લોકોથી છૂપાવીને હું લોકોને દ્વેષરહિત નથી બનાવી શકતો. લોકોને એ હત્યાકાંડના જ્ઞાન કરાવતા છતાં શાંત રાખવા એ મારૂં કર્તવ્ય છે. હડતાળાદિથી કેટલાકને દુઃખ થાય તે હિંસા નથી. પોતાનું કર્તવ્ય કરતાં બીજાંને દુઃખ થાય તેને સારૂ કરનારા જવાબદાર નથી. અફીણની દુકાને ન જવાથી અફીણ વેચનારને નુકસાન થાય તેનો દોષ મને ન લાગે. તેથી થતું દુઃખ એ અફીણ વેચનારને પણ કલ્યાણકારક છે. અસહકારનો અર્થ એ છે કે પાપીને પાપકર્મમાં મદદ ન દેવી અને જ્યાંસુધી તે પશ્ચાત્તાપ ન કરે ત્યાંસુધી તેની મદદ અને તેનું દાન ન લેવાં.

૪૦. સ૦—આપ કહો છો કે લોકોએ શાંત રહેવું. જો તેમ નહિ કરે તો અસહકારને ધક્કો પહોંચશે, તે કઇ રીતે ?

જ૦—મારી સલાહ યોગ્ય જ છે. અસહકારની ચાવી શાંતિ છે. જો શાંતિનો ભંગ થાય તો અસહકારીનું બળ ભાંગી પડે, કેમકે શાંતિભંગને અંગે સરકાર ત્રાસ વર્તાવે અને ત્રાસથી અકળાઈ જઇ લોકો દબાઇ જાય. અસહકાર એ ત્રાસનો ભય છોડવાની તાલીમ છે. આપણે હજુ ભયભીત છીએ. જ્યારે ભયરહિત થઇશું ત્યારે ત્રાસ વર્તાવનાર કોઇ હશે નહિ. બધા અસહકારી આગેવાનોને પકડે તોપણ અસહકાર ચાલ્યાં કરે તો જ જીત મળે. અસહકારમાં પ્રજાની સત્તા કેળવાય છે. પ્રજા પોતાના બળ પર ટકી રહે ત્યારે જ સ્વરાજ્ય એટલે પ્રજાસત્તાક રાજ્ય ભોગવે. આપણે સરકારને મદદ નથી દેવી અને તેની મદદ નથી લેવી. એમાં કાંઇ મોટું કાર્ય નથી કરવાનું કે આગેવાનની જરૂર હોય. અસહકાર રામબાણ

છતાં બચ્ચાથી પણ ચલાવાય તેવું શસ્ત્ર છે. ચલાવવે હળવું અને અસરમાં પ્રચંડ એવું એ હથિયાર છે.

૪૧. સ૦—તમે એમ સાચે જ માનો છો કે ખરા અસહકારી અહિંસાત્મક રહી શકે?

જ૦—જરૂર. સિંધમાં, કર્ણાટકમાં અને બંગાળમાં ધરપકડ ચાલી તે વખતે લોકોએ જે અજબ સંયમ બતાવ્યો છે તે તેનો પૂરાવો છે.

૪૨. સ૦—શું આપણી અંદર જરૂરની તાલીમ છે? આપણે પોતે કરેલા નિયમો અને ઠરાવોને તાબે રહેવાની વૃત્તિ આપણે ખીલવી છે?

જ૦—આપણે આગળ વધ્યા છીએ. છતાં કાયદાનો સવિનય ભંગ નિશ્ચિંત થઇને કરી શકીએ એટલો વિશ્વાસ નથી આવ્યો. જે નિયમો આપણે પોતાની સ્વેચ્છાથી કરેલા હોય અને જે નિયમોના ભંગ માટે ભલે આપણા અંતરાત્માની નાપસંદગી સિવાય બીજી કશી સજા ન હોય તેવા નિયમો બીજાએ આપણા ઉપર ઠોકી બેસાડેલા નિયમો કરતાં અથવા જેના ભંગ માટે દંડ આપીને આપણે છૂટી શકીએ તેવા નિયમો કરતાં, આપણને બહુ જ વધારે બંધનકારક હોવા જોઇએ. એટલે એ સિદ્ધ થાય છે કે જો આપણે પોતે કરેલા નિયમો પાળવાની તાલીમ આપણે ન મેળવી હોય અથવા બીજી રીતે કહીએ તો આપણાં પોતાનાં વચન પાળતાં આપણે ન શીખ્યા હોઇએ તો જે અનાદરને સાદર અનાદર કહી શકાય તેવો કાયદાનો અનાદર કરવાને આપણે નાલાયક છીએ.

૪૩. સ૦—સામાન્ય માણસ પાસે શું કામ લઇ શકશો? અને કાંઇ કામ ન લઇ શકો એટલે જ તમે મોટેરાઓને પકડી રહ્યા છો ને?

જ૦—અરે કંઇ રામ રામ ભજોને. એ લોકો તો મારી અખૂટ ખાણ છે. એમની પાસે હું જે કરાવી શકવાનો છું તે તમારી પાસે નથી કરાવી શકવાનો. પણ એમને મેં હમણાં 'રિઝર્વ'માં રાખ્યા છે. એઓમાં સંપૂર્ણ આત્મનિગ્રહ હજી નથી. ખેડુતો તો હું લાખો તૈયાર કરી શકું પણ તેઓનાં ગાડીબળદ, ઢોરઢાંખર, જરજમીન વેચાય ત્યારે તેઓ મીઠી મુદ્રા રાખી શકે એ માટે મારે હજી તેમને તૈયાર કરવા રહ્યા. મારે ખેડુતોની સાથે ભારે સંબંધ છે, તેઓની પાસે ધીરજનાં કામો મેં લીધાં છે, પણ

આ કામને માટે હજી તેમની પાસે માગણી કરવાનો હું સકારણ જ વિલંબ કરી રહ્યો છું. એઓને તૈયાર કરી શકાય એમાં તો મને શંકા જ નથી. દક્ષિણ આફ્રિકામાં હજારો મજુરો તૈયાર થયા અને હજારો જેલમાં ગયા એ ભૂલવાનું નથી. પણ તમને નિગ્રહ રાખવાનું કહેતાં મને સંકોચ નથી થતો, એટલે મેં તમે મોટેરાઓથી શરૂઆત કરી છે. અબ્દુલ બારી સાહેબે મને કહેલું કે તેમની પાસે વિશ હજાર માણસો નોકરી છોડવાને માટે પણ તૈયાર છે. પણ હું તેમની પાસે હમણાં નોકરી છોડાવીને શું કરૂં ? મારી પાસે હજી તેમને માટે વ્યવસ્થા નથી. અમે તો શાણી રીતે દૂરંદેશીથી અને ધીરજથી લડાઇ લડી રહ્યા છીએ. અમારી સામગ્રીનો અપવ્યય નથી કરવાના. તક આવ્યે જ વાપરીશું.

૪૪. સ૦—પારસીઓ જોડાય તેના પહેલાં ઘણા હિન્દુઓને અસહકારમાં જોડવાનો તમારે પ્રયત્ન કરવો જોઇએ.

જ૦—પારસીઓ જોડાય તે પહેલાં ઘણા હિંદુને મારે અસહકારમાં જોડવાનો પ્રયત્ન કરવો જોઇએ, એ કથન પણ આપણી દુર્બળતા સૂચવે છે. પારસી અને હિંદુ બંને હિંદી છે. બંનેમાંના જેઓ સમજે તેમનો હિંદુસ્થાન પ્રત્યેનો ધર્મ એક જ છે. વળી હિંદુ તો ઘણા જોડાઇ ગયા છે અને બાકીનાને જોડવાનો પ્રયત્ન ચાલુ જ છે. એકે હિંદુ ન જોડાય અગર તો પારસી વહેલા સમજે તોપણ તેઓએ અસહકારમાં જોડાવું જોઇએ. જે સમજી ગયો છે તે બીજાની રાહ ન જૂએ.

૪૫. સ૦—આપણી તૈયારીમાં કે આપણી સહનશક્તિમાં તમે તો કેવળ ' તપ, તપ ને તપ 'નો પાઠ ભણાવી રહ્યા છો. એ તપના લુખા પાઠથી લોક થાકશે અને આખરે હારીને બેસી જશે.

જ૦—તમને માનવજાતિના ઇતિહાસની ખબર નથી. માનવજાતિ અખંડ રહી છે, જ્યારે અનેક નીચી કોટિઓ નષ્ટ થઇ છે; કારણ માનવજાતિમાં સહન કરવાનો ભારે ગુણ રહેલો છે. તમે આપણા ગરીબો શી યાતનાઓ ભોગવે છે તે જૂઓ. આપણી સ્ત્રીઓ કેવી યાતનાઓમાંથી પસાર થાય છે તે જૂઓ. આપણી માતાઓને પૂછો. તેઓ તમને જવાબ આપશે અને તમારી અશ્રદ્ધાને કારણ નહિ રહે.

હા, તમારા કહેવાનું તાત્પર્ય એ હોઈ શકે કે દેશ રાજકીય કારણે દુઃખ ખમવાને તૈયાર નથી. પણ તૈયાર નથી એટલું જ તમે કહી શકો; અશક્ત છે એમ કહેશો તો હું ના પાડવાનો. પણ હું દેશને તે માટે તૈયાર કરવાનો જ પ્રયત્ન કરી રહ્યો છું; દેશદાઝનો ગુણ હું તેમનામાં જાગ્રત કરી રહ્યો છું. અન્ય યુરોપીય દેશમાં રાષ્ટ્રને માટે ખમવાની જે લાગણી છે તે લાગણી હું પ્રેરી રહ્યો છું; અને તેનો બહુ થોડા કાળમાં ઉદય થશે એ વિષે મને શંકા નથી, ભારે જલસાઓથી તમે મને માન આપો છો, હજારો લોકો મને જોઇને હર્ષઘેલા થાઓ છો, તે શાસારૂ ? એ તમારો હર્ષ, તમારો ઉત્સાહ હું યોગ્ય દિશામાં વાળવાનો પ્રયત્ન કરી રહ્યો છું. તૈયાર નથી માટે તૈયાર થઇએ ત્યાંસુધી બેસી રહો એમ કહેવું એ કાયરનું વચન છે. એમ કહીને તો આપણે કોઈ દિવસ ઉભા થવાના નથી. દેશદાઝનો ગુણ જાગ્રત કરવામાં મને જરા યે નિરાશા નથી થતી. આ તમારો હર્ષ અને ઉત્સાહ એવી શક્યતાની સાક્ષી પૂરે છે. ઇટાલીના દુઃખને માટે હું દુઃખી ન થઇ શકું, જર્મનીના દુઃખને માટે લોકોમાં દુઃખ ન પ્રેરી શકું, તેમ કરવાની ઉમેદ પણ ન રાખું; કારણ હું પરમેશ્વર નથી. પણ આપણા દેશના દુઃખે દુઃખી થવાનો તો હું દેશમાં જન્મેલા દરેકને તૈયાર કરીશ. અહિં જ કહી દઉં કે ખિલાફતના સવાલમાં તુર્કીને માટે સહાનુભૂતિ દર્શાવવાનું હું નથી કહેતો. હું સાત કરોડ મુસલમાન ભાઇઓ સાથે ન રહેતો હોત તો આ લડત લેત જ નહિ. હું તો તેમની લાગણીને વશ થઇને જ આ લડત લડી રહ્યો છું.

૪૬. સ૦—અસહકારની હિલચાલને ભાષણોમાં અગર કાર્યમાં પૂરેપૂરા અહિંસાત્મક માર્ગે અને લાગણીઓ ઉશ્કેર્યા વગર ચલાવવાની બાબતમાં વધારે કડક થવું અત્યંત જરૂરનું નથી શું ?

જ૦— અસહકારની પ્રવૃત્તિ અહિંસાત્મક માર્ગે જ ચલાવવાનું જારી છે. એકએક અસહકારવાદીએ એ અહિંસાતત્ત્વ હજુ પોતાનામાં પૂરેપૂરૂં નથી ઉતાર્યું એ સાચું છે; પણ એ વાત એટલું જ સિદ્ધ કરે છે કે આપણા આજસુધીના સંસ્કાર બૂરા છે. આ હિલચાલમાં ભાવનાને તો સ્થાન છે જ અને તે રહેવાનું પણ ખરૂં. ભાવના વિનાનો મનુષ્ય તે લાગણી વિનાનું પ્રાણી છે.

૪૭. સ૦—અદાલતો છોડાવી વકીલોની વકીલાત બંધ કરાવી તમે શું કરવા માગો છો ?

જ૦—સરકારની પ્રતિષ્ઠા તોડવા માગું છું. આ અદાલતો, કાઉન્સિલો, અને શાળાઓ સરકારની પ્રતિષ્ઠાનો પાયો મજબૂત કરનારી બે વસ્તુઓ છે. લોકોને આ વડે જ સરકારે મોહજાળમાં ફસાવી રાખ્યા છે.

૪૮. સ૦—ત્યારે કજીઆઓ શી રીતે પતશે ?

જ૦—મારો અનુભવ તમને કહું ? મારી વકીલાત દરમિયાન ૭૫ ટકા કેસો મેં ઘરમેળે પતાવેલા. ઘરમેળે પતાવવાનો હું તો એક 'એકસ્પર્ટ' ગણાતો હતો. નિષ્પક્ષતા માટે ત્યાં હું પ્રખ્યાત થયો હતો. એટલે મારા તરફથી કોઈ પણ સામાપક્ષવાળાને નોટિસ મળે કે તરત જ તે મારી પાસે આવતો અને પતાવટ કરવાને માગણી કરતો. એટલે ઘણા જણાઓને બે સોલિસિટરો રાખવા પડતા. મારી પાસે ન ફાવે એટલે તેઓ લડવા માટે બીજા સોલિસિટર પાસે જતા. હું તો માત્ર સ્વચ્છ કેસો જ લેતો.

૪૯. સ૦—આવી રીતે વિશ્વાસથી કામ કરનારા પક્ષકારો ઘણા આવે એમ તમને લાગે છે ?

જ૦—૫૦ ટકા પક્ષકારો અદાલતો છોડશે એટલે ૫૦ ટકા કેસો ઓછા થવાના. ૫૦ ટકા કેસો તો કજીઆદલાલો જ ઉત્પન્ન કરી રહ્યા છે, એમ મેં સાંભળ્યું છે.

૫૦. સ૦—એકાદ જણ વકીલાત છોડશે તેની શી અસર થવાની !

જ૦—પ્રમાણમાં તો અસર થવાની જ. પંડિત મોતીલાલ નેહરૂએ વકીલાત છોડ્યાથી સરકારની પ્રતિષ્ઠાની તૂટી પડતી ઇમારતને એક વધારે ધક્કો લાગ્યો એમ હું જરૂર કહીશ.

૫૧. સ૦—તમે પક્ષકારોને પણ અદાલતોમાં જતાં અટકાવી રહ્યા ખરા ને ?

જ૦—હા.

૫૨. સ૦—પણ એમ કેમ થશે ? તમારામાં તો તેમને વિશ્વાસ હતો. તમે તો જેઓ સાફ દિલ અને પાક હાથે તમારી પાસે આવતા તેમનું જ કામ

કરી આપી શકતા હતા. નાપાક હાથે જેઓ આવે તેનો તો તમે પણ ભાવ ન પૂછતા. આવા નાપાક હાથવાળાઓનું તમે શું કરશો ? એવા કેસો તો ભાગ્યે જ આવવાના કે જેમાં બંને પક્ષકારો સાફ દિલ અને પાક હાથવાળા હોય.

જ૦—ત્યારે નાપાકોની બધાની હું બેધડક સરકારને ભેટ કરીશ.

૫૩. સ૦—તમે પ્રથમ પગલા તરીકે ખિતાબો આપી દેવા વિગેરે સૂચવ્યું છે, પણ કેટલા ખિતાબો છોડી દેવાયા ? અને પુષ્કળ ખિતાબો તજવામાં ન આવે ત્યાંસુધી દહાડો વળે ?

જ૦—હું તમને સમજાવવા માગું છું કે એક ખિતાબ છોડવામાં આવે તેની પણ કિંમત છે. ઘરની દિવાલની એક ઇંટ ઢીલી થઇ ખરી પડે કે કુશળ ઘરવાળાને ચિન્તા પેસે છે, તેમ ખિતાબો ખરવાથી બ્રિટિશ રાજ્યસત્તા જેવી હોંશિયાર રાજ્યસત્તાને પોતાના સત્તાભવનમાંથી ઇંટ ખરતી જણાતી થશે તેમ તેના પાયા ધ્રૂજવા માંડશે. પણ હું કબૂલ કરૂં છું કે એ છૂટાછવાયા ખિતાબો છોડવાની સરકાર ઉપર ભારે અસર ન થાય. વાત તો એ છે કે ખિતાબો ધારણ કરનાર વ્યક્તિ પોતે કર્તવ્ય કર્યું છે એમ માનીને શી રીતે આત્મપરિતોષ મેળવી શકે એ વસ્તુ ધ્યાનમાં રાખીને જ આ પગલાનો વિચાર કરવામાં આવ્યો છે.

૫૪. સ૦—માનો કે તમારા પુત્રની પાસેથી કોઇ પૈસા છેતરીને લઇ જાય અને તેને કંગાળ બનાવી મૂકે તો તે શું કરે ?

જ૦—મારો પુત્ર જો સાચો અસહકારી હોય તો ચોરને પૈસા રાખવા દે. નવ માસ ઉપર મૌલાના શૌકતઅલીના રૂપિયા ૬૦૦ ગયા હતા. કોણ લઇ ગયું છે તે પણ તેઓ જાણતા હતા. છતાં તેમણે કાંઇ ન કર્યું.

૫૫. સ૦—તમારા પોતાના પુત્ર ઉપર રાજ્યદ્રોહનું નહિ પણ ન કરે નારાયણને ખૂનનું તહોમત હોય તો તમે તેનો બચાવ ન કરો ?

જ૦—ખરેખર હું માનું છું કે બચાવ ન કરવાની મારામાં હિંમત છે. ઘણા યે વહાલા મિત્રોને તેમ કરવા સલાહ આપવાની કઠણતા મેં બતાવી છે. આંધ્ર દેશમાં એક મિત્રની સામે કેવળ રાજદ્વારી દ્વેષને લીધે

દિવાની દાવો લાવવામાં આવેલો. તેમાં તેની આખી મિલ્કત ડુલ કરી નાખવાની મેં સલાહ આપી છે.

૫૬. સ૦—શાળાઓ ખાલી કરવાનું આપે કહ્યું છે. આજે આપણને જે કેળવણી મળી રહી છે તે શાળામાંથી મળી રહી છે. તે શાળા બંધ કરી આપણે અશક્ય કરીશું તો તેની પ્રગતિ અશક્ય જ નહિ થઇ પડે.

જ૦—એનો ઉત્તર તો એમાં જ આવી રહ્યો છે. શાળા બંધ કરી કે તે શાળાનો આપણે જ હવાલો લઇશું. આપણા શિક્ષકો ડાહ્યા હશે તો આ શાળા બંધ થયા પછી આપણે હાથે જ ઉઘડે તે શાળાઓમાં કામ કરશે. અને તમે લાંબો વિચાર શાસારૂ કરો ? તમે તો તમારી શાળા બંધ કરીને નવી ચાલુ કરો એટલે બસ થયું. દેશમાં દરેક ગામ પોતપોતાની હાજતો સંભાળી લેવાને શક્તિવાળું છે; અને તે જ પ્રમાણે શાળાની. સરકારે અત્યારસુધી આપણી હાજતો તપાસી છે, પણ મહા વિઘ્નકારક રીતે તપાસી છે. હવે આપણે એ જ હાજતો આપણી જાતમહેનતથી નહિ સંભાળી શકીએ ?

૫૭. સ૦—નિશાળો સરકારી ન હોય પણ ખાનગી હોય તે પણ છોડી દેવી કે ?

જ૦—જે ખાનગી નિશાળો 'સરકાર સાથે (યુનિવર્સિટીસાથે)' સંબંધ ધરાવતી હોય એ નિશાળો છોડી દેવી જોઇએ, કારણકે એ નિશાળો પર સરકારની સત્તા છે, moral Government છે. મારા મત મુજબ તો સરકારની અસર રૂપી ગંધ પણ રહેલી હોય એ નિશાળો સુદ્ધાં છોડી દેવી જોઇએ.

૫૮. સ૦—થોડા વિદ્યાર્થીઓ નિશાળ છોડી દે તેથી સરકાર પર શી અસર થવાની ?

જ૦—આમાં અસરની વાત નથી પણ અન્યાય રૂપી દ્રવ્ય લેવું કે નહિ તે સવાલ છે. આપણું પોતાનું માન જાળવવું એ આપણો ધર્મ છે. જે ભાઇએ કે બહેને નિશાળ છોડી એટલે દરજ્જે એણે પોતાની ફરજ અદા કરી અને દુનિયાની પણ સેવા કરી. એકના ત્યાગથી પણ અસર થઇ શકશે.

૫૯. સ૦—આપ અંગ્રેજી નિશાળમાંથી છોકરાને ઉઠાવી લેવાનું કહો છો ત્યારે મ્યુનિસિપાલિટીની પ્રાથમિક શાળાઓ છોડવાનું શા માટે નથી કહેતા ?

જ૦—મ્યુનિસિપાલિટીઓ પણ સરકારની મદદ અને સંબંધ ફગાવી દઇને સ્વતંત્ર થઇ શકે છે.

૬૦. સ૦—આપ નિશાળ વિગેરે છોડવાનું કહો છો, ત્યારે સરકારની બીજી મદદ કે આગગાડીનો ઉપયોગ, પાણીના નળનો લાભ વિગેરે છોડવાનું કેમ કહેતા નથી ?

જ૦—હું 'પ્રૅક્ટિકલ આઇડિયાલિસ્ટ' છું, એટલે જે વાત બની શકે એવી છે તે જ પ્રજા પાસે મૂકું છું. છતાં કોઇ એનો ત્યાગ કરે તો એને હું ધન્યવાદ આપું. મારા અસહકારની સામે મિસિસ બેસન્ટે જ્યારે એવી સૂચના કરી કે સરકારે ગાંધી અને શૌકતઅલીની ટપાલ બંધ કરવી, એમને આગગાડીની ટિકિટ ન આપવી વિગેરે, ત્યારે મારા ભાઇને મેં મુબારકબાદી આપેલી. મારી આસપાસ જે ભાઇઓ બેઠા હતા તેમને મેં કહેલું કે એવો પ્રસંગ આવે તો તે દિવસ સુંદર હશે. એથી ખિલાફત કે અસહકારનું કામ અટકશે નહિ.

૬૧. સ૦—જ્યાં પ્રાથમિક કેળવણી ફરજ્યાત છે ત્યાં નિશાળ છોડવાનું કેમ કહેવાય ?

જ૦—કેળવણી ફરજ્યાત છે, કંઇ નિશાળ ફરજ્યાત નથી.

૬૨. સ૦—અસહકારની બાબતમાં દેશી રાજ્યમાં શું કરવું ?

જ૦—દેશી રાજ્યમાં રહેનારા તો ગુલામોના ગુલામ છે. હાલ તો સીધા ગુલામોની જ વાત કરો ને. છતાં ત્યાંથી કોઇ આપોઆપ શાળા કે કૉલેજ છોડે તે વાત જૂદી. પણ ત્યાં હિલચાલ કરવા હું ન જાઉં. એમાં દેશી રાજાઓની કફોડી સ્થિતિ થાય.

૬૩. સ૦—સરકાર રાષ્ટ્રીય શાળાઓ બંધ કરાવે તો શું ?

જ૦—આ સરકાર શાણી સરકાર છે એટલે એવું પગલું ન ભરે, અને જો ભરે તો તેથી કંઇ રાષ્ટ્રીય કેળવણી અટકશે નહિ. ઉલટું જે

વિદ્યાર્થીઓ અને શિક્ષકો આજે શાળા કે કૉલેજ નથી છોડતા તેઓ તે દિવસે છોડીને બેસશે અને શિક્ષકો વિદ્યાર્થીને ઘેર ઘેર જઇને ભણાવતા થઇ જશે. એનો અટકાવ કોઇ પણ સરકાર ન કરી શકે. કરે તો એનો અર્થ એમ થાય કે હિન્દુએ ગીતા ન વાંચવી, કારણકે તેમાં યુદ્ધની વાત છે, અને મુસલમાનોએ કુરાન ન વાંચવું એવું પગલું સરકાર ભરી શકે જ નહિ.

૬૪. સ૦—આપે નોકરી છોડવાની કહી છે, તે શું હિન્દુ-મુસલમાન નોકરી છોડે એટલે બીજા હિન્દુ-મુસલમાનો તેમની જગ્યા લઇ લેનારા ન નિકળે ?

જ૦—જરૂર નિકળે. પણ આપણે કોઇની નીતિ કે અન્તરાત્માના ચોકીદારો નથી. તેમ જો થાય તો મને ભારે દુઃખ થાય એ ખરૂં. પણ એ થવું મને અસંભવિત લાગે છે. આપણી ધર્મદાઝની એટલી અસર શું ન પડે કે બીજાને આવી જગ્યાઓમાં દાખલ થતાં જ શરમ આવે ?

૬૫. સ૦—બ્રિટિશ માલ બૉયકૉટ કરવાથી કાંઇ ન થાય ?

જ૦—હું આ બાબત બે વર્ષ થયાં દેશની આગળ મારા પોતાના વિચાર મૂકી રહ્યો છું, છતાં તમારા આગળ સંક્ષેપમાં હું એનું તાત્પર્ય મૂકી દઇશ. એ ઉપાય દેખાય છે સરસ, પણ અમલમાં મૂકવો કઠણ છે; કારણ એ ઉપાયમાં તો આપણાથી ન સમજાવી શકાય એવા કાંણ કરોડપતિઓને પીગળાવવાની જરૂર છે. હું તેમની પરિસ્થિતિ સમજું છું, પણ બ્રિટિશ માલના પોશીંદાઓ તેઓ હોય તેઓ જ્યાંસુધી તે છોડે નહિ ત્યાંસુધી કાંઈ વળે નહિ. જો તેઓ તે છોડવાને માટે તૈયાર હોય તો બૉયકૉટની કાંઇક અસર થાય ખરી. પણ આખરે આ વિચાર આવીને નડે છે કે એ અશુદ્ધ, દ્વેષદૂષિત, હિંસાદૂષિત હથિયાર છે; એમાં એકને છોડી બીજા પરદેશીને સેવવાપણાનો આત્મઘાતક અવગુણ રહેલો છે. સત્વર પ્રયોગ થાય તો જ તેની અસર થઇ શકે એમ હોઇ તે અશક્ય પ્રકારનું છે, કારણ આપણી પાસે બૉયકૉટ ભારે પ્રમાણમાં, પૂર્ણ પ્રમાણમાં કરવાની સામગ્રી જ નથી. ગંગાધરરાવ દેશપાંડેએ ધાર્યું હતું કે અહમદનગર કૉન્ફરન્સ વખતે એને વિષે ઠરાવ કર્યાથી તે ત્રણ મહિનાની અંદર અમલમાં આવશે. પણ તે વાતને વર્ષો વીત્યાં અને તે હતી ત્યાંની ત્યાં રહી. હવે

તેઓ મારી વાત કબૂલ કરતા થયા છે. તેમ જ હઝરત મોહાની. બંગાળમાં બંગભંગ પછી કોઇ ઉત્સાહની ન્યૂનતા હતી? પ્રયત્નની કંઇ ઉણપ હતી? અનેક વાર શુદ્ધ કરેલી ભાવનાઓના અર્ક રૂપ બંગાળમાં પણ બૉયકૉટ અશક્ય અને અવ્યવહારુ ન નિવડ્યો. કારણ શું? તેનો યોગ્ય અને અસરકારક પ્રમાણમાં અમલ કરવા માટે સામગ્રી જ ન હતી.

૬૬. સ૦—બ્રિટિશ માલનો બૉયકૉટ અસરકારક થવા માટે તે બહુ મોટા ક્ષેત્રમાં પથરાયલો હોવો જોઇએ એમ આપ કહો છો, અને તેનાં વિસ્તારમાં, હાલની સ્થિતિમાં, તે થવો અશક્ય છે એમ કહી આપ બૉયકૉટને અવ્યવહારુ ઠરાવો છો. ધારાસભાના બૉયકૉટ અને શાળાઓના બૉયકૉટનું પણ એમ જ છે. છૂટાછવાયા માણસો પોતાનાં છોકરાંને શાળામાં મોકલતાં બંધ પડે તે પણ સંકુચિત પ્રમાણમા થતા બૉયકૉટના જેવું નિરર્થક અથવા અવ્યવહારુ ખરૂં ને?

જ૦—ના. એમ હોત તો હું એ સૂચવત જ નહિ. કાઉન્સિલ-બૉયકૉટ અને શાળાત્યાગ એક એક વ્યક્તિ કરીને પણ કર્તવ્ય કર્યાનો સંતોષ મેળવી શકે છે. મતલબ કે કાઉન્સિલ-બાયકૉટ અને શાળાત્યાગ બંનેને મેં આદર્શ રૂપ (ideal) માન્યા છે તેથી જ કેવળ એક વ્યક્તિ કરીને બેસી રહે તોપણ તેની કિંમત છે; જ્યારે બ્રિટિશ માલના બૉયકૉટને મેં આદર્શ માન્યો નથી. એક જ વ્યક્તિને ધર્મ તરીકે એ હું ઉપદેશી શકું જ નહિ; જ્યારે ઉપર કહેલી બંને વસ્તુઓ તો ધર્મ તરીકે હું લોકો આગળ મૂકી રહ્યો છું. બ્રિટિશ માલનો બૉયકૉટ કેવળ રાજકીય શસ્ત્ર છે અને મેં સૂચવેલાં શસ્ત્રો આધ્યાત્મિક શસ્ત્ર છે એવો મારો દાવો છે. એ દાવો તમે સ્વીકારો તો તમારા પ્રશ્નનો ઉત્તર ઉઘાડો જ છે.

૬૭. સ૦—રેલગાડીમાં કેમ બેસો છો?

જ૦—સરકારની એટલી મહેરબાની વર્તે છે, તેનો ઉપયોગ કરી મારૂં કામ આટોપી લઉં છું.



# આધારની નોંધ.



૧. ન. જી.=નવજીવન. ૨. હિં. સ્વ.=હિંદ સ્વરાજ્ય. ૩. યં. ઈં=યંગ ઇન્ડિયા. ૪. સ.=સર્વોદય. ૫. વિ. સૃ.=મહાત્મા ગાંધીની વિચાર સૃષ્ટિ. ૬. સ્પી. રા.=સ્પીચીઝ એન્ડ રાઇટીંગ્ઝ ઓફ મહાત્મા ગાંધી. ૭. આ. જ્ઞા.= આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન. ૮. જે. અ.=મારો જેલનો અનુભવ. ૯. ઈં. ઓ.=ઇન્ડિયન ઓપિનિયન. ૧૦. ઈં. હો.=ઇન્ડિયન હોમરૂલ ફોરવર્ડ. ૧૧. અમારૂં લખાણ આવા [ ] કૌંસ વચ્ચે મૂકેલું છે. ૧૨. પૃ.=પૃષ્ઠ. ૧૩. નં.=નંબર. ૧૪. તા.=તારીખ–માસ–વર્ષ.

## ૧. અસહકાર એટલે આત્મશુદ્ધિ.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧ | ન. જી. | | ૧૫–૯–૨૧ |
| ૨ | ,, | | ૩૧–૭–૨૧ |
| ૩ | ,, | | ૧૬–૧–૨૨ |
| ૪ | ,, | | ૨૭–૧–૨૧ |
| ૫ | ,, | | ૫–૪–૨૧ |
| ૬ | ,, | | ૫–૨–૨૨ |
| ૭–૯ | ,, | | ૨૭–૧–૨૧ |
| ૧૦ | ,, | | ૧૬–૧–૨૨ |
| ,, | ,, | | અપ્રાપ્ત. |
| ,, | ,, | | ૧૫–૯–૨૧ |
| ૧૧ | ,, | | ૯–૧૦–૨૧ |
| ૧૨–૧૬ | ,, | | અપ્રાપ્ત. |
| ૧૭ | ,, | | ૧૮–૧૨–૨૧ |
| ૧૮ | ,, | | ૮–૫–૨૧ |
| ૧૯ | ન જી. | | ૫–૪–૨૧ |
| ૨૦ | ,, | | ૧૪–૮–૨૧ |

## ૨. અહિંસાત્મક અસહકાર.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧–૩ | ન. જી. | | ૩૧–૭–૨૧ |
| ૪ | ,, | | ૩–૪–૨૧ |
| ૫ | ,, | | ૨૧–૧૧–૨૦ |
| ૬ | ,, | | ૧૬–૧–૨૧ |
| ,, | ,, | | ૧૯–૬–૨૧. |
| ૭ | ,, | | ૧૬–૧–૨૨ |
| ૮–૧૧ | ,, | | ૨૧–૧૧–૨૦ |
| ૧૨ | ,, | | ૧૫–૮–૨૦ |
| ૧૩ | ,, | | ૨૧–૧૧–૨૦ |
| ૧૪ | ,, | | ૧૬–૨–૨૨ |
| ૧૫–૧૬ | ,, | | ૧૫–૮–૨૦ |
| ૧૭ | ન. જી. | | ૨૧–૧૧–૨૦ |

## ૩. અસહકારની વિશેષ ઓળખ.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧ | ન. જી. | | ૨૭–૧–૨૧ |
| ૨ | ,, | | ૨૧–૧૧–૨૦ |
| ૩ | ,, | | ૧૦–૧૧–૨૦ |
| ૪ | ,, | | ૧૩–૬–૨૦ |
| ૫ | ,, | | ૧૦–૧૧–૨૦ |
| ૬ | ,, | | ૧૦–૭–૨૧ |
| ૭–૯ | ,, | | ૨૪–૪–૨૧ |
| ૧૦–૧૧ | ,, | | ૨૫–૭–૨૦ |
| ૧૨–૧૪ | ,, | | ૨૬–૯–૨૦ |
| ૧૫–૧૬ | ,, | | ૨૪–૪–૨૧ |
| ૧૭–૧૮ | ,, | | ૩૧–૭–૨૧ |
| ૧૯ | ,, | | ૨૨–૫–૨૧ |

| પેરા. | આધાર | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧૮ | ન. જી. | | ૨૫-૭-૨૦ |
| ૧૯ | ,, | | ૨૬-૯-૨૦ |
| ૨૦ | ,, | | ૨૭-૧-૨૧ |
| ૨૧ | ,, | | ૩૧-૧૦-૨૦ |
| ૨૨-૨૩ | ,, | | ૧૬-૫-૨૦ |
| ૨૪-૨૬ | ,, | | ૩૦-૧૨-૨૦ |

## ૪. અસહકાર અને ખૂનામરકી.

| પેરા. | આધાર | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧ | ન. જી. | | ૯-૮-૨૦ |
| ,, | ,, | | ૨૩-૫-૨૦ |
| ૨ | ,, | | ૯-૫-૨૦ |
| ૩ | ,, | | ૨-૫-૨૦ |
| ૪ | ,, | | ૧-૮-૨૦ |
| ૫-૭ | ,, | | ૨-૫-૨૦ |
| ૮ | ,, | | ૩૦-૫-૨૦ |
| ૯ | ,, | | ૯-૫-૨૦ |
| ૧૦ | ,, | | ૧૨-૨-૨૨ |
| ૧૧-૧૨ | ,, | | ૧-૮-૨૦ |
| ૧૩ | ,, | | ૧૬-૬-૨૧ |
| ૧૪ | ,, | | અપ્રાપ્ત. |
| ૧૫ | ,, | | ૧૪-૧૧-૨૦ |
| ૧૬ | ,, | | ૫-૯-૨૦ |
| ,, | ,, | | ૮-૫-૨૧ |
| ૧૭ | ,, | | ૨૬-૬-૨૧ |
| ૧૮ | ,, | | ૧૧-૧૨-૨૧ |
| ૧૯-૨૧ | ,, | | ૫-૯-૨૦ |

## ૫. તલવારની નિષ્ફળતા.

| પેરા. | આધાર | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧ | ન. જી. | | અપ્રાપ્ત. |
| ૨ | ન. જી. | | ૧૫-૮-૨૦ |
| ૩-૫ | ,, | | ૩૧-૧૦-૨૦ |
| ૬-૭ | ,, | | ૭-૧૧-૨૦ |
| ૮ | [ | | ] |
| ૯ | ન. જી. | | ૧૨-૩-૨૨ |

## ૬. અસહકારમાં શાંતિ.

| પેરા. | આધાર | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧ | ન. જી. | | ૧૭-૪-૨૧ |
| ૨-૩ | ,, | | ૮-૫-૨૧ |
| ૨ | ,, | | ૧૫-૫-૨૧ |
| ૩ | ,, | | ૧૦-૨-૨૧ |
| ૪-૫ | ,, | | અપ્રાપ્ત. |
| ૬ | ,, | | ૧૨-૨-૨૨ |
| ૭-૮ | ,, | | ૨૭-૧૧-૨૧ |
| ૯ | ,, | | ૩-૪-૨૧ |
| ૧૦-૧૧ | ,, | | ૧૫-૫-૨૧ |
| ૧૨-૧૪ | ,, | | ૧૨-૨-૨૨ |
| ૧૫ | ,, | | ૧૪-૮-૨૧ |
| ૧૬ | ,, | | અપ્રાપ્ત. |
| ,, | ,, | | ૮-૧૨-૨૧ |
| ૧૭ | ,, | | ૧૮-૯-૨૧ |
| ૧૮-૧૯ | ,, | | ૧૧-૧૨-૨૧ |
| ૨૦-૨૧ | ,, | | ૧-૮-૨૧ |
| ૨૦ | ,, | | ૫-૬-૨૧ |
| ૨૧-૨૬ | ,, | | ૬-૧૦-૨૧ |

## ૭. અસહકારમાં સહિષ્ણુતા.

| પેરા. | આધાર | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧-૩ | ન. જી. | | ૬-૧૧-૨૧ |
| ૪ | ન. જી. | | ૨૦-૧-૨૧ |
| ૫ | ,, | | ૧૫-૫-૨૧ |

## ૮. અસહકારીનો ધર્મ.

| પેરા. | આધાર | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧ | ન. જી. | | ૧૮-૧૨-૨૧ |
| ૨ | ,, | | ૧-૫-૨૧ |
| ૩ | યં. ઈ. | | ૧૨-૧-૨૧ |
| ૪-૫ | ન. જી. | | ૨૫-૧૨-૨૧ |
| ૬ | ,, | | ૧૩-૨-૨૧ |
| ૭-૮ | ,, | | ૨૭-૨-૨૧ |
| ૯ | ,, | | ૧૩-૩-૨૧ |
| ૧૦ | ,, | | ૫-૩-૨૨ |
| ૧૧-૧૪ | ,, | | ૧૩-૨-૨૧ |
| ૧૫ | ,, | | ૧૬-૧૦-૨૧ |
| ૧૬ | ,, | | ૫-૪-૨૧ |
| ,, | ,, | | અપ્રાપ્ત. |
| ૧૭ | ,, | | ૨૯-૫-૨૧ |
| ૧૮-૨૧ | ,, | | ૯-૧૦-૨૧ |
| ૨૨ | ,, | | ૩-૭-૨૧ |
| ૨૩ | ,, | | ૨૮-૭-૨૧ |
| ૨૪-૨૭ | ,, | | ૧૦-૧૦-૨૦ |
| ૨૬ | ,, | | ૨૭-૨-૨૧ |

## ૯. મુદ્દાની વાત.

| પેરા. | આધાર | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧-૨ | ન. જી. | | ૧૩-૨-૨૧ |
| ૩ | ,, | | ૨-૨-૨૨ |
| ૪-૬ | ,, | | ૧૩-૨-૨૧ |
| ૭ | ,, | | ૨૯-૫-૨૧ |

## ૧૦. લડતનું સ્વરૂપ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | ન. જી. | ૨૬–૧૨–૨૦ |
| ૩ | „ | ૮–૧૨–૨૧ |
| ૪ | „ | ૨૬–૯–૨૦ |
| ૫–૬ | „ | ૬–૨–૨૧ |
| ૫ | „ | ૨૨–૧૨–૨૧ |
| ૭ | „ | ૨૫–૧૨–૨૧ |
| ૮ | „ | ૬–૨–૨૧ |
| ૯–૧૦ | „ | ૨૨–૧૨–૧૨ |
| ૧૧ | „ | ૧૫–૫–૨૧ |
| ૧૨ | „ | ૪–૧૨–૨૧ |
| „ | „ | ૭–૧૧–૨૦ |
| ૧૩–૧૫ | „ | ૯–૬–૨૧ |
| ૧૬ | „ | ૩૦–૧૦–૨૧ |
| ૧૭ | „ | ૩–૨–૨૧ |
| ૧૮ | „ | ૨૨–૫–૨૧ |
| ૧૯ | „ | ૯–૬–૨૧ |
| „ | „ | ૩૦–૫–૨૧ |
| ૨૦ | „ | ૧૯–૩–૨૨ |
| ૨૧ | „ | ૧૭–૪–૨૧ |
| ૨૨–૨૩ | „ | ૩૦–૧–૨૧ |
| ૨૨ | „ | ૧૨–૨–૨૨ |
| ૨૩ | „ | ૧૩–૧૧–૨૧ |
| ૨૪ | „ | ૨૬–૧૨–૨૦ |
| ૨૫ | „ | ૧૨–૨–૨૨ |
| ૨૬–૨૭ | „ | ૨૯–૧–૨૨ |
| ૨૮ | „ | ૧૨–૬–૨૧ |
| ૨૯ | „ | ૮–૧૨–૨૦ |
| ૩૦ | „ | ૯–૫–૨૦ |
| ૩૧ | „ | ૧૫–૧૨–૨૧ |
| ૩૨–૪૧ | „ | ૨૬–૯–૨૦ |
| ૩૯ | „ | અપ્રાપ્ત. |
| ૪૨ | „ | ૧૦–૧૦–૨૦ |
| ૪૩ | ન. જી. | ૫–૬–૨૧ |
| ૪૪ | „ | ૧૩–૧૧–૨૧ |
| ૪૫ | „ | ૩–૪–૨૧ |
| ૪૬ | „ | ૧૭–૪–૨૧ |
| ૪૭ | „ | ૧૯–૧૨–૨૦ |
| ૪૮ | „ | ૨–૨–૨૨ |
| ૪૯ | „ | ૧૫–૧૨–૨૧ |
| ૪૯–૫૦ | „ | ૯–૫–૨૦ |
| ૫૧ | „ | ૧૧–૯–૨૧ |
| ૫૨ | „ | ૩–૧૧–૨૦ |
| ૫૩ | „ | ૯–૫–૨૦ |
| ૫૪ | „ | ૫–૨–૨૨ |
| ૫૫ | „ | ૧૩–૨–૨૧ |
| ૫૬ | „ | ૬–૨–૨૧ |
| ૫૭ | „ | ૫–૪–૨૧ |
| ૫૮–૬૦ | „ | ૧૨–૧૨–૨૦ |
| ૬૧–૬૨ | „ | ૧૭–૭–૨૧ |
| ૬૩ | „ | ૧૫–૫–૨૧ |
| ૬૪–૬૬ | „ | ૨૪–૪–૨૧ |

## ૧૧. અસહકારનું ભાવિ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૬ | ન. જી. | ૩–૨–૨૧ |

## ૧૨. ત્રણ મોહ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | ન. જી. | ૨૯–૮–૨૦ |
| ૩–૫ | „ | ૧–૮–૨૦ |
| ૬ | „ | ૨૯–૮–૨૦ |
| ૭ | „ | અપ્રાપ્ત. |
| „ | „ | ૧૭–૪–૨૧ |
| ૭ | ન. જી. | ૧૩–૩–૨૧ |
| ૮ | „ | ૫–૪–૨૧ |

## ૧૩. ચાંદ્દોનો ત્યાગ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૩ | ન. જી. | ૮–૮–૨૦ |

## ૧૪. ધારાસભાનો બહિષ્કાર.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૨ | ન. જી. | ૧૮–૭–૨૦ |
| ૩–૪ | „ | ૨૨–૧–૨૨ |
| ૫–૭ | „ | ૧૮–૭–૨૦ |
| ૮ | „ | ૨૪–૪–૨૧ |
| ૯–૧૦ | „ | ૧૮–૭–૨૦ |
| ૧૧ | „ | ૧૦–૧૦–૨૦ |

## ૧૫. વકીલો અને અદાલતોનો ત્યાગ.

| પેરા. | આધાર. | પૃ. નં. તા. |
|---|---|---|
| ૧–૫ | ન. જી. | ૧૫–૮–૨૦ |
| ૬ | „ | અપ્રાપ્ત. |
| ૭ | „ | ૫–૪–૨૧ |
| ૮ | „ | ૧૯–૨–૨૨ |
| ૯–૧૨ | „ | ૨૪–૧૦–૨૦ |
| ૧૨ | „ | અપ્રાપ્ત. |
| ૧૩ | „ | ૧૪–૪–૨૧ |

### ૧૬. દેશી રાજયોના અસહકારીઓનું વર્તન.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧–૬ | ન. જી. | | ૨૬–૨–૨૨ |

### ૧૭. શિક્ષણમાં અસહકાર.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧ | ન. જી. | | ૧૫–૮–૨૦ |
| ૨–૩ | „ | | ૯–૬–૨૧ |
| ૪–૯ | „ | | ૧૫–૮–૨૦ |
| ૧૦–૧૨ | „ | | ૧૦–૧૧–૨૦ |
| ૧૩ | „ | | ૧૬–૬–૨૧ |
| ૧૪ | „ | | ૫–૪–૨૧ |
| ૧૫–૧૮ | „ | | ૨૭–૩–૨૧ |
| ૧૯–૨૦ | | | અપ્રાપ્ત. |

### ૧૮. વિદ્યાર્થીઓને ઉપદેશ.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧–૩ | ન. જી. | | ૨૦–૧૦–૨૦ |
| ૪–૭ | „ | | ૨–૧૦–૨૧ |
| ૮–૧૧ | „ | | ૨૦–૧૦–૨૦ |
| ૧૨–૧૯ | „ | | ૩–૧૦–૨૦ |
| ૨૦–૨૧ | „ | | ૧૨–૩–૨૨ |
| ૨૨–૨૩ | „ | | ૨૦–૧૦–૨૦ |
| ૨૪ | „ | | ૧૬–૬–૨૧ |
| „ | „ | | ૨૦–૧–૨૧ |
| ૨૫–૨૬ | „ | | ૨૦–૧૦–૨૦ |
| ૨૭–૨૮ | „ | | ૨–૧૦–૨૧ |
| ૨૮ | „ | | ૨૦–૧૦–૨૧ |

### ૧૯. કાશીમાં ગાંધીજી.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧–૨૩ | ન. જી. | | ૫–૧૨–૨૦ |

### ૨૦. અસહકારનો કાર્યક્રમ.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧ | ન. જી. | | ૪–૭–૨૦ |
| „ | „ | | ૨૦–૩–૨૧ |
| ૨ | „ | | ૩–૪–૨૧ |
| ૩ | „ | | ૨૬–૧૨–૨૦ |
| ૪ | „ | | ૩–૪–૨૧ |
| „ | „ | | ૧૬–૩–૨૨ |
| ૫ | „ | | ૧૯–૬–૨૧ |
| ૬ | „ | | ૧૬–૩–૨૨ |
| ૭–૧૧ | „ | | ૪–૭–૨૦ |
| ૧૨ | „ | | ૩–૪–૨૧ |
| ૧૩ | „ | | ૧–૫–૨૧ |
| ૧૪ | „ | | ૧૫–૫–૨૧ |
| ૧૫–૧૬ | „ | | ૧૬–૩–૨૨ |
| ૧૭–૨૧ | „ | | ૫–૩–૨૨ |

### ૨૧. ચોકી.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧–૨ | ન. જી. | | ૨૬–૨–૨૨ |
| ૩–૪ | „ | | ૧૦–૭–૨૧ |
| ૫ | „ | | ૧૧–૧૦–૨૧ |
| ૬ | „ | | ૧૦–૧૦–૨૦ |
| ૭ | „ | | અપ્રાપ્ત. |
| ૮ | „ | | ૧૫–૧–૨૨ |
| ૯ | „ | | ૨૬–૨–૨૨ |

### ૨૨. સ્વયંસેવક ધર્મ.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧ | ન. જી. | | ૨૬–૬–૨૧ |
| ૨ | „ | | ૧૮–૧૨–૨૧ |
| ૩–૪ | „ | | ૨૬–૬–૨૧ |
| ૫–૯ | „ | | ૨૪–૧૨–૨૧ |
| ૯ | „ | | અપ્રાપ્ત. |
| „ | „ | | ૨૯–૧–૨૨ |
| ૧૦ | „ | | ૨૪–૧૨–૨૧ |
| ૧૧ | „ | | ૨૭–૧૧–૨૧ |
| ૧૨–૧૯ | „ | | ૨૪–૧૨–૨૧ |
| ૨૦ | „ | | ૧૮–૧૨–૨૨ |
| ૨૧ | „ | | અપ્રાપ્ત. |
| ૨૨ | „ | | ૨૭–૧૧–૨૧ |
| ૨૩ | „ | | ૫–૪–૨૧ |
| ૨૪ | „ | | ૮–૫–૨૧ |
| ૨૫ | „ | | ૫–૪–૨૧ |
| ૨૬–૩૨ | „ | | ૨૭–૧૧–૨૧ |

### ૨૩. ઢીલનાં કારણ.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧–૨ | ન. જી. | | ૨–૧૦–૨૧ |
| ૩ | „ | | ૩૦–૫–૨૦ |
| ૪ | „ | | ૨૯–૧–૨૨ |
| ૫ | „ | | ૩૦–૫–૨૦ |
| ૬ | „ | | ૨૫–૧૨–૨૧ |
| „ | „ | | ૨૭–૧૧–૨૧ |
| ૭ | „ | | ૨૨–૧–૨૨ |
| ૮ | „ | | ૧૦–૨–૨૧ |
| ૯ | „ | | ૨૨–૫–૨૧ |
| ૧૦ | „ | | ૨૬–૯–૨૦ |
| ૧૧ | „ | | ૨૪–૧૧–૨૧ |
| ૧૨–૧૩ | „ | | ૨૭–૧૧–૨૧ |

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧૪ | ન. જી. | | ૨૧-૧૧-૨૦ |
| ૧૫ | ,, | | ૨૭-૧૧-૨૧ |

## ૨૪. શ્રદ્ધા અને પ્રયત્ન.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧ | ન. જી. | | ૨૨-૧૨-૨૧ |
| ૧-૨ | ,, | | ૯-૧૦-૨૧ |
| ૩-૬ | ,, | | ૨૨-૧૨-૨૧ |
| ૭ | ,, | | ૫-૩-૨૨ |
| ૮ | ,, | | ૨૨-૧૨-૨૧ |
| ૯ | ,, | | ૧૪-૪-૨૧ |
| ,, | ,, | | ૨૨-૧૨-૨૧ |
| ૧૦ | યં. ઇં. | | ૯-૩-૨૦ |

## ૨૫. સવાલજવાબ.

| પેરા. | આધાર. | પૃ. નં. | તા. |
|---|---|---|---|
| ૧-૧૧ | ન. જી. | | ૩૦-૧૨-૨૦ |
| ૧૨ | ન. જી. | | ૬-૬-૨૦ |
| ૧૩ | ,, | | ૨૪-૪-૨૧ |
| ૧૪-૧૫ | ,, | | ૫-૯-૨૦ |
| ૧૬-૨૦ | ,, | | ૧૫-૫-૨૧ |
| ૨૧-૨૨ | ,, | | ૨૯-૫-૨૧ |
| ૨૩ | ,, | | ૨૪-૪-૨૧ |
| ૨૪ | ,, | | ૫-૯-૨૦ |
| ૨૫-૨૬ | ,, | | ૧૯-૧૨-૨૦ |
| ૨૭ | ,, | | ૯-૫-૨૦ |
| ૨૮ | ,, | | ૫-૯-૨૦ |
| ૨૯ | ,, | | ૬-૬-૨૦ |
| ૩૦-૩૧ | ,, | | ૩૦-૧-૨૧ |
| ૩૨ | ,, | | ૫-૯-૨૦ |
| ૩૩ | ,, | | ૬-૬-૨૦ |
| ૩૪ | ,, | | ૯-૫-૨૦ |
| ૩૫ | ,, | | ૨૩-૫-૨૦ |
| ૩૬ | ,, | | ૬-૬-૨૦ |
| ૩૭ | ,, | | ૧૯-૧૨-૨૦ |
| ૩૮ | ન. જી. | | ૬-૬-૨૦ |
| ૩૯ | ,, | | ૨૪-૪-૨૧ |
| ૪૦ | ,, | | અપ્રાપ્ત. |
| ૪૧ | ,, | | ૧૦-૧૧-૨૧ |
| ૪૨ | ,, | | ૨૩-૧૦-૨૧ |
| ૪૩ | ,, | | ૫-૯-૨૦ |
| ૪૪ | ,, | | ૨૪-૪-૨૧ |
| ૪૫ | ,, | | ૫-૯-૨૦ |
| ૪૬ | ,, | | ૧૯-૧૨-૨૦ |
| ૪૭-૫૨ | ,, | | ૩૦-૧૨-૨૦ |
| ૫૩ | ,, | | ૫-૯-૨૦ |
| ૫૪-૫૫ | ,, | | ૧૦-૧૧-૨૧ |
| ૫૬ | ,, | | ૫-૯-૨૦ |
| ૫૭-૫૮ | ,, | | ૩-૧૦-૨૦ |
| ૫૯-૬૩ | ,, | | ૨૦-૧૦-૨૦ |
| ૬૪-૬૬ | ,, | | ૫-૯-૨૦ |
| ૬૭ | ,, | | ૮-૧-૨૨ |



# 'નગીનદાસ રાષ્ટ્ર–શિક્ષણ કાર્યાલય'

* પ્રકટ કરેલાં પુસ્તકો

કિંમત રૂ. આ

૧. રાષ્ટ્રીય વાંચનમાળા* (મહાત્મા ગાંધીજીના લેખોમાંથી ઉદ્ધૃત) ૦—૧૨

૨. ગાંધી=શિક્ષણ ( મહાત્માજીના જ શબ્દોમાં )

| | | |
|---|---|---|
| ભાગ | ૧. સત્યાગ્રહ ... ... ... ... | ૦—૫ |
| ,, | ૨. ધર્મ ... ... ... ... ... | ૦—૧૨ |
| ,, | ૩. આરોગ્ય ... ... ... ... | ૦—૭ |
| ,, | ૪. કેળવણી ... ... ... ... | ૦—૭ |
| ,, | ૫. આત્મસંયમ ... ... ... ... | ૦—૪ |
| ,, | ૬. સંપત્તિશાસ્ત્ર ... ... ... ... | ૦—૬ |
| ,, | ૭. સ્વદેશી ... ... ... ... | ૦—૧૨ |
| ,, | ૮. પ્રજા ધારણ ... ... ... ... | ૧—૪ |
| ,, | ૯. રાજ્યનીતિ ... ... ... | ૧—૪ |
| ,, | ૧૦. અસહકાર ( પ્રથમ વિભાગ ) ... ... | ૦—૧૨ |
| ,, | ૧૧. અસહકાર ( દ્વિતીય વિભાગ ) ... ... | ૧—૦ |
| ,, | ૧૨. અસહકાર ( તૃતીય વિભાગ ) ... ... | ૦—૧૨ |
| ,, | ૧૩. અત્યાચાર ... ... ... ... | ૦—૫ |
| | | રૂ. ૮—૧૦ |

## ગાંધી=શિક્ષણના છૂટક ભાગો

| | | | | |
|---|---|---|---|---|
| રૂ. ૧૦ | થી વધુ રકમ એકકી વખતે મોકલી | મંગાવનારને | કમિશન ટકા | ૫ |
| ,, ૫૦ | ,, | ,, | ,, | ૧૦ |
| ,, ૨૦૦ | ,, | ,, | ,, | ૧૨॥ |
| ,, ૫૦૦ | ,, | ,, | ,, | ૧૫ |

ગાંધી=શિક્ષણના બધા ( ૧૩ ) ભાગ એકકી સાથે સામટા લેનારને રૂ. ૮—૧૦—૦ ને બદલે ફક્ત રૂ. ૮—૦—૦ માં વગર કમિશને મળશે. બધાં પુસ્તકોમાં પોસ્ટેજ અગર રેલ્વેખર્ચ મંગાવનારને શીર રહેશે.

* 'રાષ્ટ્રીય વાંચનમાળા'ની થોડી જ નકલો શીલક છે તેથી હવે ત્યાંસુધી તે વગર કમિશને મળી શકશે.